# મારી વ્યાપક કેળવણી

[બૂકર ટી. વૉશિંગ્ટનનું 'My Larger Education']

અનુવાદક

ચંદુભાઈ રાવજીભાઈ પટેલ




નવજીવન કાર્યાલય
અમદાવાદ

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ – ૨૨

# મારી વ્યાપક કેળવણી

[ બૂકર ટી. વૉશિંગ્ટનનું 'My Larger Education' ]


અનુવાદક

ચંદુભાઈ રાવજીભાઈ પટેલ





નવજીવન કાર્યાલય

અમદાવાદ

# નિવેદન

જગવિખ્યાત હબસી અમેરિકન, બૂકર ટી. વૉશિંગ્ટનની આત્મકથાનો આ ઉત્તરાર્ધ ગુજરાતીમાં ઉતારવાને માટે કારણ બતાવવાનું હોય નહિ; બલ્કે નવાઈ કહેવાય કે, આપણને આવું એક ઉત્તમ કોટીનું પુસ્તક અત્યાર સુધી મળ્યું નહોતું. પરંતુ એને ગુજરાતીમાં ઉતારવાનું મારે માટે એ કારણ નહોતું. એક મિત્રને મેં કહી રાખ્યું હતું કે, કોઈ સારા ગ્રંથનું ભાષાંતર કરવાનું કામ મારા જોગું જો ધ્યાનમાં આવે, તો થોડે થોડે કરીને તે કરવાનું હું માથે લઈ શકું એમ છું. આ ઉપરથી તેમણે મને આ સૂચવ્યું. અને એ સૂચના કેવી ઉત્તમ હતી તેનું પૂરું ભાન તો આ પુસ્તક તૈયાર કરતાં મને આવ્યું. ખરેખર, આ એક સેવાપરાયણ, કોમ- અને વતન- પરસ્ત અને ખરા કેળવણીકારના આધ્યાત્મિક અનુભવોની કથા છે, એમ જ કહેવું જોઈએ. આ વાંચતાં એથી વધારે તો એ લાગ્યું કે, આ માણસ એક અવલ સાધક છે, ભારે સંશોધક છે, અને અપાર માનવપ્રેમી છે. આજની આપણી પરિભાષા વાપરીને કહું તો, ગાંધીજીની સત્ય-અહિંસાની રામબાણ કાર્યપદ્ધતિ જાણે આ માણસ ન પામી ગયો હોય !

એક ગુલામને ત્યાં જન્મેલો આ પુરુષ આખા જગતમાં નામના કરીને ગયો. એ શાથી અને શી રીતે, તેનું આ નિખાલસ અને પારદર્શક બયાન વાંચવું, એ પણ એક ચારિત્ર્યની કેળવણી જ છે. ‘Make the best of things. . .,’

'Honesty is the best policy,' 'અહિંસા આગળ વેર ઓગળી જાય છે,' 'જીવન એક મોટી વિદ્યાપીઠ છે' — એવાં એવાં નીતિસૂત્રો કહેવાય છે તે બધે; આ પુરુષનું જીવન એનો જ્વલંત પદાર્થપાઠ છે. માનવપ્રેમ, સમભાવ, સમાજ-પરાયણ જીવનપદ્ધતિ, સ્વાશ્રય અને મહેનત, સાદગી અને સરળતા — આ ગુણો સમાજ અને સંસ્કૃતિ જ ઘડે છે એમ નહિ, ગુલામોના માણસો અને નાગરિકો પણ ઘડે છે; અને એને માટે કેળવણીની પદ્ધતિ યોજી શકાય છે, તેને સફળ બનાવી શકાય છે, અને એ કરવામાં આવે તો સંકુચિતતામાંથી કે અજ્ઞાન–ગેરસમજમાંથી જન્મતા અનેક પ્રશ્નો કે ઝઘડાઓના પરિવારનો પણ સમૂળો છેદ ઉડાડી શકાય છે. — આ એક ભારે મોટી માનવ્ય-પોષક શોધ આ માણસે એના સંજોગોમાંથી માર્ગ કાઢીને સિદ્ધ કરી બતાવી છે. આ અને આવી તો કેટલીય બાબતો આ નાનકડા પુસ્તકમાં એકીસાથે આલેખાઈ છે.

પોતાને કાંઈ કહેવાનું હોય, આત્મા જો બોલવા માગતો હોય, તો વાણી કે ભાષા અને શૈલી તદનુરૂપ સ્વરૂપ પકડે, એ પણ આ પુસ્તક વાંચતાં જોયું. પુસ્તકની શૈલી પણ તેની જ પોતાની છે. સાદી વાતો મારફતે કેવાં ભારે સૂક્ષ્મ અનુભવોનાં ચિત્રણો લેખકે કર્યાં છે! અને એના મર્મીળા ટુચકા!

આ બધું જોતાં ને વાંચતાં મને રસ આવતો હતો તે જ પ્રમાણમાં ડર રહેતો હતો કે, હું એ બધું ગુજરાતીમાં ઉતારી શકીશ? અનુવાદ કરવાનો આ મારો પહેલો પ્રયત્ન છે. એક શિક્ષક તરીકે ભણાવવા વાટે જેટલી ભાષાશક્તિ ગાંઠી શકું તે જ મારી પાસે છે. એક બે મિત્રોએ પ્રોત્સાહન

આપી તથા મારો પ્રયત્ન સળંગ જોઈ આપી મદદ ન કરી હોત, તો આ કામ હું હિંમતભેર ન કરી શકત. તે મિત્રોનો આભાર માનવા જેટલી અમારી જુદાઈ નથી, એટલે એ વિવેક નથી કરતો.

નવજીવન પ્રકાશન મંદિર જેવી લબ્ધપ્રતિષ્ઠ સંસ્થા મારા પ્રથમ પ્રયત્નને અપનાવે એ મારે માટે શોભા અને માનની વસ્તુ છે. પરંતુ, હું જાણું છું કે એ માન મને નથી, પરંતુ આ ગ્રંથના પ્રતિભાવાન મૂળ લેખકને છે. મારા અનુવાદને એ સંસ્થાએ સંઘરી મને જે બહુમાન આપ્યું છે, તે માટે હું એ સંસ્થાનો આભારી છું.

આ કામ મેં હાથ ઉપર લીધું ત્યારે સ્વ૦ શ્રી. મોતીભાઈ અમીન જીવતા હતા. એ કામ કેટલે આવ્યું, ક્યારે બહાર પડશે, એમ પૂછી પૂછીને એમાં જે રસ તે લેતા હતા તે આજ મને યાદ આવે છે. દુઃખ એટલું જ છે કે, એ કામને સાક્ષાત્ જોવા તે આજ હયાત નથી. એટલે આ કૃતિ એમના નામ સાથે જોડીને સંતોષ માનવો રહ્યો. પ્રેરક જીવનકથાઓના એ અઠંગ પ્રેમી આત્માની સ્મૃતિને આ પુસ્તક અંજલિરૂપે અર્પું છું.

આ અનુવાદમાં અનેક ભૂલો લાગશે, તે દરગુજર કરશો અને મને બતાવશો. પરંતુ મને ખાતરી છે કે, આ પુસ્તકથી એક ઉપયોગી અને ઉત્તમ વાચન-સામગ્રી વિદ્યાર્થીઓને, શિક્ષકોને, અને સામાન્ય કાર્યકર્તાઓ તથા સદ્‌ગૃહસ્થોને મળશે. આજ ગાંધીજીના શિક્ષણના વિચારો ઘણાને અટપટા, અધૂરા, ભૂલભરેલા, કે કેવા અને કેવા-નહિ લાગે છે. મને લાગે છે કે આ પુસ્તક તે વિચારો સમજવામાં જરૂર કાંઈક મદદ કરશે.

આપણી પ્રજા હબસી જેવી ભૂતકાળ-રહિત ભલે ન હોય; પરંતુ ગુલામ તો છે જ. એને મળેલું કેળવણીતંત્ર અહીં એણે પોતાની જરૂરો વિચારીને પોતાના સમાજને માટે નથી સંશોધ્યું ને ઘડયું. એ ઇંગ્લંડના સંશોધન તથા નિયમન અને વિચારોનું અનુકરણ છે. એટલે આપણે આપણું તંત્ર યોજવા પ્રયોગો કરવાના ઊભા જ છે. આ પુસ્તક એ દૃષ્ટિએ ભારે માર્ગદર્શક જ નહિ, પ્રેરક છે.

અને એવી અનેક રીતે આ ચોપડી વિચારપ્રેરક બનશે એવી મારી ખાતરી છે. આશા છે કે, એ પૂરતી તો એ આવકારપાત્ર ઠરશે જ.

અંતમાં એક વિનંતી: પુસ્તકમાં અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના પ્રવાસાદિનું વિવરણ આવે છે, ત્યાં ઉત્સાહી વાચક, જોઈએ તો, નકશો પાસે રાખે. નહિ તો, કહેવાનો સંદર્ભ પકડવા પૂરતી ભૂગોળ તો નકશા વિનાય સમજાઈ જાય એવી છે.

ચરોતર કેળવણી મંડળ, — **ચંદુભાઈ રા૦ પટેલ**

આણંદ

તા. ૮-૧-'૪૧

# અનુક્રમણિકા


નિવેદન . . . . . ૩

૧. મનુષ્ય અને વસ્તુ દ્વારા કેળવણી . . ૩

૨. પ્રશ્નના ઉકેલ માટે શાળા ઘડી . . ૨૩

૩. કેટલાક અસાધારણ માણસો . . ૫૪

૪. વર્તમાનપત્રો અને ખબરપત્રીઓ . . ૮૫

૫. બુદ્ધિવાળાઓ અને બોસ્ટનનું ટોળું . . ૧૦૭

૬. કોળી ઉપર પ્રારંભિક વ્યાખ્યાન . . ૧૩૫

૭. કર્નલ રુઝવેલ્ટ . . . . ૧૬૫

૮. કેળવણીપ્રચાર માટેના પ્રવાસો . . ૧૮૯

૯. હબસીઓ પાસેથી હું શું શીખ્યો . . ૨૧૨

૧૦. યુરોપમાં છોટામોટાનો મેળાપ . . ૨૪૮

૧૧. ડેન્માર્કની કેળવણી . . . ૨૭૧

૧૨. હબસીના કેળવણીકામમાં ભૂલો અને એનું ભાવિ ૨૯૬

૧

# મનુષ્ય અને વસ્તુ દ્વારા કેળવણી

મારા સારાય જીવન દરમિયાન મુશ્કેલીભર્યાં અને મૂંઝવે એવા કોઈ ને કોઈ અગત્યના પ્રશ્નની સાથે મારે હંમેશાં માથાકૂટ કરવી પડી છે. એને હું મારું સદ્‌ભાગ્ય માનું છું. એક વખત એવો પણ હતો કે જ્યારે આને હું મારું દુર્ભાગ્ય સમજતો. ગરીબને ઘેર હું જન્મ્યો એને હું એક મહાન આપત્તિ લેખતો. એથીયે વધારે મહાન આપત્તિ તો મને એ લાગતી કે હું હબસીને ત્યાં જન્મ્યો હતો. મારી લાગણી આવી હતી એ બાબત કોઈના આગળ તો હું સ્વીકારતો નહોતો એટલું જ નહિ, પરંતુ મારી જાત આગળ પણ એવો સ્વીકાર કરવાનું મને ગમતું નહોતું. આવો સ્વીકાર કરવો, આવી ફરિયાદ કરવી, એને હું નબળાઈ અને નામર્દાઈ સમજતો. આગળ જતાં તો હું એવા નિર્ણય ઉપર આવ્યો કે, એમ સમજવું એ નામર્દાઈ અને નબળાપણું છે એટલું જ નહિ, પણ એવી રીતે વિચાર કરવો એ પણ ભૂલ છે. અમેરિકામાં હબસીને કેટલાક ગેરફાયદા છે તો કેટલાક ફાયદા પણ છે, એમ હું સ્પષ્ટપણે જોઈ શક્યો. આથી મેં એવો નિર્ણય કરી લીધો કે, બહારથી મળતી મદદના જે લાભ હબસીઓ ગુમાવે તેનું સાટું તેમણે, વધારે એકાગ્રતા કેળવીને તથા વધારે આત્મબળ પ્રાપ્ત કરીને, વાળી દેવું જોઈએ.

હું જે કહેવા માગું છું તે કદાચ નીચેના દૃષ્ટાન્ત ઉપરથી વધારે સ્પષ્ટ થશે. હું નિશાળમાં ભણતો હતો ત્યારની આ વાત છે. મારા શિક્ષક શક્તિનું લક્ષણ સમજાવતા હતા. તેમણે કહ્યું કે, વરાળ કે બીજા કોઈ પણ પ્રકારની શક્તિને જો સંગ્રહી નહિ રાખતાં વીખરાઈ જવા દેવામાં આવે તો કાર્ય-સાધક બળ તરીકે એની કિંમત જતી રહે છે; કાર્યસાધક બળ ઉત્પન્ન કરવું હોય તો શક્તિને સંયમમાં રાખવી જોઈએ. વરાળની પાસે કામ લેવું હોય તો તેને યંત્રમાં પૂરવી જ જોઈએ. હબસીની બાબતમાં પણ આ સિદ્ધાન્ત સાચો નીવડ્યો છે એમ મને જણાયું છે. જાતિભેદને લીધે હબસીને જ્યાં જ્યાં ભેદભાવ અને મુશ્કેલીઓ સહન કરવાં પડ્યાં છે ત્યાં ત્યાં પોતાની શક્તિનો વધારે સંગ્રહ કરવા તરફ એ અચૂક વળ્યો છે. એકત્રિત કરેલી આ શક્તિનું યોગ્ય દિશામાં નિયમન કરી એણે પોતાની જાતિને ઉન્નતિને પંથે ચઢાવી છે, એ વાત પણ સ્પષ્ટ સમજાઈ ગઈ છે. એથી ઊલટું, મિથ્યા બકવાદમાં અને અર્થહીન ચળવળમાં જ્યાં એ શક્તિ વેડફાઈ ગઈ છે ત્યાં એને નિષ્ફળતા પણ મળી છે, અને એમાંથી કંઈ પણ સારું પરિણામ નીપજ્યું નથી.

વિરોધાભાસ જણાશે, પરંતુ આટલી વાત તો મેં જોઈ લીધી છે કે, ગુલામગીરીમાંથી મુક્તિ મેળવ્યા બાદ પોતાનો ઉત્કર્ષ કરતાં હબસીને મુશ્કેલીઓએ અટકાવ્યો નથી એટલું જ નહિ, પરંતુ એ મુશ્કેલીઓ જ એકંદરે એને મદદરૂપ થઈ પડી છે. ઉદાહરણ તરીકે, અંગ્રેજી વાંચતાં તથા લખતાં શીખવાનો હબસીને ગુલામીદશામાં પ્રતિબંધ હતો. પરંતુ એ પ્રતિબંધને લીધે તો છેવટનાં પચાસ વરસ કરતાં

પણ ઓછા સમયમાં હબસીએ એ બાબતમાં ઘણી જ પ્રગતિ કરી લીધી છે. મારા અનુભવે અને નિરીક્ષણે મને શીખવ્યું છે કે, સમાજના કોઈ પણ એક વર્ગને અથવા જાતિને સુધારાની ઉત્તમોત્તમ વસ્તુઓ પ્રાપ્ત ન થાય એ હેતુથી જો કોઈ પ્રજા અટકાયત કરવાનો પ્રયત્ન કરે છે, તો એ પ્રયત્ન જ ઊલટું એ વસ્તુઓની પ્રાપ્તિમાં પેલી જાતિને ઘણી વખત સહાયભૂત થઈ પડે છે. એક હબસીનો છોકરો વિદ્યાસંપાદન કરી શકે અથવા હબસીઓ કેળવણીની એક વિશાળ સંસ્થા ઊભી કરી તેને સરસ રીતે ચલાવી શકે, એમ દુનિયાના ઘણા મનુષ્યો માનતા પણ નહોતા. તેમની એવી માન્યતાનું મને ભાન હતું. મારું પોતાનું દૃષ્ટાન્ત આપતાં હું ખાતરીપૂર્વક જણાવી શકું છું કે, મને પોતાને એ ભાન જો ન હોત તો મારી બાલ્યાવસ્થામાં વિદ્યા સંપાદન કરવાને, અને પાછળથી આલાબામામાં આવેલી ટસ્કેજી સંસ્થાનો વિકાસ કરવાને, મેં જે પ્રયત્નો કર્યાં હતા તે ન કર્યા હોત.

જીવનમાં જુદી જુદી કક્ષાએ પહોંચેલા મનુષ્યોના વિશાળ પરિચય ઉપરથી મને સમજાયું કે હબસીનો પ્રશ્ન એ વિશિષ્ટ પ્રશ્ન નથી. જીવનમાં વિજય પ્રાપ્ત કરનારા મનુષ્યોનો મોટો ભાગ તો એવાઓનો છે કે જેમણે મુશ્કેલીઓ ઓળંગેલી છે અને કોયડાઓ ઉકેલેલા છે. એ મુશ્કેલીઓ ઓળંગવામાં અને કોયડાઓ ઉકેલવામાં તેમણે જે મનોબળ પ્રાપ્ત કર્યું છે, અને દરેક પ્રશ્નને સ્પષ્ટતાથી જોવાની જે શક્તિ પ્રાપ્ત કરી છે, તે એશઆરામમાં જીવન ગાળનારાઓમાંથી ઘણા જ ઓછા મનુષ્યો પ્રાપ્ત કરી શક્યા હશે. અનુભવથી હું શીખ્યો છું કે, જે મનુષ્યને દરરોજ આકરા પ્રશ્નો સામે

થવું પડે છે તેની દયા ખાવા જેવું નથી; પરંતુ દયા તો એ મનુષ્યની ખાવા જેવી છે કે જેને કોઈ પ્રશ્ન ઉકેલવાનો હોતો નથી, અને જેને કોઈ વિપત્તિની સામે થવાનું હોતું નથી. એનું કમભાગ્ય તો એમાં રહેલું છે કે, એનું બળ વધે અને એનું ચારિત્ર્ય ઘડાય એવું એના જીવનમાં એની પાસે કાંઈ નથી. સુષુપ્ત દશામાં પડેલી એની નૈસર્ગિક શક્તિઓનો વિકાસ કરનારા જીવનયુદ્ધમાં કટોકટીના પ્રસંગો ખેડી તથા જીવનનું રહસ્ય સમજી એના ઉપર પ્રભુત્વ મેળવવાની એને તક જ મળતી નથી, એ પણ એનું કમભાગ્ય છે. મને છેક હાલમાં જ સમજાયું છે કે, જે કંઈ અસાધારણ અવસર મને પ્રાપ્ત થયા છે, તે મારા જીવનમાં મારે કોઈ ને કોઈ પ્રશ્ન સાથે સંબંધ હોવાને લીધે જ. વ્યાપક અર્થમાં કેળવણી પ્રાપ્ત કરવાની મને જે અસાધારણ તક મળી છે એ બાબતને હું દૃષ્ટાન્ત તરીકે રજૂ કરી શકું છું.

તદ્દન અશિક્ષિત મનુષ્યોના પ્રત્યક્ષ સમાગમમાં આવી, તેમને વિષે મેં દિનપ્રતિદિન જે કાંઈ વધારે જ્ઞાન મેળવ્યું હતું તે જ્ઞાન, જો હું ગુલામને ત્યાં ન જન્મ્યો હોત તો, કદી પણ મેળવી શક્યો ન હોત. ગુલામગીરી ભોગવી ચૂકેલા, પહેલાંના હબસીઓના સીધા સંસર્ગમાં આવી તેમની વાતચીત ઉપરથી મેં કેટલીયે બાબતોની શીખ મેળવી છે અને કેટલોય અનુભવ પ્રાપ્ત કર્યો છે. શરૂઆતનાં વર્ષોમાં મને થયેલ આ અનુભવને લીધે હું મને સૌથી વધારે ભાગ્યશાળી માનું છું. હાલ પણ શહેરથી અથવા રેલવેથી કેટલાય માઈલ દૂર આવેલા પ્રદેશમાં રહેનાર કોઈ હબસીને ત્યાં જઈ, તેના કુટુંબ સાથે એકાદ દિવસ અથવા અર્ધો દિવસ પણ ગાળી

આવવાની મને સગવડ મળે છે, તો મને ખૂબ આનંદ થાય છે. મને આવો વાસ્તવિક આનંદ આપનાર બીજી બાબતો બહુ ઓછી છે એમ કહું તો ચાલે.

કેટલાય સમય સુધી મને લાગ્યા કર્યું છે કે, જો હું ગુલામને ત્યાં જન્મ્યો ન હોત અને ગુલામોને કામ કરવાનાં ખેતરોમાં દિવસો ગુજાર્યા ન હોત, તો કુદરતનું નિરીક્ષણ કરવાની, ધરતી-માતા પ્રત્યે પ્રેમભાવ ધરાવવાની, ગાયો, કુક્કુરો, વૃક્ષો, પુષ્પો, પક્ષીઓ અને કીડાઓ ઉપર પ્રેમ ધરાવવાની, મને જે તક મળી હતી તે કદી ન મળત. ઘર બહાર ખુલ્લામાં રહેવાનો મને હંમેશાં ખૂબ શોખ રહ્યા કર્યો છે. લગભગ ઘરની બહાર (ખુલ્લામાં) મારો જન્મ થયો હતો એને પરિણામે કદાચ આવો શોખ રહ્યો હોય, એ એક આનું સંભવિત કારણ હોઈ શકે છે. વળી પ્રાણીઓ તરફનો મારો આવો શોખ છેક બાલ્યા-વસ્થાથી જ હતો. તદ્દન બાલ્યાવસ્થામાં, જ્યારે હું ગુલામ હતો ત્યારે, પ્રાણીઓ સાથે મેં નિકટનો અને રસિક પરિચય સેવ્યો હતો.

અમે ગુલામ હોવાથી, બાલ્યાવસ્થામાં મારી માતાને હું બહુ વખત જોઈ શકતો નહિ; કેમ કે, સવારમાં ખૂબ વહેલું, બાળકો મૂકીને, તેને તેના કામે ચઢી જવું પડતું. આ પ્રમાણે મારી માતાને સવારમાં વહેલું જવું પડતું હોવાથી, મને નાસ્તો મળવાના સમયનું પણ ઠેકાણું રહેતું નહિ. આને પરિણામે, સૌથી પ્રથમ ગાઢ પરિચય મને પ્રાણીઓ સાથે થયો.

એ દિવસોમાં ગાયો તથા ડુક્કરને મકાઈ વગેરે જે અનાજ ખવરાવવામાં આવતું તેને બાફવાનો રિવાજ પ્રચલિત હતો. કોઈ વખત જ્યારે મને બીજું કશું નાસ્તામાં નહિ મળતું

ત્યારે ગાયો તથા ડુક્કરોને માટે જે જગાએ અનાજ બફાતું હોય ત્યાં હું પહોંચી જતો, અને તેમને એ ગોતું મૂકવામાં આવે તે પહેલાં તેમાંથી હું મારા ભાગનો નાસ્તો મેળવી લેતો.

ગાયો તથા ડુક્કરોને ખવડાવવાના સમયે જો મારાથી ત્યાં નહોતું પહોંચાતું તો પાછળથી પણ હું ત્યાં જતો અને તે વખતે વાડની આજુબાજુ અથવા તો ગમાણ આગળ જે કાંઈ દાણા વેરાયલા પડ્યા હોય તે દાણાનો પણ આહાર કરી મારી ક્ષુધાને તૃપ્ત કરી લેતો! કેટલાક સજ્જનો ધારશે કે, આવી રીતનો ખોરાક લેવો એ તો ખરાબ છે; પણ ગાયો અને ડુક્કરોનાં નામ તથા આવી જગ્યાઓનો ખ્યાલ મનમાંથી જો દૂર કરવામાં આવે, તો આ જાતનો ખોરાક કંઈ ખરાબ નથી એમ મારું તો માનવું છે. આવું બાફેલું અનાજ જેણે ખાઈ જોયું હશે તે તો સાક્ષી પૂરશે કે એમાં પણ સ્વાદ રહેલો છે. હજુ પણ જ્યારે જ્યારે આવું બાફેલું અનાજ મારા જોવામાં આવે છે ત્યારે ત્યારે તેમાંથી થોડાક દાણા ખાઈ લેવાની લાલચને હું રોકી શકતો નથી.

મારું એમ માનવું છે કે, મારામાં જે કાંઈ શારીરિક બળ તથા કાર્ય કરવાની શક્તિ છે તે ઘર બહાર ખુલ્લામાં જીવન વ્યતીત કરવાની મારી ટેવને લીધે જ છે. બહાર ખુલ્લામાં ફરવાનો સમય હાલ તો ઘણો જ મર્યાદિત બની ગયો છે — રોજનો આશરે એકાદ કલાક મળતો હશે. પરંતુ એ એક કલાકનો હું બની શકે તેટલો સારામાં સારો ઉપયોગ કરી લઉં છું. વધારામાં, ખુલ્લી હવામાં ફરવાના આવા સમયની

રાહ જોવામાં તથા એ કલાક માટેની યોજનાઓ ઘડવામાં મને ખૂબ આનંદ પડે છે.

ટસ્કેજી સંસ્થામાં મારે ઘેર જ્યારે હું હોઉં છું ત્યારે, રોજ સવારે વહેલો ઊઠું છું અને મારા બગીચામાં ઓછામાં ઓછો અર્ધો કલાક કામ કરીને, અથવા મારી બતકો, મારાં કુક્કરો, અને ગાયોની સંભાળ રાખીને ખુલ્લી હવાનો લાભ લઈ લેવાનો રસ્તો મેં ખોળી કાઢ્યો છે. સમયની પ્રતિકૂળતા ન હોય તો દરરોજ સવારે, નવાં ઈંડાં વીણવાનું કામ બીજા કોઈનેય ન કરવા દેતાં, મારી જાતે જ કરી લેવા જેટલો હું સ્વાર્થી બની જાઉં છું. નવા છોડની માવજત કરવામાં જેવી તાજગી, જેવો આનંદ અને આરામ અનુભવાય છે, તેવી જ તાજગી, તેવો જ આનંદ અને આરામ, તાજાં ઈંડાં શોધીને અને તેમને હાથમાં લઈને અનુભવાય છે. હું પણ એ સર્વનો આનંદ મેળવતો. કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા સેવવી અને તે વસ્તુ પ્રાપ્ત કરવી, એ બન્નેમાં આનંદ રહેલો છે. દરરોજ સવારે હું તપાસ કરતો કે, આજ કેટલાં ઈંડાં મેળવી શકાશે, અથવા કેટલાં ઈંડાંનાં કોચલાંમાંથી બચ્ચાંએ ડોકિયાં કરવાની શરૂઆત કરી છે.

જુદી જુદી જાતનાં મરઘાંનો મને ખૂબ શોખ છે. શાળાના વાડામાં મરઘાંની મોટી સંખ્યા ઉછેરવામાં આવે છે. તે ઉપરાંત, મારે ઘેર પણ જુદી જુદી જાતનાં મરઘાં અને બતકો હું ઠીક ઠીક સંખ્યામાં ઉછેરું છું.

હું ધારું છું કે, ભૂંડ પણ મારું માનીતું પ્રાણી છે. આની વાચક ઉપર શી અસર થશે એ હું જાણતો નથી, પરંતુ આ વાત તદ્દન સાચી છે. સામાન્ય જાતિનાં ભૂંડ

ઉપરાંત તરેહ તરેહનાં ભૂંડ હું ઉછેરું છું, અને દર મહિને તેમની સંખ્યામાં ઉમેરો થતો જોઈને તથા તેમની જાતનો વિકાસ થતો જોઈને મને ખૂબ આનંદ થાય છે. મારા ઘરમાં ભૂંડનું જે જૂથ જોવામાં આવે છે તે ખરેખર, મોટે ભાગે મેં જ ઉછેરેલું છે.

પુસ્તકો દ્વારા મેં જે કંઈ જ્ઞાન સંપાદન કરેલું છે તેના કરતાં વસ્તુઓના પ્રત્યક્ષ સંસર્ગથી જ અધિક જ્ઞાન હું સંપાદન કરી શક્યો છું. વસ્તુઓને સ્પર્શ કરવો તથા તેમને હાથમાં લેવી, એ મને ખૂબ ગમે છે. રોપાઓને વિકસતા જોવા અને પ્રાણીઓના હલનચલનનું તથા તેમના સ્વભાવનું નિરીક્ષણ કરવું, એ પણ મને ઘણું જ ગમે છે. એ જ કારણથી સુથાર જેમ લાકડાનો, લુહાર જેમ લોખંડનો, અને ખેડૂત જેમ જમીનનો ઉપયોગ કરે છે, તેમ હું પણ બને ત્યાં સુધી વસ્તુઓને પ્રત્યક્ષ હાથમાં લઈ તેમનો ઉપયોગ કરું છું. આપણી આસપાસ જે ભૌતિક પદાર્થો છે તેમનો પ્રત્યક્ષ પરિચય મેળવી લેવો એ જરૂરી અને હિતાવહ છે, એમ હું સ્વાનુભવ ઉપરથી માનું છું.

કેટલાંક વર્ષો પૂર્વે "ગુલામીમાંથી આત્મોદ્ધાર (Up From Slavery)" એ નામના પુસ્તકમાં મારા પૂર્વજીવનની હકીકત મેં વર્ણવી હતી. કેવી વિકટ પરિસ્થિતિમાં મેં શિક્ષણ મેળવ્યું હતું, તથા 'ટસ્કેજી નોર્મલ અને ઇન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યૂટ' એ નામની સંસ્થા મેં કેવી રીતે શરૂ કરી હતી, એ સર્વ મેં એમાં જણાવ્યું હતું. જે સમયે એ સંસ્થાની મેં સ્થાપના કરી તે સમયે મારું વાચન ઘણું જ ઓછું હતું. શિક્ષણશાસ્ત્ર વિષે પણ મેં ઘણાં જ થોડાં પુસ્તકો વાંચેલાં હતાં, તેમ જ

એ વિષયનું જ્ઞાન પણ મને ઘણું જ ઓછું હતું. જનરલ આર્મસ્ટ્રૉંગ જેવા પ્રેરણાદાયી શિક્ષકના સંસર્ગમાં આવી, હૅમ્પટન જેવી અદ્વિતીય શાળામાં શિક્ષણ પ્રાપ્ત કરવાનો મને લાભ તો મળ્યો હતો; પણ ત્યાંની શિક્ષણપદ્ધતિઓનો ઉપયોગ કરવાનો મેં કદી પણ પ્રયત્ન નહોતો કર્યો. મારી પોતાની શાળાનો વહીવટ કરવામાં જે જે મુશ્કેલીભર્યા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા, તેમનું નિરાકરણ કરવામાં એ પદ્ધતિઓ લાગુ પાડવા પૂરતો પણ મને અનુભવ ન હતો. શિક્ષણશાસ્ત્રનું જે કંઈ જ્ઞાન મને મળ્યું હતું, તે ટસ્કેજીની સંસ્થાની યોજના કરી તેને સુવ્યવસ્થિત અને સંપૂર્ણ બનાવવાના પ્રયત્ન કરવામાં જ મળ્યું હતું.

ટસ્કેજીની સંસ્થા ચલાવવા માટે નાણાંની મોટી રકમો એકઠી કરવાની જરૂર પડતી અને એને અંગે મારે મુસાફરી પણ ખૂબ કરવી પડતી. આ મુસાફરીમાં હું દરેક જાતિના લોકોના સંસર્ગમાં આવ્યો. ઉચ્ચ કેળવણી પામેલા સંસ્કારી લોકોનો મને સમાગમ થવા લાગ્યો. મારા કરતાં વધારે ઊંચી સંસ્થાઓમાં અભ્યાસ કરેલા તેમ જ અત્યંત વાચન અને મુસાફરી દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરેલા લોકોને જ્યારે હું મળ્યો ત્યારે મને મારી ખામીઓનું ભાન થયું. ઘણી બાબતો એવી હતી કે જેને વિષે મને ઘણું જ ઓછું અને ઉપર-છલ્લું જ્ઞાન હતું; પરંતુ એ લોકો એ વિષયો ઉપર ઘણી જ સરળતાથી અને તલસ્પર્શી જ્ઞાન ધરાવતા હોય એવી રીતે વાતચીત કરી શકતા હતા. વાતચીતમાં એ લોકો એવા ગ્રંથકર્તાઓના શબ્દો તથા વાક્યોનો ઉલ્લેખ કરતા કે જેમનાં પુસ્તકો મેં વાંચ્યાં પણ નહોતાં, કે જેમનાં નામ સંબંધી

હું જરાય જાણુતો પણ નહોતો. આને પરિણામે મારી ખામીઓનું મને દુઃખદ ભાન થયું, અને જેમ જેમ હું આ વિષે વિચાર કરવા લાગ્યો તેમ તેમ હું મૂંઝાવા અને ચિંતાતુર બનવા લાગ્યો.

મેં જે કામ ઉપાડી લીધું હતું અને બીજાં જે અગત્યનાં કામ કરવાની મારી ધારણા હતી, તે બધાંને માટે આવું જ્ઞાન મેળવી લેવાને, અને મારા કરતાં વધારે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલા વિદ્વાનોને પકડી પાડવાને, હું ગમે એટલો ઉદ્યોગી અને ખંતીલો બનું છતાં, સમય નહિ મળે એવું જ્યારે મને લાગ્યું, ત્યારે તો મારા મનનું દુઃખ ખૂબ વધી પડ્યું.

તેમ છતાં કેટલાક સમય પછી મને માલૂમ પડ્યું કે, ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલા તથા સુધરેલા સમાજમાં હું કેટલીક બાબતોમાં પછાત હતો, તો કેટલીક બાબતોમાં હું તેમના કરતાં આગળ પણ હતો. મને જણાયું કે, કેવળ પુસ્તકો દ્વારા જ જ્ઞાન પ્રાપ્ત કરેલા મનુષ્યો કરતાં, જે મનુષ્ય સ્વાનુભવથી જીવનના ગમે તે એક કાર્યક્ષેત્રનું ઊંડું જ્ઞાન ધરાવે છે, તે ઘણો વધારે લાભ ઉઠાવી શકે છે. મને જણાયું કે, સ્વાનુભવનો અને નિરીક્ષણનો ઉપયોગ કરીને, સાંભળેલી વાતોનો દૃષ્ટાન્ત તરીકે ઉપયોગ કરીને, અથવા મારી બાબતમાં કંઈ બનાવ બન્યો હોય તેનું વર્ણન કરીને, કે બીજા કોઈએ કહેલા બનાવનું વર્ણન કરીને, હું મારે જે કંઈ કહેવું હોય તે વધારે સારી અને સ્પષ્ટ રીતે કહી શકતો, અને તેની વધારે સારી છાપ પણ પાડી શકતો. પુસ્તકોની ભાષાનો ઉપયોગ કરીને કે ગ્રંથકર્તાઓનાં કથનોનો

અથવા અવતરણોનો ઉપયોગ કરીને એવી સારી અસર નથી પાડી શકાતી, એમ મને સ્પષ્ટ માલૂમ પડી ગયું. વધારામાં મને એમ પણ માલૂમ પડ્યું કે, ગ્રન્થકર્તાઓ પોતાનાં પુસ્તકોમાં પોતાને થયેલા આવા કોઈ અનુભવો જ વર્ણવે છે; અગર જીવનમાં પ્રત્યક્ષ વ્યવહારના સ્વાનુભવ ઉપરથી પોતે જે કંઈ વિચારો બાંધ્યા હોય છે અને જે વિચારો પ્રમાણે તેઓએ જીવન જીવવા પ્રયત્ન કર્યો હોય છે, તે વિચારો જ પોતાના ગ્રન્થોમાં જણાવ્યા હોય છે. આ રીતે એમની ભાષાનો ઉપયોગ કરવો અથવા એમનાં અવતરણો ટાંકવાં, એ તો વપરાઈ ગયેલા જ્ઞાનનો ફરીથી ઉપયોગ કર્યા બરોબર ગણાય.

પરિણામે, મેં મનમાં નિર્ણય કરી લીધો કે, મનુષ્યો અને વસ્તુઓ સંબંધીના મારા જ્ઞાન વડે પુસ્તકજ્ઞાનની મારી ઊણપનો બદલો મારે વાળી લેવો. મેં નિર્ણય કર્યો કે, અભ્યાસને માટે સાધન તરીકે જીવતાં જાગતાં સ્ત્રીપુરુષોની મારે પસંદગી કરવી, અને મારી આજુબાજુની દુનિયામાં જે કંઈ બની રહેતું હોય તેના તરફ મારે પૂરેપૂરું ધ્યાન આપવું. મેં નિશ્ચય કરી લીધો કે, મારા પોતાના કાર્યમાંથી જ મારે મારી કેળવણી પ્રાપ્ત કરી લેવી. શાળા ચલાવવામાં કેટલાય પ્રશ્નોનું નિરાકરણ કરવું પડે છે અને મનુષ્યો સાથે પ્રસંગ પાડી તેમની પાસેથી કામ લેવું પડે છે. આવા પ્રશ્નો અને પ્રસંગોમાંથી પણ કેળવણી પ્રાપ્ત કરી લેવી એવો પણ નિર્ણય મેં કરી લીધો. મેં મનમાં વિચાર કર્યો કે, જે કોઈ મનુષ્યનો સમાગમ મને થાય તેને મારા અભ્યાસનું સાધન બનાવી, પાઠ્યપુસ્તકની માફક તેનો ઉપયોગ કરી, તથા

તેની મનોદશાનો અભ્યાસ કરી, મારે તેની પાસેથી કંઈ ને કંઈ શીખી લેવું. આથી, મનુષ્યો દ્વારા જ્ઞાન સંપાદન કરવાનો મેં ઇરાદાપૂર્વક પ્રયત્ન શરૂ કરી દીધો. નાના અને મોટા, પૂર્વગ્રહ બંધાયેલા અને પૂર્વગ્રહ નાહ બંધાયેલા, એવા અનેક મનુષ્યો પાસેથી હું કંઈક ને કંઈક શીખ્યો. તેમનો અભ્યાસ કરી તેમને સમજી લેવામાં, તેમના તરફ મને પહેલાંના કરતાં વધારે પ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો. જ્યારે મને ખબર પડી કે, મારા પ્રત્યે ખરાબ વર્તન રાખનાર મનુષ્યો પાસેથી પણ હું કંઈક શીખી શકું છું, ત્યારે તરત જ તેમના પ્રત્યે ઉત્પન્ન થતો મારો રોષ દૂર થયો અને હું ધૈર્ય પણ ધારણ કરતો થયો.

ઉદાહરણ તરીકે, સભ્યતા અને ઉદારતા સંબંધી મને કંઈક બોધપાઠ જેમાંથી મળેલો એવો એક પ્રસંગ જણાવું. ટસ્કેજી સંસ્થાના અમારા કાર્યમાં રસ ઉત્પન્ન કરવાના હેતુથી એક મોટા શહેરના શ્રીમંતોની મુલાકાતે જવાનો મેં કાર્યક્રમ રાખ્યો હતો. એ કાર્યક્રમ અનુસાર હું એક ભાઈના કાર્યાલયમાં ગયો. મારી સાથે તેઓએ તોછડાઈભરેલા અને અપમાન-જનક શબ્દોમાં વાતચીત કરી. તેમણે પૈસા આપવાની ના પાડી એટલું જ નહિ, પણ કોઈ પણ સંસ્કારી સદ્‌ગૃહસ્થે ઇતર જાતિના લોકો સંબંધી ન વાપરવા જોઈએ એવા શબ્દો એમણે મારી જાતિના લોકો સંબંધી વાપર્યા. ત્યાર બાદ થોડા સમય પછી હું એક બીજા સદ્‌ગૃહસ્થને ત્યાં ગયો. તેમણે મને સભ્યતાપૂર્વક આવકાર આપ્યો અને મુલાકાત માટે મારો આભાર માન્યો, પણ પોતે મદદ કરી શકે એવી પરિસ્થિતિમાં નથી એમ મને સમજાવ્યું. આ સદ્‌ગૃહસ્થ સાથેની મુલાકાતમાં

મારો જેટલો સમય ગયો હતો તેના કરતાં પ્રથમની વ્યક્તિની મુલાકાતમાં મારો બેવડો સમય નકામો ગયો હતો. આ ઉપરથી હું શીખ્યો કે, સભ્ય થવામાં, અસભ્ય થવાના કરતાં, કંઈ વધારે સમય જતો નથી.

સદ્ભાગ્યે, મારા પાછળના જીવનમાં ગૌરવર્ણી પ્રજાના મનુષ્યોનો અભ્યાસ કરી કંઈક શીખવાની મને તક મળી એટલું જ નહિ, પરંતુ મારી જાતના હબસીઓ સંબંધી પણ હું અભ્યાસ કરી શક્યો. ગૌરવર્ણી પ્રજા સંબંધી કેટલાક હબસી ભાઈઓ સંકુચિત અને કટુ વિચાર ધરાવતા હતા. મારા પૂર્વજીવનમાં હું એવા હબસીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હતો. પરંતુ ઉમ્મર થતાં જેમ જેમ મેં આવા હબસીઓનો અભ્યાસ કર્યો તેમ તેમ મને જણાવા લાગ્યું કે, એવી લાગણીથી તેઓ કંઈ પણ આગળ વધી શકતા નથી. ગૌરવર્ણી લોકો તરફની કટુતા તથા સંકુચિત વૃત્તિથી તેમને કોઈ પણ જાતની હાનિ પહોંચતી નહોતી એટલું જ નહિ, પરંતુ હબસીઓ પ્રત્યેની તેમની લાગણીમાં પણ કોઈ પણ જાતનો સુધારો નહોતો થતો. ઊલટું, તેમના તરફની એવી સંકુચિતતા અને કટુતાનો પ્રત્યાઘાત થતો અને એ હબસીઓ પોતે સંકુચિત વૃત્તિના તથા કટુ ભાવનાવાળા બની જતા.

વનસ્પતિ અને પ્રાણી સંબંધી હકીકત નહિ આપતાં, માનવબંધુઓએ ઊભી કરેલી સંસ્થાઓ સાથે, રાજકીય સંસ્થાઓ તથા વર્તમાનપત્રો સાથે, જુદી જુદી જાતના કેળવણીવિષયક તથા સામાજિક પ્રશ્નો સાથે, મારા કાર્યને અંગે હું કેવી રીતે સંસર્ગમાં આવ્યો તે, તથા તેમની મારફત

મેં કેવી રીતે કેળવણી પ્રાપ્ત કરી તે સંબંધી કંઈક હકીકત મેં હવે પછીનાં પ્રકરણોમાં જણાવી છે.

'Up From Slavery' ('ગુલામીમાંથી આત્મોદ્ધાર') એ નામના પુસ્તકમાં મારી કેળવણીની હકીકત મેં શરૂ કરી હતી. મારા અનુભવોની એ હકીકત પૂરી કરવી એ આ પુસ્તક લખવાનો એક હેતુ છે. ટસ્કેજી સંસ્થામાં કેળવણીની જે કંઈ પદ્ધતિઓ અમે અમલમાં મૂકીએ છીએ એ સંબંધી ઘણા લોકોએ મને પ્રશ્નો પૂછ્યા છે. એમને જવાબ આપવો એ પણ આ પુસ્તકનો એક બીજો હેતુ છે. આ પુસ્તક લખવાનો મારો છેવટે એ પણ એક હેતુ છે કે, મારી જાતિના જે લોકો પોતાની ઉન્નતિ સાધવા માથાકૂટ કરી રહ્યા છે, તેઓ પોતે જે વિષમ પરિસ્થિતિમાં મુકાયેલા છે, તે વિષમ પરિસ્થિતિનો તેઓ પોતાના હિતમાં ઉપયોગ કરી લઈ શકે છે, એવું મારે તેમની સમક્ષ દૃષ્ટાંત રજૂ કરી બતાવવું.

વસ્તુઓ દ્વારા મેં સારા પ્રમાણમાં જ્ઞાન સંપાદન કર્યું છે. મનુષ્ય દ્વારા તો એથીયે વધારે પ્રમાણમાં હું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો છું. જે કાર્ય મેં શરૂ કર્યું હતું તેને અંગે દેશમાંની કેટલીક સૌથી ઉદાર, ઉચ્ચ મનોબળવાળી અને જનસેવાની ભાવનાવાળી વ્યક્તિઓના સંસર્ગમાં મારે આવવાનું થયું હતું એ વ્યક્તિઓના સંસર્ગથી હું કેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો તે હવે પછીનાં પ્રકરણોમાં મેં જણાવવાનો પ્રયત્ન કર્યો છે. મારા પ્રથમ ગુરુ તો જનરલ આર્મસ્ટ્રૉંગ હતા. તેમના પછી જો બીજા કોઈના સંસર્ગમાં આવી હું કંઈ પણ સૌથી વધારે શીખ્યો હોઉં તો તે સ્વ. વિલિયમ

આર્મસ્ટ્રૉંગ (નાના) છે. તેમની સાથેના સંબંધ વિષે કંઈક જણાવું, તો બીજી બધી વ્યક્તિઓના સંસર્ગને પરિણામે હું કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો હતો એ વાત સૌથી વધારે સરસ રીતે સ્પષ્ટ થશે.

ચોક્કસ તારીખ તો હું ભૂલી ગયો છું, પરંતુ બૉલ્ડવિન મહાશય સાથેની મારી પ્રથમ મુલાકાત મને સારી રીતે યાદ છે. તે સમયે તેઓ 'સધર્ન' રેલવેના વ્યવસ્થાપક અને ઉપપ્રમુખ હતા. તેઓનું મુખ્ય મથક વૉશિંગ્ટન ડી. સી. હતું. બોસ્ટન શહેરમાં તેમના પિતાએ મને તેમના ઉપર એક પત્ર લખી આપ્યો હતો. એક દિવસ સવારે હું તેમની ઑફિસે ગયો અને એ પત્ર તેમને આપ્યો. આવી બાબતમાંની તેમની સામાન્ય રૂઢિ પ્રમાણે તેમણે એ પત્ર કાળજીપૂર્વક વાંચ્યો; ત્યાર બાદ ટસ્કેજી સંસ્થાની શાળા અને તેના કાર્ય સંબંધી અમે વાર્તાલાપ શરૂ કર્યો. તેઓ મને સમજી શકે છે અને હું તેમને સમજી શકું છું એવી, થોડા સમયની મુલાકાત દરમિયાન જ, મારી ખાતરી થઈ ગઈ. ખરેખર, મને તરત જ ભાન થયું કે, હું એવી વ્યક્તિ સમક્ષ છું કે જે જરાય અસ્પષ્ટ નથી અને જે જરાય છુપાવતી નથી. એટલું જ નહિ, પણ તેમનાથી એક પણ વિચાર અથવા હેતુ છુપાવવો, એ પણ અસંભવિત હતું. ત્યાર બાદ કેટલાંય વર્ષો સુધી બૉલ્ડવિન મહાશય સાથે મારો પરિચય રહ્યો; પરંતુ, તેમને વિષે મેં જે અભિપ્રાય પહેલી મુલાકાત વખતે બાંધ્યો હતો તે કાયમ જ રહ્યો; અને અમે એક બીજાને જે રીતે સમજી લીધા હતા તે રીતમાં પાછળથી જરાય ઉલટ ફેરફાર નહોતો થયો.

ટસ્કેજી સંસ્થાના કાર્યમાં કોઈ પણ પ્રકારે ખાસ રસ ઉત્પન્ન થયો હોય એમ બૉલ્ડવિન મહાશયે જણાવા દીધું નહિ. પોતે ત્યાં આવી જશે અને અમારા કાર્યનું નિરીક્ષણ કરી ત્યાંનું કામ જો કંઈ ખાસ સત્ત્વવાળું લાગશે તો અમને મદદ આપવાને તેઓ જરૂર તેમનાથી બનતું કરશે, એમ પણ તેમણે જણાવ્યું.

થોડાંક જ અઠવાડિયાંમાં સંસ્થાને જરા જોઈ જવા બાબત તથા અમે કંઈ ખાસ 'સત્ત્વવાળું કાર્ય' કરીએ છીએ કે નહિ એ સંબંધી નિર્ણય કરવા આપેલું વચન પાળવા, બૉલ્ડવિન મહાશયે થોડાંક જ અઠવાડિયાંમાં સંસ્થાની મુલાકાત લીધી. વહીવટી કાર્યના એક અનુભવી માણસની માફક સંસ્થાનું એકેએક ખાતું તેમણે સંપૂર્ણ ઝીણવટથી તપાસ્યું. શાળાના વહીવટી ખાતાની વ્યવસ્થામાં, અલબત્ત, તેમને ઘણી ભૂલો માલૂમ પડી; પરન્તુ અમારી સંસ્થાનું ધ્યેય કેવું છે, તથા એ ધ્યેય પ્રાપ્ત કરવા અમે કેવો પ્રયત્ન કરી રહ્યા છીએ, એ જોઈ તેમણે અમને મદદ કરવાનો નિર્ણય કર્યો. વસ્તુતઃ, ત્યાર બાદ શક્ય હોય એવી દરેક રીતે, અમારી સંસ્થાની સેવા કરવાની એક પણ તક તેમણે જવા દીધી નથી. સંસ્થાની પ્રગતિ થાય અને પ્રતિષ્ઠા વધે એ માટે, સંસ્થાના કોઈ પણ કાર્યવાહક જેટલી જ તેઓ કાળજી ધરાવતા હતા, અને પ્રત્યક્ષ રીતે ઉપયોગી થઈ પડે એટલો બધો રસ પણ લેતા હતા. મને લાગે છે કે, હબસીઓને ફતેહ મળે એ માટે, બૉલ્ડવિન મહાશય જેવો સાચો રસ લેનાર બીજો કોઈ પણ માણસ મને મળ્યો નથી. મને યાદ છે કે, ટસ્કેજી સંસ્થાની તેમની છેવટની મુલાકાત વખતે, તેઓ સંસ્થા છોડીને

જતા રહે તો સારું, એવી ઇચ્છા મારી પત્નીએ (મિસિસ વૉશિંગ્ટને) પ્રદર્શિત કરી હતી. આમ કહેવામાં મિસિસ વૉશિંગ્ટનનો ભાવાર્થ એ હતો કે, અમારા કાર્યની ભારે જવાબદારી માટે, તથા જે મર્યાદામાં રહીને અમારી સંસ્થાને મુશ્કેલીથી કાર્ય કરવું પડતું હતું તેને માટે, તેઓ જોઈએ તે કરતાં પણ વધારે ઊંડી સહાનુભૂતિ ધરાવતા હતા, અને જોઈએ તે કરતાં પણ તેમને વધારે લાગણી થતી હતી. સંસ્થામાં તેમણે જે કંઈ જોયું હતું, તેનાથી તેમને ખૂબ લાગણી થઈ હતી. વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની કાર્ય કરવાની માથાકૂટ જોઈને તેમનું મન એટલું બધું આકુળવ્યાકુળ બની ગયું હતું કે, સંસ્થાના વાતાવરણમાંથી તેઓ દૂર જતા રહે અને વિશ્રાન્તિ લે, એ અમને જરૂરનું જણાયું. જે રોગને પરિણામે સંસ્થા છોડીને તેઓને છેવટે જતા રહેવું પડયું હતું, તે પ્રાણ-ઘાતક રોગે પોતાનું કાર્ય ક્યારનુંયે શરૂ કરી દીધું હતું, તે સંબંધી તે વખતે અમારામાંથી કોઈને કલ્પના સરખીયે નહોતી.

બૉલ્ડવિન મહાશય જે રીતે હબસીઓને ઓળખતા હતા, તે રીતે ઘણા જ થોડા મનુષ્યોએ તેમને ઓળખેલા. આમ હોવાથી, બીજી કોઈ પણ જાતિના લોકો ઉપયોગી કાર્ય કરી માનવંતું પદ મેળવવા મહત્ત્વાકાંક્ષા રાખે, તેટલી જ મહત્ત્વા-કાંક્ષા રાખનાર હબસી લોકો પ્રત્યે તેઓ સંપૂર્ણ સહાનુભૂતિ રાખતા. બૉલ્ડવિન મહાશયનું હબસી લોકોના જાતિપ્રશ્ન સંબંધી થોડુંઘણું કહેવું સાંભળ્યા બાદ, તેમને બરાબર નહિ ઓળખનાર કેટલાક લોકો એવો ખ્યાલ ધરાવતા થઈ ગયા હતા કે, તેઓ હબસીઓ પ્રત્યે ઊંડી સહાનુભૂતિ ધરાવતા

નથી. પરંતુ એવા લોકોનો આવો ખ્યાલ ભૂલભરેલો હતો. હબસી લોકો ફતેહ મેળવી આગળ વધવાનો પ્રયત્ન કરે, એ પ્રયત્નમાં ખોટા દેખાવને ખરી વસ્તુ માની બેસવાની ભૂલ તેઓનાથી ન થઈ જાય, એ માટે તેમને ખૂબ ચિંતા રહેતી. આ પ્રકારના જોખમમાં હબસીઓ ઊતરી ન પડે, એવો પ્રયત્ન કરવામાં બૉલ્ડવિન મહાશય કેટલીક વખત હદ પણ ઓળંગી જતા.

હબસીઓના કલ્યાણમાં રસ લેતા હોવાથી, દક્ષિણના ગોરાઓની પ્રગતિ માટે બૉલ્ડવિન મહાશય ઓછી દરકાર રાખતા હતા, એવી છાપ જો મારા કહેવામાંથી અગર મારા લખાણ ઉપરથી કોઈના મન ઉપર પડે, તો તો તેમને ભારે અન્યાય થઈ જાય. ગોરાઓને તથા હબસીઓને જે પરિસ્થિતિનો વારસો મળ્યો હતો, અને જેને માટે બંનેમાંથી એકેને પૂરેપૂરા જવાબદાર લેખી શકાય નહિ, એ પરિસ્થિતિ તેમની ઉન્નતિના માર્ગમાં કેટલેક અંશે અંતરાયરૂપ નીવડતી હતી, એમ તેમણે પૂરેપૂરી સ્પષ્ટતાથી જોઈ લીધું હતું. તેમણે એ પણ જોઈ લીધું હતું કે, વખત જતાં, છેવટે તો, એકનું કલ્યાણ બીજાના કલ્યાણ સાથે સંકળાયેલું છે. હબસી લોકોની કેળવણી માટે તેમણે ઘણું કર્યું હતું; છતાંય, દક્ષિણના કમનસીબ ગોરાઓના કલ્યાણ માટે આર્થિક વા અન્ય સહાય મેળવવાની એક પણ તક તેમણે જવા દીધી નહોતી.

ટસ્કેજી સંસ્થાની આર્થિક પુનર્ઘટના કરી, એ બૉલ્ડવિન મહાશયની મોટામાં મોટી સેવા હતી. જ્યારે તેઓ તેના સાથી પ્રથમ ન્યાસિક (ટ્રસ્ટી) બન્યા, ત્યારે સંસ્થાની વ્યવસ્થા, તેનું નાણાંખાતું અને હિસાબખાતું, એ બધું તદ્દન અનિશ્ચિત

અને અસંતોષકારક હતું. અમારાં નાણાંના રોકાણ તરફ નજર નાખી, વાર્ષિક અંદાજપત્રકની બાબતોનો તેમણે એકદમ અભ્યાસ શરૂ કર્યો. શાળાનો વિકાસ ઝપાટાબંધ થતો હતો. એને અંગે કેટલાય ઉત્પાદક ઉદ્યોગો ચાલતા હતા. મકાનો બંધાતાં હતાં. અને સંસ્થાનાં જુદાં જુદાં ખાતાંઓમાં અરસ-પરસ ખૂબ લેવડદેવડ ચાલતી હોવાથી, ખાસ કરીને શાળાના હિસાબો અત્યંત ગૂંચવાડિયા બની ગયા હતા, અને તેથી તેમને વ્યાપારી ધોરણે સુવ્યવસ્થિત બનાવવાની ખાસ જરૂર ઊભી થઈ હતી.

બ્રુકલીનમાં આવેલા બૉલ્ડવિન મહાશયના પુસ્તકાલયના ઓરડામાં બેસી, અમે બંનેએ આ કામને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોનો અભ્યાસ કરવામાં તથા તેમના ઉપર ચર્ચા કરવામાં કેટલોક સમય ગાળ્યો હતો. ગત વર્ષો તરફ નજર ફેંકતાં હાલ પણ એ સમયમાં થયેલા ઉપયોગી કાર્યની યાદથી મારા મનમાં આનંદની ઊર્મિ ઊઠે છે. જ્યારે હું ન્યૂ યૉર્ક આવતો ત્યારે તેઓ મને પોતાને ત્યાં આમંત્રણ આપતા, અને ભોજન કર્યા બાદ તરત જ અમે તેમના વાચનાલયમાં ભેગા થઈ ત્રણ ચાર કલાક મસલત અને ચર્ચા કરવામાં ગાળતા. કોઈ કોઈ વખત તો આ ચર્ચાઓમાં રાતના બાર પણ વાગી જતા.

બૉલ્ડવિન મહાશય પાસેથી હું જે શીખ્યો, તેમાંની એક બાબત તો એ છે કે, જીવનની નજીવી બાબતો જ્યારે મનુષ્યોને છૂટા પાડે છે, ત્યારે મહાન કાર્યો તેમને એકત્ર કરે છે. આ મારા પંથના છે, આ મારા જાતિબંધુઓ છે, કે આ મારા પ્રદેશના છે, એવા સંકુચિત વિચાર નહિ રાખતાં, કોઈ પણ

કાર્યની મહત્તા સ્વીકારી, એ કાર્ય મહાન છે માટે જ ઉદાર ભાવથી પ્રવૃત થવામાં, જગતના સૌથી સારા અને ઉચ્ચ લોકોનો ટેકો કોઈ પણ મનુષ્ય મેળવી શકે છે.

મારા પ્રથમ જણાવ્યા મુજબ, હું ગુલામને ત્યાં જન્મ્યો એને માટે શોક કરતો નથી. જે જાતિ એક ગૂંચવણિયા પ્રશ્નરૂપ બની ગઈ છે, તેના એક અંગ તરીકે હોવાનો પણ મને શોક થતો નથી. એથી ઊલટું, એ કોયડાએ તો મને મારો જીવનમાર્ગ દર્શાવ્યો છે. મારા જીવનનું રહસ્ય પણ હું એને લીધે સમજી શક્યો છું. એટલું જ નહિ, મને જે મિત્રાચારી સાંપડી છે અને જે સુખસગવડ પ્રાપ્ત થયાં છે, તે બીજા કોઈ માર્ગે પ્રાપ્ત થયાં ન હોત.

૨

## પ્રશ્નના ઉકેલ માટે શાળા ઘડી

વર્ણભેદ સંબંધી જાહેર જનતાનો જે અભિપ્રાય બંધાયો હતો તેની સાથે મારે કેવી રીતે વર્તવું, એ પ્રશ્નનું નિરાકરણ ટસ્કેજી સંસ્થાના કાર્યની શરૂઆતમાં જ સૌથી પ્રથમ મારી જાતે મારે કરી લેવાનું હતું.

દક્ષિણ વિભાગના એક નાના પ્રદેશમાં હબસીઓ માટે એક નાનકડી ઔદ્યોગિક શાળા સ્થાપવાના નમ્ર હેતુથી શરૂઆત કરનાર વ્યક્તિને, તે સમયના સામાજિક અથવા કેળવણી-વિષયક મહાન પ્રશ્નો વિષે સામાન્ય જનસમૂહ શું ધારે છે અથવા શું કહે છે, એનાથી પોતાના માર્ગમાં મોટો અંતરાય માલૂમ પડવો અથવા સહાય માલૂમ પડવી, એ કદાચ વિચિત્ર તો લાગશે. પણ આલાબામામાં એ સમયે એવું જ બન્યું હતું. મારા કાર્યમાં હું બહુ આગળ વધ્યો નહોતો, એટલામાં તો કેટલાક પ્રશ્નોના મુખ્ય સિદ્ધાન્તો સંબંધી મારે સ્પષ્ટ અને ચોક્કસ જવાબો ઘડી કાઢવાનો પ્રયત્ન કરવો પડ્યો.

પ્રશ્ન આ પ્રમાણે ઉપસ્થિત થયો : હબસીઓનાં બાળકોને કામ કરવાનું શીખવવામાં મારો શો હેતુ છે એ જાણવાની તેમની ઇચ્છા હતી. તેમનું એમ કહેવું હતું કે, અમારે અને અમારા બાપદાદાઓને અઢીસો વર્ષથી પરાણે કામ કરવું પડ્યું છે, અને હવે અમે ઇચ્છીએ છીએ કે અમારાં બાળકો

નિશાળે જાય, અને સ્વતંત્ર બની, કામ કર્યા સિવાય ગોરા લોકોની માફક જીવન ગાળે. સામાન્ય હબસી આ બાબતમાં આ જાતનું જ દૃષ્ટિબિન્દુ ધરાવતો થઈ ગયો હતો.

એથી ઊલટું, દક્ષિણના કેટલાક ગોરા લોકો એવો અભિપ્રાય ધરાવતા થઈ ગયા હતા કે, હબસીને કોઈ પણ જાતની કેળવણી આપવી જ ન જોઈએ. કેટલાક તો મને પૂછતા હતા કે, હું ફક્ત હબસી ધર્મોપદેશકો અને શિક્ષકો તૈયાર કરવા માગું છું, કે ગોરા લોકોને માટે કેળવાયેલા નોકરો તૈયાર કરું છું?

ઉત્તરના કેટલાક લોકો તો એમ જ સમજ્યા કે, હબસીને લાકડાં ચીરવાની અને પાણી ખેંચવાની — ફક્ત શારીરિક વૈતરું કરવાની — તાલીમ આપવાનો જ મારો હેતુ છે. તેમને એવો ભય પણ હતો કે, હબસી લોકો પોતાની જાતિમાં યોગ્ય સ્થાન સંભાળી લે, અથવા એક નાગરિક કે મનુષ્ય તરીકે જીવન ગાળી શકે, એવી કેળવણી આપવાનો મારી શાળામાં બિલકુલ પ્રયત્ન જ નહિ થાય.

હબસીને કઈ જાતની કેળવણી આપવી અને કઈ જાતની કેળવણી ના આપવી, એ બાબતના આ બધા વિચારો વર્ણભેદ અને વિભાગભેદની દ્વેષી વૃત્તિઓથી દૂષિત થયેલા હતા. આલાબામામાં — 'કાર્પેટ બૅગ' સરકારનો — ઉત્તરવાસીઓનો તિરસ્કૃત અમલ થોડા વખત ઉપર જ પૂરો થયો હતો. પુનર્રચનાના સમયને અંગે થયેલી ઉશ્કેરણી તથા ખળભળાટને પરિણામે, હબસીઓ પ્રત્યે ગોરા જનસમૂહની લાગણી ઘણી જ કડુ બની ગઈ હતી.

બીજી બાજુએ, રાજકીય બાબતોમાં હબસીઓએ પોતાનું સ્થાન ઘણે મોટે ભાગે ગુમાવેલું હોવાથી, તેઓ ઘણા જ નાહિંમત અને હતાશ બની ગયા હતા. તેમનામાંના ઘણાને તો પોતાને ગુલામીમાં ફરીથી ઘસડાવું પડશે એવો ભય પેસી ગયો હતો. વળી આ વખતે ઉત્તર અને દક્ષિણ વિભાગ વચ્ચે રાજકીય બાબતો સંબંધી જે કંઈ પ્રશ્ન ઉપસ્થિત થતા, તેમાં ભારે કડવાશની લાગણી પ્રવર્તતી હતી.

આ બે પરસ્પર વિરોધી બળોની રેખા જે કોણમાં મળે તે કોણ ઉપર જાણે મારું સ્થાન ન હોય એમ મને લાગ્યું. મેં જોઈ લીધું કે, જે કાર્યની યોજના મેં ઘડી હતી તેને અમલમાં મૂકતાં આ બન્ને પક્ષો કોઈ ને કોઈ બાબતનો વિરોધ કરે અથવા ટીકા કરે એવો સંભવ છે. બીજી બાજુ મેં એ પણ જોઈ લીધું કે, ફતેહ મેળવવા માટે મારે આ બન્ને પક્ષોનો ટેકો અને સહાનુભૂતિ મેળવી લેવાં જોઈએ.

હું જાણતો હતો કે, દક્ષિણ વિભાગ ગરીબ છે અને ઉત્તર વિભાગ સમૃદ્ધિવાન છે. હું એ પણ જાણતો હતો કે, કેળવણીમાં જનસમૂહને પ્રેરણા આપવાની, ઉન્નત કરવાની અને પુનર્જીવન અર્પવાની શક્તિ છે, એવી માન્યતા ઉત્તરના લોકો ધરાવે છે, જ્યારે દક્ષિણના લોકો ધરાવતા નથી. વળી, હું એ પણ જાણતો હતો કે, ઉત્તરના લોકો પ્રગતિ કરવાને ઇંતેજાર છે, અને ગુલામોની મુક્તિના જે કાર્યનો તેમણે તલવારના બળ વડે આરંભ કર્યો હતો, તે કાર્યને કેળવણીની સહાયથી તેઓ પૂરું કરવા તત્પર થઈ, જે કોઈ શાળા અથવા સંસ્થા કેળવણીના ખરેખરા અને મૂળભૂત સિદ્ધાન્તોની દૃષ્ટિએ આ કાર્યને કરવાનું માથે લેશે, તેને ઘણી રાજીખુશીથી ટેકો આપશે.

એટલી વાત તો મને સાથે ને સાથે તે જ વખતે સ્પષ્ટ સમજાઈ હતી કે, છેવટે તો દક્ષિણના સૌથી ઉચ્ચ કોટીના ગોરાઓનાં સહાનુભૂતિ અને ટેકા સિવાય, મારા જાતભાઈઓની ઉન્નતિ માટે જે કંઈ પ્રયત્ન કરવામાં આવશે તે ફળીભૂત થશે નહિ. ઉત્તરના ઘણા લોકો એ બાબત જાણતા કે સમજતા નહોતા; પણ હું તો એ પણ જાણતો હતો કે, હબસીને કેળવણી આપવી એ સલાહભરેલું છે કે કેમ તેને વિષે દક્ષિણના ગોરાઓને ગમે તેટલી શંકા હતી, છતાં તેઓનાં હૃદયમાં હબસીઓ પ્રત્યે ઊંડે ઊંડે આભારની લાગણી હતી; અને મારી તો ખાતરી થઈ ગઈ હતી કે, લાંબા સમયે, હબસીને સહાય કરવાના સંગીન અને પ્રામાણિક પ્રયત્નને દક્ષિણના ગોરાઓનો ટેકો મળવાનો છે જ.

અંતમાં, મારા જાતભાઈઓની ભલી સામાન્ય બુદ્ધિમાં મને વિશ્વાસ હતો. મને શ્રદ્ધા હતી કે, તેમને જે જાતની કેળવણી આપવાનો મારો ઇરાદો હતો, તેમાં જો હું ખરેખર યોગ્ય રીતે કામ કરીશ, અને સાથે ને સાથે તેમની જોડેની મારી બધી બાબતોમાં પ્રામાણિક વ્યવહાર રાખીશ, તો મેં જે શાળા શરૂ કરી હતી તેને માટે તેમનો ટેકો મેળવવા ઉપરાન્ત, તેમને માટે કંઈક કરવા જે કંઈ બીજી બાબતો મારા મનમાં રમ્યા કરતી હતી, તેમાં પણ હું તેમનો ટેકો મેળવી શકીશ.

આમ છતાં, આ ત્રણે વર્ગના લોકોને મારા પક્ષમાં કેમ કરીને સારામાં સારી રીતે મેળવી લેવા અને તેમનું માન સંપાદન કરી લેવું, એ નક્કી કરવાનો પ્રશ્ન મૂંઝવનારો અને કસોટી કરે તેવો હતો; કેમ કે, હું જે કંઈ કરવા પ્રયત્ન કરતો

હતો, તેના તરફ આ ત્રણે પક્ષ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોતા હતા, અને એ દૃષ્ટિબિંદુમાં પણ ઘણું જ અંતર હતું. આ ત્રણે વર્ગના લોકો આગળ કેવી રીતે વર્તવું, તે સંબંધી મારી સન્મુખ એક લાલચ ખડી થઈ; અને તે એ કે, જે વર્ગના લોકો સાથે મારે વાત કરવાની થાય, તેમને ખૂબ પસંદ પડતી બાબત જ હું તેમની આગળ મૂકું, અને જે બાબતો વિષે તેઓ મારાથી ભિન્ન મત દર્શાવે તેવું હોય, તે સંબંધી મારે મૌન સેવવું. ગોરા લોક જે સાંભળવા ઇચ્છતા હોય તે ગોરા લોકને કહેવું; હબસી જે સાંભળવા ઇચ્છતો હોય તે હબસીને કહેવું; અને ઉત્તરના લોકો આગળ એક, તથા દક્ષિણના લોકો આગળ બીજો, એમ જુદા જુદા અભિપ્રાય દર્શાવવા.

પરંતુ જો મેં જોઈ લીધું ન હોત કે, લાંબા સમયે હું પકડાઈ જઈશ, અને જો મારે મારા લોકો માટે અથવા દક્ષિણના લોકો માટે કંઈ સ્થાયી ઉપયોગનું કાર્ય કરવું હોય, તો મારે ઊંડા ઊતરીને મજબૂત પાયા ઉપર ચણતર ચણવું જોઈએ, તો તો કદાચ હું આ લાલચને વશ થયો હોત.

એક વૃદ્ધ હબસી ધર્મોપદેશકની વાત છે. એ વાત કહેવાનો મને ઘણો શોખ છે. હું જે કહેવા માગું છું તે એ વાત પરથી વધારે સારી રીતે સમજાશે. ઇજિપ્તનો ફેરો* અને તેના સાથીઓ રાતો સમુદ્ર ઓળંગવાનો પ્રયત્ન કરતાં કેવી રીતે અને શાથી ડૂબી ગયા, જ્યારે ઇઝરાયેલ અને તેનાં બાળકો કેવી રી અને શાથી એ સમુદ્ર કોરેકોરાં ઓળંગી ગયાં, એ બાબત સમજાવવા એ વૃદ્ધ પાદરી એક રવિવારની

* બાઇબલના જૂના કરારમાં આ વાત છે.

શાળાના વર્ગમાં પ્રયત્ન કરતો હતો. એ બાબત તે નીચે પ્રમાણે સમજાવતો હતો:

'જ્યારે ઇઝરાયેલ અને તેના સાથીઓ ત્યાં આગળ આવ્યા, ત્યારે સૂર્યોદય પહેલાંનો સમય હતો અને સમુદ્ર ઉપરનો બરફ ઘટ્ટ તથા સખત હતો; પણ જ્યારે ફેરો અને તેનું મંડળ આવ્યું, ત્યારે સૂર્ય પ્રકાશતો હતો, અને પરિણામે બરફ ઉપર ચાલતાં તે ભાગી ગયો, અને તેઓ અંદર ડૂબી ગયા.'

હવે આ વર્ગમાં, શાળામાં ઠીક ઠીક અભ્યાસ કરેલો એક યુવાન હબસી હતો, અને તેણે એ વૃદ્ધ પાદરી તરફ ફરીને કહ્યું, 'પાદરી સાહેબ! તમે જે જાતની સમજૂતી આપી, તે હું સમજી શકતો નથી. હું નિશાળે જાઉં છું, અને ત્યાં આ વિષે ભૂગોળવિદ્યા તો મને એમ શીખવે છે કે, ભૂમધ્ય-રેખાના અમુક અંતર સુધી પાણી ઠરી જઈ બરફ થતાં નથી.'

પેલા વૃદ્ધ પાદરીએ જવાબ આપ્યો, 'ભલા ભગવાન! એકાદ નાસ્તિક આવી કોઈ શંકા ઉઠાવશે, એમ તો હું ધારતો જ હતો. આપણા ધર્મશાસ્ત્રને વગોવવા કોઈ ને કોઈ યુવાન તૈયાર જ હોય છે. જે સમયની હું વાત કરું છું, તે સમયે ભૂગોળ ફૂગોળ કંઈ હતું જ નહિ, કટિબંધ વગેરે પણ નહોતાં. આ વાત તો એ સમય પહેલાંની જ છે.'

હવે આ વૃદ્ધ માણસ બધી કૃત્રિમતા દૂર કરી, કંઈક સંગીન પાયાવાળી વાત પોતાની સાદી અને સરળ રીતે સમજાવવા પ્રયત્ન કરતો હતો. આવું જ કંઈક મારી બાબતમાં પણ હતું. મારી જાતિમાં કેટલાક જુવાનિયા એવા પણ હતા કે જેઓ હબસીઓના પ્રશ્ન વિષે ગળે ઊતરે એવી

અને સુંદર દલીલો કરવાને તૈયાર જ હોય. પરન્તુ વૃદ્ધ પાદરીનું દૃષ્ટાન્ત લઈ મેં તો નિર્ણય કરી લીધો હતો કે, મારે કંઈક સંગીન પાયા ઉપર ચણતર ચણવું. મને સ્પષ્ટ સમજાઈ ચૂક્યું હતું કે, જો હું એમ કરીશ તો જ મારા શરૂ કરેલા કાર્યમાં ફતેહ મેળવી શકીશ.

ઉપર વર્ણવ્યા મુજબ સમગ્ર બાબતોનો પૂરેપૂરો વિચાર કર્યા બાદ, એક બે મુખ્ય તત્ત્વો સંબંધી મેં નીચે પ્રમાણે નિર્ણય કરી લીધો હતો :

પહેલી વાત તો એ કે, જે ત્રણ વર્ગના લોકોને વિષે મેં વાત કરી છે તે બધાંની સાથે પ્રસંગ પાડતાં, મારે હંમેશાં ખુલ્લા દિલના અને પ્રામાણિક રહેવું. બીજી વાત એ કે, લોકપ્રિયતા મળે કે લોકો મારા ઉપર ગુસ્સે થાય એની પરવા રાખ્યા સિવાય, તાત્કાલિક કામ કાઢી લેવા પૂરતા અથવા ખોટી સગવડ મળે એવા ટૂંકા રસ્તાનો આશ્રય મારે ન લેવો.

દક્ષિણમાં વસતી જાતિઓમાં રહેલા વાસ્તવિક પરસ્પર સંબંધને, પહેલેથી હું મારા મનમાં પામી ગયો હતો; એને પરિણામે, મારા કાર્યમાં મને શરૂઆતથી શ્રદ્ધા તથા વિશ્વાસ ઉત્પન્ન થયાં હતાં. જેમ જેમ મારું કાર્ય આગળ ધપતું ગયું, તેમ તેમ એ શ્રદ્ધામાં તથા એ વિશ્વાસમાં અભિવૃદ્ધિ પણ થતી ગઈ.

પ્રથમ તો મેં એ જોઈ લીધું હતું કે, અઢીસો વર્ષની ગુલામીને પરિણામે બન્ને જાતિઓ ઘણા ગાઢ સંબંધથી સંકળાઈ ગઈ હતી. દક્ષિણની બહારના લોકોથી એ બાબત સમજી શકાય તેમ નહોતું. દક્ષિણવાસી ગોરાઓને પણ તેનો ખ્યાલ નહોતો. અરે ! ખુદ હબસી લોકોને પણ એનું કદાચ

સંપૂર્ણ ભાન નહિ હોય. વળી મેં એ પણ જોઈ લીધું હતું કે, બન્ને જાતિઓને એકબીજાની જરૂર પડતી હતી, અને દક્ષિણના ગોરા લોકોના જીવનમાં હબસી જે સ્થાન પૂરતો હતો, તે સ્થાન ભવિષ્યનાં કેટલાંય વર્ષો સુધી બીજો કોઈ મજૂરિયાત વર્ગ પૂરી શકે તેમ નહોતું.

સ્વાતંત્ર્યને પરિણામે મેં જે એક ફેરફાર થયેલો જોયો હતો, તે દક્ષિણના ઘણા ગોરા લોકો જોવામાં નિષ્ફળ નીવડ્યા હતા, એમ મને જણાયું. જ્યાં સુધી ગુલામીની પ્રથા અસ્તિત્વ ધરાવતી હતી, ત્યાં સુધી પોતાના રક્ષણાર્થે તેમ જ હબસી તેની ગુલામી દશામાં સંતુષ્ટ રહે તે માટે, તેને અજ્ઞાન અવસ્થામાં રાખવાની ગોરા લોકોને ફરજ પડતી હતી. સ્વાતંત્ર્યમાં તો એથી તદ્દન વિરુદ્ધ પરિસ્થિતિ હોય છે. હબસીના પોતાની ઉન્નતિ કરવાના પ્રયાસમાં, ગોરો તદ્દન મુક્ત રહે છે એટલું જ નહિ, પણ એમ કરવામાં તો ગોરાનો પોતાનો પણ સ્વાર્થ રહે છે; કેમ કે તેની ઉન્નતિ કરવાથી અને તેને કેળવણી આપવાથી, તેની જાતિમાંના ગુનેગારો અને ભિખારી-ઓની સંખ્યા ઘટી જાય છે, અને કાર્યદક્ષ મજૂરોની શક્તિ અને સંખ્યામાં વધારો પણ થાય છે.

આ સંબંધી સ્પષ્ટ વિચારો એકદમ મારા મગજમાં નહોતા આવ્યા. બે જાતિઓ ગુલામી દશા ભોગવે છે; નવી પરિસ્થિતિને અનુકૂળ થવા બન્ને જાતિઓ માથાકૂટ કરવામાં મશગૂલ છે; એકની પ્રગતિ એટલે બીજાની પણ પ્રગતિ; હબસીઓ ગોરાઓની મધ્યમાં રહે છે, માટે જે કંઈ હું તેમના હિતને માટે કરવા પ્રયત્ન કરું, તે જો ગોરાઓને માટે પણ એટલું જ હિતકારક ન નીવડે, તો હબસીઓને પણ કંઈ

સત્ત્વવાળો ફાયદો નથી મળવાનો; એ સઘળો ખ્યાલ મને ધીમે ધીમે જ આવ્યો.

આ ખ્યાલ મારા મનમાં સચોટ રીતે આવ્યો કે તરત જ મેં જે કામ ઉપાડ્યું હતું, તેમાં હું ઊંડે ઊતરવા લાગ્યો. ઊંડે ઊતરતાં જ મને જણાયું કે, જે રાજકીય ચળવળ અને મતમતાંતરને લીધે ઉત્તરવાસીઓ અને દક્ષિણવાસીઓ, હબસીઓ અને ગોરાઓ કજિયો કરીને છૂટા પડે છે, એ તો તદ્દન પાયા વિનાનાં અને કૃત્રિમ છે. મને એ પણ લાગ્યું કે, જે લોકો રાજકીય ચળવળ ચલાવે છે, તેઓ તો ઘણે ભાગે પડછાયાની સાથે યુદ્ધ કરે છે; અને એ પડછાયા તો ભૂતકાળનાં વેરઝેર અને પૂર્વગ્રહોના પ્રતિનિધિરૂપ છે.

એથી ઊલટું, જેમ જેમ હું એને વિષે વધારે ને વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ મને વધારે ને વધારે સ્પષ્ટ થવા લાગ્યું કે, મેં માથે લીધેલું કામ જ સાચા પ્રકારનું છે. વળી એ કાર્ય એવા રચનાત્મક પ્રકારનું હતું કે, એને લીધે વિરોધી તત્ત્વો અને બળોની વચ્ચેનો અંતરાય વધવાનો સંભવ નહોતો એટલું જ નહિ, પણ એ તત્ત્વો વચ્ચે ઐક્ય જામે એવો સંભવ સવિશેષ હતો.

આટલે સુધી આવ્યા પછી, મેં જે કામ હાથમાં લીધું હતું, તે કામ માટે મેં અગાઉ જણાવેલા ત્રણે પક્ષોની સહાનુભૂતિ કેવી રીતે પ્રાપ્ત કરવી, એ સંબંધી હું ગંભીરપણે વિચાર કરવા લાગ્યો.

સૌથી પ્રથમ તો મેં નક્કી કરી દીધું કે, મારી પોતાની જાતિના લોકોની જ અને તેટલી સક્રિય સહાનુભૂતિ અને

મદદ મારે મેળવી લેવી જોઈએ. આ હેતુથી, ટસ્કેજીમાં કામ શરૂ કર્યા પહેલાં, એના મેકન પરગણાનાં ગામડાંમાં કેટલાંક અઠવાડિયાં સુધી મેં પ્રવાસ કર્યો.

દક્ષિણમાં વસનાર હબસીઓની વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ આ ગ્રામવાસીઓનો જ હતો. આ પ્રવાસ દરમિયાન, તેમના પ્રતિનિધિઓ સાથે મેં વ્યક્તિગત વાતચીત કરવાની તક મેળવી લીધી હતી, એટલું જ નહિ પણ હું તેમની સાથે તેમનાં ઝૂંપડાંમાં સૂતો હતો, તેમનો ખોરાક જમ્યો હતો, તેમનાં દેવળોમાં તેમની સાથે વાતચીત કરી હતી, અને તેમનાં જ ઘરોમાં તેમની મુશ્કેલીઓ અને જરૂરિયાતો સંબંધી તેમની સાથે ચર્ચાઓ ચલાવી હતી. આ રીતે મેં એવું જ્ઞાન સંપાદન કરી લીધું હતું કે, જે મને મારા ત્યાર પછીના કામમાં ઘણું જ કીમતી થઈ પડ્યું છે.

જેમ જેમ વર્ષો વીતતાં ગયાં, તેમ તેમ મેં નજીકનાં પરગણાંઓમાં અને પ્રદેશોમાં મારી મુલાકાતો વિસ્તારવા માંડી. ટસ્કેજીની શાળા જ્યારે જરા વધારે જાણીતી થઈ, ત્યારે દૂરના વિભાગોમાંથી મને મુલાકાતનાં આમંત્રણ મળવા લાગ્યાં. એ આમંત્રણોનો લાભ ઉઠાવી હું ત્યાં જતો, અને પરિણામે, એ ગ્રામજનતાના વાસ્તવિક જીવન સંબંધી તેમ જ તેમને જે મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હતો તે સંબંધી, મને ઘણું વધુ શીખવાનું મળ્યું.

મારી આ પ્રવૃત્તિનો હેતુ એ હતો કે, સામાન્ય જન-સમૂહનો પરિચય કરી લેવો અને તેમનો વિશ્વાસ સંપાદન કરવો, કે જેથી કરીને તેમની વચમાં રહીને તેમને જ માટે કામ કરી શકાય.

મારા પ્રવાસ અને નિરીક્ષણ દરમિયાન મેં જોઈ લીધું કે, હબસીઓએ જાતે રચેલાં વ્યવસ્થિત મંડળોની સામાન્ય જનસમૂહ ઉપર સારી છાપ પડી છે અને એ મંડળોની આ જાતની લાગવગથી મારા ઉપર પણ વધારે ને વધારે અસરકારક છાપ પડવા માંડી.

હબસીઓ સિવાયના બાકીના સામાન્ય મનુષ્યો તો એમ ધારતા કે, દેશમાંના એક કરોડ હબસીઓ કશા સંગઠન વિનાના, એક શંભુમેળા જેવા છે; નથી તેમનામાં કોઈ પણ જાતનો ઢંગધડો, કે નથી તેમનામાં જીવનનું કોઈ ચોક્કસ ધ્યેય. તેમનું આ માનવું તદ્દન ખોટું હતું. હબસીઓમાં પણ વિશિષ્ટ પ્રકારનો સર્વસામાન્ય સ્વાર્થ રહેલો છે. તેમનામાં કેટલીક એવી સામાન્ય હિતની બાબતો રહેલી છે કે જેની મારફત સમસ્ત જનસમૂહ ઉપર કાબૂ મેળવી તેમના હૃદયને સ્પર્શી શકાય. તેમનાં સંગઠિત અને વ્યવસ્થિત મંડળોની શક્તિનો અભ્યાસ કરતાં મને તરત જ જણાયું કે, હબસીઓમાં સૌથી વધારે અસરકારી અને લાગવગવાળું મંડળ તેમનું ધાર્મિક મંડળ છે. અમેરિકાના કેથલિક ધર્મસંપ્રદાયમાં કે બીજા કોઈ પણ ખ્રિસ્તી સંપ્રદાયમાં, આવી અસરકારક લાગવગ પોતાના સામાન્ય જનસમૂહ ઉપર નહિ હોય, એમ મારું માનવું છે. આ લાખો કાળા લોકોમાં એક અલ્પાંશ સંખ્યા જ એવી હશે કે જેના ઉપર કોઈ ને કોઈ ધર્મસંપ્રદાયની અસર, સીધી યા આડકતરી રીતે, નહિ હોય. એ ધાર્મિક મંડળો યા સંપ્રદાયો નાના મોટા મળીને લગભગ ૧૫-૧૬ હશે.

ટસ્કેજીની શાળાની આજુબાજુ આવેલા પ્રદેશમાંનાં નાનાં દેવળોમાં જે હબસીઓ આવતા હતા, તેમની સાથે

વાર્તાલાપ કરીને આ ધાર્મિક મંડળોનો ટેકો મેં મેળવવા માંડયો, અને એ રીતે મારા કાર્યનો મેં આરંભ કર્યો. પાછળથી જ્યારે દૂરના ભાગના પ્રદેશોમાં મેં મારી મુસાફરીઓનો વિસ્તાર વધાર્યો, ત્યારે ધર્મ-મંડળોના નેતાઓના સંસર્ગમાં આવવાનું મેં શરૂ કર્યું, અને તે મંડળો દ્વારા હબસીઓના સામાન્ય જન-સમૂહ ઉપર એ નેતાઓ કેવી જાતની અને કેટલા પ્રમાણમાં લાગવગ ધરાવે છે, એ સંબંધી પણ કાંઈક શીખવાનો મેં પ્રારંભ કર્યો.

મારી પોતાની જાતના સામાન્ય લોકોને જ્યાં જ્યાં હું મળી શકતો, ત્યાં ત્યાં હું તેમની સાથે સાદી અને સીધી રીતે વાત કરતો. એમ કરવામાં મને હંમેશાં ઘણો જ આનંદ થયો છે. પરંતુ તેમની સાથે સંસર્ગમાં આવીને તેમનો પરિચય કરવાની સૌથી સરસમાં સરસ તક તો મને હબસીઓનાં આ ધાર્મિક મંડળોમાં જ મળી છે.

યુરોપ અમેરિકાનાં કેટલાંક મશહૂર દેવળોમાં હું ગયો છું અને તેમાં મેં કેટલાય સુવિખ્યાત પાદરીઓની પ્રાર્થના અને ધાર્મિક વિધિઓ વખતે હાજરી આપી છે; છતાં, મારા જાત-બંધુ હબસીઓની કેટલીક પ્રાર્થના-વિધિઓમાં મને જેવો સાચો આનંદ મળ્યો છે, તેવો બીજે ક્યાંય મળ્યો નથી. આવા એક પ્રકારની પ્રાર્થના-વિધિનું હું વર્ણન આપીશ.

મેકન પરગણાના આલા શહેરની — જ્યાં હું રહું છું ત્યાંની — આ વાત છે. ત્યાંના હબસી લોકો એક સમૈયો ભરે છે. એ સમૈયો એક આખો દિવસ ચાલે છે. મે માસની અધવચમાં એ સમૈયો ભરાય છે, કેમ કે એવા સમૈયા માટે એ ઋતુ સૌથી વધુ અનુકૂળ છે. જે ધર્મ-મંડળની હું વાત કરું

છું, તે શહેરથી આશરે દસ માઇલ દૂર આવેલું છે. સમૈયાના દિવસનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માટે, સવારે આશરે આઠ વાગ્યે વહેલા ત્યાં જવા માટે નીકળી જવું પડે છે. શહેરથી એ સ્થળ તરફ વાહનોમાં મુસાફરી કરતાં, જંગલની અને તેનાં ફૂલોની તાજી સુગંધીવાળી હવા મગજને તર કરે છે. વૃક્ષોની ઘટા વચ્ચે, પાણીના એક ઝરાને કાંઠે, દેવળનું મકાન આવેલું છે. સવારના નવ દસ વાગ્યે હજારો લોકો આ સ્થળે આવવા માંડે છે. કેટલાક પગપાળા આવે છે, તો કેટલાક પોતાનાં વાહનોમાં આવે છે. કેટલાક જણ તો પોતાની બગીઓમાં આવે છે. પરંતુ મોટા ભાગના લોકો તો ખચ્ચર, ઘોડા કે બળદ જોડેલાં પોતાનાં પુરાતન ગાડાંમાં ત્યાં આવે છે. આ વાહનોમાં એક આખુંય કુટુંબ — નાનામાં નાના બાળકથી માંડીને વૃદ્ધમાં વૃદ્ધ વડીલ સુધી — સાથે બેસે છે, અને મુસાફરી કરે છે. દરેક કુટુંબ પોતાની સાથે ખોરાકનું ભાથું બાંધી લાવે છે, કેમ કે આ ઉત્સવ એક રવિવારની ઉજાણી જેવો હોય છે. આ ઉત્સવ આશરે અગિયાર વાગ્યે શરૂ થાય છે. સૌથી પ્રથમ ભજનો ગવાય છે, અને ત્યાર બાદ ધર્મોપદેશ કરવામાં આવે છે. સંખ્યા જો વધારે થઈ જાય છે, તો દેવળના મકાનને બદલે બહાર ઝાડોની ઘટા નીચે સભાસ્થાન રાખવામાં આવે છે. કોઈ વાર ફક્ત એક જ વ્યાખ્યાન અપાય છે. પરંતુ જો ધર્મોપદેશકો ત્યાં આવી પહોંચ્યા હોય છે તો બે કે ત્રણ વ્યાખ્યાનો પણ અપાય છે. વ્યાખ્યાન પૂરું થયા પછી ખેડૂતો ફરીથી ગાવાનું શરૂ કરે છે. ત્યાર બાદ ફાળો ઉઘરાવાય છે, અને પછી બધા જમીને આનંદ કરે એ માટે વિશ્રાન્તિનો સમય રખાય છે.

કેટલીક વખત તો મેં જોયું છે કે આવા સમૈયામાં લગભગ ત્રણ હજાર જેટલા લોકો ભેગા થાય છે.

કોઈ ભૂખ્યું જતું નથી. જુદી જુદી જાતના ખાદ્ય પદાર્થોની ટોપલીઓ ભરીને લોકો ત્યાં આવેલા હોય છે. ઝરાને કાંઠે અને વૃક્ષોની ઘટાઓ નીચે, નાની નાની ટોળીઓમાં વહેંચાઈ જઈ, લોકો આનંદથી મિજબાની ઉડાવે છે. આ સ્થળે જૂના પરિચયો તાજા થાય છે. કેટલાય સમયથી, પોતાનાં જે સગાંઓને મળી શકાયું નથી હોતું તેમને આ સ્થળે લોકો મળે છે. અજાણ્યાઓને કે અતિથિઓને કોઈ ને કોઈ તરફથી જમવાને માટે આમંત્રણ તો મળે છે જ. તાજા ઘાસ ઉપર કે વૃક્ષોની નીચે પથરાયેલાં પાન ઉપર બેસીને લોકો આનંદથી ભોજન કરે છે. સાથે આણેલાં પ્રાણીઓને પણ ઘાસપાણીનું નીરણ થાય છે. આશરે ત્રણ વાગ્યે ફરીથી એકાદ બે વ્યાખ્યાનો અપાય છે, અને વચમાં વચમાં ભજનો પણ ગવાય છે. વળી એક બે ફાળાઓ પણ ઉઘરાવવામાં આવે છે. ધાર્મિક વ્યાખ્યાનોની વચમાં મને પણ કંઈક બોલવાનું આમંત્રણ આપવામાં આવે છે, અને એનો હું ખુશીથી સ્વીકાર કરું છું. આશરે પાંચ વાગ્યે છેવટનાં આશીર્વચનો ઉચ્ચારાય છે, અને હજારો લોકો એક બીજા તરફ શુભેચ્છાઓ દર્શાવી, રામ રામ કરી, શાન્તિથી વીખરાઈને પોતપોતાના ઘર તરફ પ્રયાણ કરે છે. મેં અગાઉ જણાવ્યા પ્રમાણે, આ પ્રકારનાં ધાર્મિક સંમેલનો જ મને સૌથી વધુ ગમે છે. આવા પ્રસંગોએ બોલવાની મને જે તક સાંપડી છે, તેમાં જ મારું કંઈક ઉત્તમ પ્રકારનું કાર્ય થયું છે, એમ મને લાગે છે.

શરૂઆતમાં ઘડેલી યોજના પ્રમાણે, ઉપર વર્ણવ્યા તેવા સમૈયાની મુલાકાત લઈ સામાન્ય જનસમૂહ સમક્ષ વ્યાખ્યાનો આપવા ઉપરાંત, બની શકે ત્યારે તેમના ધર્મગુરુઓની સભાઓમાં પણ હું હાજરી આપતો, અને આ રીતે તેમનો પરિચય પણ મેળવી લેતો.

ટસ્કેજી સંસ્થાના નિભાવાર્થે નાણાં મેળવવાને માટેની મારી આ મુસાફરીઓ દરમિયાન, ગોરા લોકોનાં દેવળોમાં અથવા તેમના ભોજન-સમારંભોમાં હાજરી આપ્યા બાદ, હબસી લોકોના દેવળમાં જઈ તેમની સાથે ખુલ્લા દિલથી વાતચીત કરવામાં મને ઘણો આનંદ થતો, અને હું સંતોષ પણ અનુભવતો. તેમની પોતાની જાતના લોકોના કલ્યાણ સંબંધી મારા જેવા ખુલ્લા દિલથી અને પ્રમાણિકતાથી વાત કરનારને તેઓ જે ઊંડો રસ ધરાવી ઉત્સાહપૂર્વક સાંભળતા, તેથી મને પણ તેમની સાથે વાતચીત કરવામાં ખૂબ આનંદ થતો. તેમના કલ્યાણની આવી વાત કરનારાઓ તરફ તેમનું આ જાતનું વલણ સ્વાભાવિક જ હતું.

ઘણી વખત તો મારી ઉત્તરની મુસાફરીઓ દરમિયાન હબસી લોકોનાં ટોળાં, મને સાંભળવાને રાતના દસ અગિયાર વાગ્યા સુધી મારા આવવાની રાહ જોતાં ઊભેલાં, એવું બન્યાના દાખલા પણ છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે, મારી બીજી સભાઓમાં મને સાંભળવાને તેઓ હાજર રહેતા નહિ. પરંતુ તેમને એકલાને ઉદ્દેશીને હું કંઈક કહું, એ તેઓને ઘણા પ્રસંગોએ વધારે પસંદ હતું. તેથી, જ્યારે હું તેમનાં દેવળોમાં અથવા વ્યાખ્યાનગૃહમાં પહોંચી જતો, ત્યારે શ્રોતાજનોનો સમૂહ જોઈને મને એટલો બધો

આનંદ થતો કે, રાતના બાર બાર વાગ્યા સુધી ખડે પગે તેમની સમક્ષ વ્યાખ્યાન કરતો. તેઓ બબ્બે કલાક સુધી તેમના કલ્યાણની ખૂબ ગંભીર ચર્ચા પણ એટલા બધા ધ્યાનપૂર્વક અને એટલી શાંતિથી સાંભળતા કે, તેમનું ભાવિ ઉજ્જવળ જ બનશે એવી મારી શ્રદ્ધામાં વધારો થતો ગયો. કેટલાક ઉચ્ચ કેળવણી પામેલા થોડાઓની બાબતમાં જ આ સાચું હતું એમ નહિ, પણ નિરક્ષર જનતાની બાબતમાં પણ એ વાત સાચી હતી.

દૃષ્ટાંત તરીકે, કેટલાક સમય ઉપર ઓહિયો વિભાગના ક્લીવલેન્ડ શહેરના વેપારી મંડળના સભાગૃહમાં એક મોટા શ્રોતાવર્ગ સમક્ષ મેં એક વ્યાખ્યાન આપ્યું હતું. આ શ્રોતાવર્ગમાં મોટે ભાગે ગોરાઓ હતા. મોડી રાત સુધી મારું આ વ્યાખ્યાન ચાલુ રહ્યું હતું. સભા પૂરી થયા બાદ તરત જ ક્લીવલેન્ડના હબસીઓના એક મોટામાં મોટા દેવળમાં મને લઈ જવામાં આવ્યો. મારા આગમનની ધીરજથી રાહ જોતો આશરે અઢી હજાર હબસીઓનો સમુદાય ત્યાં ખડો હતો. દેવળનું મકાન ખીચોખીચ ભરેલું હતું, અને મને કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે, હાજર રહેલામાંના ઘણા તો બે ત્રણ કલાકથી મારી રાહ જોતા હતા.

દેવળના મકાનમાં દાખલ થતાં જ એક અસાધારણ દૃશ્ય મારી નજરે પડ્યું. દરેક સભાજનને એકેક અમેરિકન વાવટો પૂરો પાડવામાં આવ્યો હતો. જેવો હું દાખલ થયો કે તરત જ બધા લોકો ઊભા થઈ ગયા અને વાવટા હલાવવા મંડી પડ્યા. અઢી હજાર ઉત્સાહી લોકો આવેશથી વાવટા હલાવે એ કેવું હશે તેની કલ્પના કરવાનું હું વાચક ઉપર છોડી

દઉં છું. એ વેળાનું દશ્ય એવું ચેતનવંતું અને અણધાર્યું હતું કે તેની મારા પર પડેલી છાપ હું કદી ભૂલીશ નહિ. દોઢ કલાક સુધી હું તેમની સમક્ષ બોલ્યો, અને જોકે મકાન એટલું ખીચોખીચ ભરેલું હતું કે ઊભા રહેવાને માટે એક તસુભર પણ જગા નહોતી રહી, છતાં જ્યાં સુધી મેં બોલ્યા કર્યું ત્યાં સુધીમાં ભાગ્યે જ કોઈ ત્યાંથી જતું રહ્યું હશે.

બીજી જે રીતે મેં મારા લાખો જાતભાઈઓનો વિશ્વાસ અને ટેકો સંપાદન કર્યો છે તે એ છે કે, તેમના જુદા જુદા પ્રકારના રાજકીય અને રાષ્ટ્રીય મેળાવડાઓમાં તેમના ધાર્મિક આગેવાનોને મળવાનું હું રાખતો. દષ્ટાન્ત તરીકે, સંયુક્ત સંસ્થાનોના બધા ભાગોમાંથી આશરે ચાર પાંચ હજાર ધર્મગુરુઓ જ્યારે 'નેશનલ કલર્ડ બૅપ્ટિસ્ટ કન્વેન્શન' નામે ઓળખાતા તેમના સંમેલનમાં એકત્ર થતા, ત્યારે પાછલાં કેટલાંક વર્ષો થયાં તેમની સમક્ષ વ્યાખ્યાન આપવાનું મને આમંત્રણ મળ્યા કર્યું છે. તેવી જ રીતે, દર ચાર વર્ષે એક વખત 'મેથોડિસ્ટ' ધર્મમંડળની જુદી જુદી શાખાઓના આગેવાનોને તેમનાં સામાન્ય સંમેલનોને સમયે હું મળવાનું રાખું છું.

તેમની જુદી જુદી છૂપી મંડળીઓનાં રાષ્ટ્રીય સંમેલનોમાં વ્યાખ્યાનો આપવાનાં આમંત્રણો પણ મને ઘણી વખત મળેલાં છે. હબસીઓને મોટી સંખ્યામાં એકત્રિત કરવામાં અને તેમના ઉપર વધારે અસર કરવામાં ધર્મમંડળોથી બીજે દરજ્જે આવાં એમનાં હિતવર્ધક કે છૂપાં મંડળોનો હતો, એમ મારું ધારવું છે. કોઈ પણ હબસીની સાથે હસ્તધૂનન કરતી વખતે હસ્તગ્રહણ કરવાની એની રીત ઉપરથી જ, એ

આવા એકાદ મંડળનો સભાસદ હશે, એમ પ્રતીત થયા સિવાય ભાગ્યે જ રહેતું.

આ ગુપ્ત મંડળીઓની વાત કરતાં મને એક પ્રસંગ યાદ આવે છે. 'Ark'. સંસ્થાનના 'લિટલ રૅાક'ની એ વાત છે. ત્યાંના મારા કેટલાક મિત્રોને અજાણે મેં કઢંગી સ્થિતિમાં મૂકી દીધા હતા. હું એ શહેરની મુલાકાત લેનાર છું એવી જાહેરાત કેટલાંક અઠવાડિયાં પહેલેથી ત્યાં આગળ થઈ ગઈ હતી. મારા આવકાર માટે ત્યાંની એક યોજના એવી હતી કે, લિટલ રૉકની બધી ગુપ્ત સંસ્થાઓએ અને હિતવર્ધક મંડળોએ ભેગાં થઈ એક સરઘસ કાઢવું. આ સરઘસ દ્વારા એક મહાન લાભ ઉઠાવી શકાશે એવી તેમની ધારણા હતી. કેમ કે, લિટલ રૉકમાં એટલાં બધાં મંડળો હતાં કે આવી રીતે બધાં એકત્ર થાય, એવો પ્રસંગ ભાગ્યે જ આવતો.

હું ત્યાં પહોંચ્યો, તે પહેલાં થોડા દિવસ અગાઉ એક માણસે પૂછપરછ કરવા માંડી કે હું કયા મંડળનો સભ્ય છું. છેવટે જ્યારે એમ જણાયું કે, હું તો એમાંના એક પણ મંડળનો સભ્ય નથી, ત્યારે જે સમિતિ મારા સ્વાગતની તૈયારીઓ કરી રહી હતી તેનો ઘણોખરો ઉત્સાહ ઓસરી ગયો, અને એ કાર્યક્રમ સંબંધીનું સઘળું વાતાવરણ વિષાદ-મય બની ગયું. એ સ્થાનના નેતાઓએ મને કહ્યું કે, તેમના કોઈ પણ મંડળનો સભ્ય ન હોય એવી વ્યક્તિને શા માટે તેમણે માન આપવું, એ બાબત ત્યાંના લોકોને સમજાવવી એ તેમને માટે એક ઘણું મુશ્કેલીભર્યું કાર્ય થઈ પડ્યું. વળી એક હબસી કોઈ પણ મંડળનો સભ્ય ન હોય એ વાત

તેમને અસ્વાભાવિક લાગી. તેમ છતાં કોઈ ને કોઈ રીતે છેવટે બધું સીધી રીતે પાર ઊતરી ગયું. બધી મંડળીઓ સરઘસમાં સામેલ થઈ, અને મારા સ્વાગતનો સર્વ કાર્યક્રમ ફતેહમંદીથી પાર પડ્યો.

આવી મંડળીઓ ઉપરાંત હબસીઓનાં છાપાં પણ તેમની ઉપર જબરદસ્ત કાબૂ ધરાવે છે. હબસી સિવાયના બીજી જાતના ઘણા જ થોડાક માણસોને આનો ખ્યાલ આવે એમ છે. સંયુક્ત સંસ્થાનોનાં જુદાં જુદાં કેન્દ્રોમાં થઈને, હબસીઓ લગભગ બસો વર્તમાનપત્રોનું પ્રકાશન કરે છે. તેમનામાંનાં ઘણાંની ખપત તો બહુ જ જૂજજાજ છે, અને પરિણામે મહામુશ્કેલીએ તેમનું ટટ્ટુ ચાલે છે; તેમ છતાં તેમની જાતના સ્થાનિક લોકોમાં તો તે વંચાય જ છે. બીજાં કેટલાંક તો રાષ્ટ્રીય પ્રતિષ્ઠા સંપાદન કરી છે, અને ભારે ઉત્સાહ અને બુદ્ધિપૂર્વક તેમનું સંચાલન થાય છે. હબસીઓના ઉદ્ધારની મારી બધી યોજનાઓ અને નીતિમાં, એ બસોમાંથી બે કે ત્રણ સિવાયનાં બાકીનાં બધાં વર્તમાનપત્રોએ મને વફાદારીથી સાથ અને ટેકો આપ્યો છે. મારી યોજનાઓ અને વિચારોની જાહેરાત કરવા માટે જ્યારે જ્યારે મેં તેમની માગણી કરી હતી, ત્યારે ત્યારે તેમણે ઘણી જ ઉદારતાથી તેનો જવાબ વાળ્યો છે.

હબસીઓની ઉન્નતિ અને કલ્યાણ કેવી રીતે સાધી શકાય એ સંબંધીના મારા અભિપ્રાયની જાહેરાત માટે, હબસીઓનું એકાદ વર્તમાનપત્ર મારે ખરીદી લઈ તેને મારું મુખપત્ર બનાવવું, એવું પણ સૂચન મને જુદે જુદે સમયે કરવામાં આવ્યું છે. કેટલાકે તો એવું પણ સૂચન કર્યું છે કે, મારા

વિચારોને ટેકો આપે એ હેતુથી કેટલાંક વર્તમાનપત્રોમાં હું પૈસા પણ આપું.

હું કબૂલ કરું છું કે, કેટલીયે વાર જ્યારે મને એમ લાગતું કે જે હકીકત અસત્ય છે એમ હું જાણું છું, અગર તો જે છાપથી મને વિચિત્ર રીતે નુકસાન થઈ બેસે એવું છે એ છાપને મારે સુધારવી જોઈએ, ત્યારે મને એમ થઈ જતું કે, એવી વાતોનો સામનો કરવાનો સૌથી સરળ રસ્તો તો એ થઈ પડશે કે મારે મારું પોતાનું વર્તમાનપત્ર કાઢવું, અથવા તો જે પત્ર મારી માલકીનું ન હોય એના અધિપતિની કટારો મારફત મારા વિચારો રજૂ કરવાનો હક પૈસા આપીને પ્રાપ્ત કરી લેવો.

તેમ છતાં મારી તો ખાતરી થઈ છે કે, એ બેમાંનો એક પણ રસ્તો વિનાશકારક નીવડત. જે ક્ષણે એમ જણાત — અને જણાત જ — કે મારું પોતાનું મુખપત્ર છે તે ક્ષણે જ બીજાં પત્રો મને હાલની માફક ટેકો આપતાં બંધ થઈ જાત. ફક્ત કેટલાંક જ પત્રોમાં હું પૈસા આપવાનું શરૂ કરત તો મારે બધાં જ પત્રોમાં પૈસા આપવા પડત. પત્રકારોને પૈસા આપવાનું હું એક જ વખત શરૂ કરત તો મારે સદા કાળ તેમ કર્યા કરવું પડત. જો હું લાંચ આપવાનું શરૂ કરત, તો પ્રામાણિક અને ધગશવાળા માણસોને બદલે મારી આસપાસ ફક્ત ભાડૂતી માણસોનું ટોળું ફરી વળત. આ રીતે જોકે હું ઉપલકિયો અને ક્ષણિક લાભ મેળવી શકત, પણ તેની સાથે એમ પણ બનત કે જે પત્રો મને ટેકો આપે છે તેની કિંમત કે લાગવગ હું ગુમાવી બેસત. આ હું એટલા માટે કહું છું કે, જે બાબતમાં માણસ જાતે શ્રદ્ધા ધરાવતો ન

હોય અથવા અધકચરી શ્રદ્ધા ધરાવતો હોય, તે બાબત ઉપર એ માણસની પાસે લેખો અથવા અધિપતિની નોંધો લખાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો એ બાબતમાં રહેલી સત્યની રણુક બંધ થઈ જાય છે, અને સત્યનો એ ધ્વનિ બંધ થતાં, એ બાબતોની અસર કાં તો ઓછી થઈ જાય છે અગર તો તેનો સંપૂર્ણ નાશ થઈ જાય છે.

તેથી, જ્યારે છાપાંઓમાં મારી સામે વિરોધ ઊઠતો અથવા મારા ઉપર ટીકાઓ થતી, ત્યારે હું સામી છાતીએ ઘા ઝીલવાનું પસંદ કરતો. વર્તમાનપત્રોની ટીકાઓથી અવાર-નવાર મેં લાભ પણ ઉઠાવ્યો છે. વળી કેટલીક વખત જ્યારે મને લાગતું કે, મારી વાત સાચી છે અને જેઓ મારી ટીકા કરે છે તેમની વાત ખોટી છે, ત્યારે મારાં કાર્યોના પરિણામની ધીરજથી રાહ જોઈ એ પરિણામ ઉપરથી તેમને અભિપ્રાય બાંધવા દેવાનું હું વધારે પંસદ કરતો. આમ હોવાથી જોકે નાના નાના મુદ્દાઓ ઉપર તંત્રીઓની સાથે મારે મતભેદ થતો, તોપણ તેમનો વિશ્વાસ સંપાદન કરવામાં અને જે બાબતો તથા નીતિ મારે મન ખરેખર અગત્યનાં જણાતાં તેમાં તેમનો ટેકો મેળવવામાં હું ફતેહમંદ થતો.

સંયુક્ત સંસ્થાનોના બધાય વિભાગોમાં પ્રવાસ કરતાં કરતાં મને હબસી તંત્રીઓનો ભેટો થયો છે. તેમનામાંના ઘણા તો ટસ્કેજી આવી પણ ગયા છે. તેમનો પરિચય કરતાં અને તેમને વધારે સારી રીતે પિછાનતાં મને વીસ વરસ લાગ્યાં છે. આ માણસોની સાથે પ્રસંગ પાડતાં તેમનાથી દૂર રહીને અતડાપણું રાખવાનું મને જરાય જરૂરનું જણાયું નથી. એથી ઊલટું, તેમની સાથે મારી યોજનાઓ સંબંધી

ખુલ્લા દિલથી વાતચીત કરવાને હું ટેવાયેલો છું. હબસીઓનાં વર્તમાનપત્રોના કેટલાય તંત્રીઓ સ્નાતકો છે; અથવા ટસ્કેજી સંસ્થાના પહેલાંના વિદ્યાર્થીઓ છે. હું તેમનાં કાર્યાલયોમાં તેમ જ તેમને ઘેર પણ જાઉં છું. અમે એકબીજાને ઓળખીએ છીએ; તેઓ મારા મિત્રો છે; હું તેમનો મિત્ર છું.

વર્તમાનપત્રોના સંચાલકો ગોરા હોય વા હબસી હોય, ગમે તે હોય, છતાં તેમની સાથે પ્રસંગ પાડવામાં તમે તેમને વ્યક્તિગત ઓળખી અને અવારનવાર મળી, તમે શું કરો છો અથવા શું કરવા ઇરાદો રાખો છો, એ સંબંધી ખુલ્લા, સરળ દિલથી વાત કરશો, તો તમે જરૂર તેમની સહાનુભૂતિ અને ટેકો મેળવી શકશો. આના જેવો બીજો એક પણ રામબાણ ઉપાય નથી.

હબસીઓનાં વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં હોય, એવા કોઈ પણ કસબા વા શહેરમાં હું હોઉં છું ત્યારે એ તંત્રીઓને મળવાનું, તેમનાં કાર્યાલયોની મુલાકાત લેવાનું, અને ટસ્કેજી સંસ્થા જોવા આવવાનું તેમને નિમંત્રણ આપવાનું હું કદી ચૂકતો નથી. એમ કરવાની તો મેં મનમાં ગાંઠ જ વાળેલી છે. આમ અમે એકબીજાના ગાઢ, સતત અને સહાનુભૂતિ-ભર્યા સંસર્ગમાં રહીએ છીએ. જે યોજનામાં હું રસ ધરાવતો હોઉં એ યોજના સંબંધી જ્યારે જ્યારે આ પત્રના તંત્રીઓ પોતાના પત્રમાં અગ્રલેખો લખે છે, ત્યારે ત્યારે અમારા ગાઢ અંગત સંસર્ગને લીધે એ લેખો બુદ્ધિપુરઃસર અને પ્રમાણભૂત હોય છે. અમેરિકામાં આ હબસી પત્રોના તંત્રીઓ કરતાં વધારે ઉદાર અને સહાયકારક હબસીઓ હબસીઓની આખી જાતમાં બીજા કોઈ નહિ હોય.

ઘણીયે વખત મને પૂછવામાં આવ્યું છે કે, દક્ષિણના આટલા બધા ગોરાઓનાં શુભેચ્છા અને વિશ્વાસ હું કેવી રીતે સંપાદન કરી શક્યો છું. ટૂંકમાં મારો જવાબ એ છે કે, તેમની સાથેના પ્રસંગોમાં હું હંમેશાં પૂરેપૂરો સરળ અને સીધો રહેવા પ્રયત્ન કરું છું. તેમણે કેટલીક વખત મારાં કાર્યો સામે વિરોધ ઉઠાવ્યો છે, કેટલીક વખત તેમ નથી પણ કર્યું. પણ મેં તેમને કદી પણ છેતરવાનો પ્રયત્ન કર્યો નથી. નિષ્કપટતા અને એકનિષ્ઠા ચાહે મિત્રમાં હો વા દુશ્મનમાં હો, ચાહે ગોરામાં હો વા હબસીમાં હો, પરન્તુ દક્ષિણના ગોરા લોકો એ સદ્‌ગુણોને તરત જ ઓળખી કાઢે છે અને એની કદર કરે છે. દુનિયાની બીજી કોઈ પણ પ્રજા આ બાબતમાં એમના જેવી ચકોર અને ચપળ નથી.

મારા જાતભાઈઓની સાથે પ્રસંગ પાડતાં થયેલા અનુભવ ઉપરથી મને એ માલૂમ પડ્યું છે કે, દક્ષિણના બધાય ગોરાઓને અને તેટલા બધા શક્ય પ્રસંગોએ ગાળો અને શાપ દેવામાં પોતે હિંમત બતાવે છે એમ માનનાર, અને એ રીતે ક્ષણજીવી લોકપ્રિયતા પ્રાપ્ત કરનાર, મારા જાતભાઈઓના એક વર્ગ છે. પરંતુ આ વર્ગના હબસીઓની કારકિર્દી તપાસતાં મને માલૂમ પડ્યું છે કે, તેમની લોકપ્રિયતા અને હબસીઓ ઉપરની તેમની લાગવગ લગભગ દરેક બાબતમાં ટકી નથી રહી. હબસીઓની સામાન્ય જનતામાં જેટલી સામાન્ય બુદ્ધિ હોય છે, તેટલી સામાન્ય બુદ્ધિ બીજી થોડીક જ પ્રજાઓમાં હશે; અને વસ્તુસ્થિતિ કેવા પ્રકારની છે અને મનુષ્યો કેવા પ્રકારના છે, એ બાબત તો આ સામાન્ય પ્રજા લાંબે ગાળે જોઈ શકે છે જ.

બીજી બાજુએ, દક્ષિણના હબસીઓમાં એક વર્ગ એવો છે કે જેમણે થોડેઘણે અંશે અપ્રમાણિક માર્ગો ગ્રહણ કરી, તેમની આસપાસના ગોરાઓની મિત્રાચારી મેળવવાનો પ્રયત્ન કર્યો છે. દૃષ્ટાન્ત તરીકે, આન્તરવિગ્રહ પછીનાં કેટલાંય વર્ષો સુધી લગભગ બધા હબસીઓ સ્વાભાવિક રીતે જ પ્રજાસત્તાકવાદની (Republic) નીતિને ટેકો આપનારા હોવા જોઈએ એમ મનાતું. તેમ છતાં, દક્ષિણના હબસીઓમાં દરેક વર્ગમાં એક બે એવી વ્યક્તિઓ હતી કે જે લોકશાસનવાદી (Democratic) તરીકેનો સ્વાંગ ધારણ કરતી હતી. આ રીતે તેમના ગોરા પાડોશીઓને રાજી રાખવાથી તેમની પાસેથી ક્ષણિક લાભ મેળવી શકાશે એમ એ વ્યક્તિઓનું ધારવું હતું. પણ મોટે ભાગે તો એ ગોરાઓ તેમના ઢોંગ સમજી જતા, અને જે હબસીઓ પ્રમાણિકપણે પ્રજાસત્તાકવાદને ટેકો આપનારા હતા, તેમને તેઓ જેટલું માન આપતા એટલું માન પેલા ઢોંગી હબસીઓને તેઓ આપતા નહિ.

આ સંબંધી, એક ગોરા 'ડેમોક્રેટ'ની એક ટીકા મને યાદ આવે છે. એ પુરાણા દિવસોમાં જ્યારે કોઈ લોકશાસનવાદી હબસી એ ગોરાની ઑફિસમાં દાખલ થતો ત્યારે એ ગોરો પોતાનું પાકીટ હમેશાં જોરથી પકડી રાખતો. આ હકીકત હું એટલા માટે જણાવું છું કે, મારી ખાતરી છે કે, જ્યારે જ્યારે મેં દક્ષિણના ગોરાઓનો વિશ્વાસ સંપાદન કર્યો છે ત્યારે ત્યારે એ કાર્ય મેં તેમનો વિરોધ ઉઠાવીને અથવા તો ગુલામી મનોદશાથી તેમને નમતું આપીને નથી કર્યું, પરંતુ તેમની સાથે સીધી રીતે વર્તીને અને કદી પણ જૂઠાં બહાનાં

કાઢ્યા સિવાય, તેમની શુભ વૃત્તિઓને જાગ્રત કરીને જ કર્યું છે.

મેં હમેશાં એવો નિયમ રાખ્યો છે કે, જ્યારે જ્યારે દક્ષિણના ગોરાઓ સાથે વાત કરું છું, ત્યારે ત્યારે તેમને વિષે વાતો નહિ કરતાં, હબસીઓ સાથેના તેમના વર્તાવમાં શી શી ઊણપો છે તે વિષે વાત કરું છું. વસ્તુસ્થિતિ ખરેખર કયા પ્રકારની છે, અને તેની સામે કેવી રીતે થઈ શકાય એમ છે, એ જાણવા મેં પ્રયત્નો કર્યા છે; અને એ વસ્તુસ્થિતિ સુધારવાને માટે, દક્ષિણના શ્રેષ્ઠ ગોરાઓ સાથે રહીને કામ કરવાના મેં પ્રામાણિક પ્રયત્નો કર્યા છે. આ રીતે કામ કરીને, આખરે દક્ષિણના ગોરાઓની એક મોટી સંખ્યાની સહાનુભૂતિ અને ટેકો મેળવવામાં મેં ફતેહ મેળવી છે.

મારા દેશના દરેક ગોરાની શુભેચ્છા અને વિશ્વાસ સંપાદન કરવાનો મેં પહેલેથી જ પ્રયત્ન કર્યો છે. મારો અનુભવ મને એમ શીખવે છે કે, જો કોઈ મનુષ્ય પોતાની પાડોશમાં રહેનાર ઉપર જરાય અસર ન કરી શકતો હોય, તો એક નિયમ તરીકે જાણી લેવું કે એના પોતાનામાં જ કંઈક ખામી છે. મને માલૂમ પડયું છે કે, દક્ષિણના ગોરાને તમારી જાતમાં કંઈક રસ લેતો કરવાનો સારામાં સારો ઉપાય એ છે કે, તમારે તેને ખાતરી કરી આપવી જોઈએ કે તમે એની જાતને કંઈક ઉપયોગના છો. દૃષ્ટાન્ત તરીકે, તમે જો શિક્ષક હો તો તમારા ગોરા પાડોશીઓ ઉપર અસર કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે, તમારે તેમને એવી ખાતરી કરી આપવી કે તમે જે જાતનું શિક્ષણ આપો છો તે, તમારાં બાળકોને

શિક્ષણ ન અપાતું હોત તેના કરતાં, કંઈ વધારે સારું અને ઉપયોગી કામ કરતાં શિખવાડે છે; બીજા શબ્દોમાં કહું તો, તેમને એવું બતાવી આપવું જોઈએ કે, જે શિક્ષણ તેઓ મેળવે છે તે એવા પ્રકારનું છે કે, તેને લીધે તેમની જાતિને કંઈક કીમતી લાભ થાય છે.

મારી બાબતમાં તો મેં શરૂઆતથી જ એવો પ્રયત્ન કર્યો છે કે, મારા શહેરનો દરેક ગોરો નાગરિક જોઈ શકે કે જીવનનાં દરરોજનાં સામાન્ય કાર્યોમાં તેના જેટલો જ મને પણ રસ છે. શહેરમાં ટસ્કેજી સંસ્થાનું અસ્તિત્વ એટલે વધારે સારાં ખેતરો અને બગીચાઓ, સારું ગૃહજીવન, સારી શાળાઓ, તથા કાયદો અને વ્યવસ્થાનું અસ્તિત્વ એમ તેને લાગે એવો મેં પ્રયત્ન કર્યો છે. સામાન્ય ગોરાની જ્યારે ખાતરી થશે કે, હબસીની કેળવણી તેને શેખચલ્લી નથી બનાવતી, પરન્તુ દરેક શહેરીનું હિત જે બાબતમાં રહેલું છે તે બાબતમાં તે પોતાને મળતી કેળવણીનો વ્યાવહારિક અમલ કરે છે, ત્યારે હબસીની કેળવણી સામેનો તેનો ઘણોખરો વિરોધ, શંકા અને ઉદાસીનતા અદૃશ્ય થઈ જશે.

આલાબામાના મેકન પરગણામાં જેટલાં વરસો હું રહ્યો છું, તે દરમિયાન કોઈ પણ ચૂંટણીમાં મારો મત નોંધાવવામાં કે આપવામાં મને કોઈ પણ જાતની જરાય મુશ્કેલી પડી નથી. પરગણાનો દરેક ગોરો જાણે છે કે, જે પરગણામાં મારો વસવાટ છે, તે પરગણાના હિતમાં મદદરૂપ થઈ પડે એવી રીતે હું મત આપવાનો છું.

ગુનેગારોને પકડીને, સમાજને તેમના ભયથી મુક્ત કરવાના કાર્યમાં મદદ કરવા માટે, કાયદો અને વ્યવસ્થા જાળવવાની મસલતો કરવામાં, શરીફની સાથે મેં ઘણી રાત્રીઓ ગાળી છે. એથી પણ વિશેષ આગળ વધીને, ગુનેગારોને આપવાના અને તેમને વિષે અગમચેતી રાખવાના કાર્યમાં અમલદારોને સાથ આપવો કેટલો મહત્ત્વનો છે, એ વાતની સમજૂતી પરગણાની આજુબાજુ વસતા વીસ પચીસ હજાર હબસીઓને આપવાનું કાર્ય પણ ટસ્કેજીની સંસ્થાએ કરવા તક સાધી સતત પ્રયત્ન કર્યો છે. પરિણામે, આખાય સંસ્થાનમાં, અમારો સમાજ સૌથી વધારે વ્યવસ્થિત રહ્યો છે. દૃષ્ટાંત તરીકે, મેકન પરગણામાં હબસીઓની સંખ્યા ગોરાઓના કરતાં અતિશય મોટી છે; છતાં હું એવું નથી માનતો કે, આખાય સંસ્થાનનું બીજું કોઈ પણ એવું પરગણું હોય, કે જ્યાં મદ્યનિષેધના કાયદાઓ આટલી બધી કડકાઈથી પળાવવામાં આવતા હોય.

ઉત્તરના ગોરાઓ ઉપર હું જે કંઈ લાગવગ ધરાવું છું, તેનું કારણ મારા અભિપ્રાય પ્રમાણે એ છે કે, તેમને લાગે છે કે, તેઓ મને જે કંઈ રકમો દાનમાં આપે છે તેનો હું સાચો અને ચિરસ્થાયી પરિણામ આવે એવી રીતનો ઉપયોગ કરું છું. હું ઘણા સમય ઉપર શીખ્યો હતો કે, બીજી બાબતોની માફક કેળવણીમાં પણ પ્રામાણિક કાર્ય સિવાય બીજું કંઈ પણ ટકી રહેતું નથી. છેતરપિંડી અને ઢોંગ અંતે તો જરૂર પકડાઈ જાય છે. બીજી બાજુએ હું શીખ્યો છું કે, જો કોઈ માણસ મધ્યરાત્રીએ પણ, જ્યારે તેના પોતાના સિવાય બીજો કોઈ જોનાર પણ ન હોય ત્યારે, સારું અને પ્રામાણિક કાર્ય

કરે છે, તો તેનું પરિણામ એવી જ રીતે પ્રકાશમાં આવ્યા સિવાય રહેતું નથી.

દૃષ્ટાન્ત તરીકે, મારા અનુભવે મને શીખવ્યું છે કે, શાળાના ચોગાનમાં, સૌથી દૂરના ભાગમાં પણ, જો કોઈ અસ્વચ્છ જગા અથવા હવડવાળી ઓરડી હશે, તો તે જણાઈ આવ્યા સિવાય રહેશે નહિ. એથી ઊલટું, શાળાની પ્રવૃત્તિઓથી દૂરમાં દૂર આવેલી કોઈ જગા અથવા ઓરડી સ્વચ્છ રાખવામાં આવી હશે, તો કોઈ ને કોઈ તેને જોઈ તેને માટેની રાખેલી કાળજી અને એની પાછળ કરેલા વિચારની જરૂર પ્રશંસા કરશે.

હું હમેશાં એવી નીતિ રાખતો આવ્યો છું કે, ટસ્કેજીની મુલાકાતે આવનારને મારે એવું ભાન કરાવવું કે ધાર્યા કરતાં તેઓ કંઈક વધારે જુએ છે. જ્યારે કોઈ વ્યક્તિએ કોઈ મકાન બાંધવાને, ધારો કે ૨૦,૦૦૦ ડોલરની રકમનું દાન કર્યું હોય, ત્યારે હું તેના દાતાએ ધારણા બાંધી હોય એના કરતાં પણ જરા વધારે મોટું અને સારું મકાન બંધાવતો. આવું પરિણામ નાનામાં નાની વિગતો ઉપર લક્ષ આપવાથી આણી શકાય છે, એવું મને માલૂમ પડયું છે. જોન ડી. રોકફેલરને ત્યાં એક દિવસે સાંજને વખતે હું ગયો હતો. ત્યારે વાતચીતમાં તેમણે જે એક ટીકા કરી હતી એ હું કદી ભૂલીશ નહિ. તેઓ આ મતલબનું બોલ્યા હતા કે, ‘ તમારા કામની નાનામાં નાની વિગતો ઉપર કાબૂ મેળવો; કદી જરૂર કરતાં વધારે ને છૂટી બહાર પડતી ધારો રાખશો નહિ. ’

ઉત્તરના ગોરા લોકો સાથે પ્રસંગ પાડતાં, હું તેમને એ વાત પણ જણાવા દેતો કે, મારી જાતના લોકોથી હું દૂર જતો રહેવા માગતો નથી; ગોરા હોવાનું તેમને જેટલું અભિમાન

છે, તેટલું જ હબસી હોવાનું મને પણ અભિમાન છે. વાણી કે વસ્ત્રની ખોટી નકલ, મજબૂત મનનો ઉત્તરવાસી વેપારી ઘણી જ ત્વરાથી પારખી કાઢે છે. એ બાબતમાં એટલી ત્વરા બીજા કોઈનામાં નહિ હોય.

એક સુંદર હબસી યુવાનની વાત મારી જાણમાં છે. એણે ઢોંગ આદરીને પોતાનો લગભગ વિનાશ વહોરી લીધો હતો. આ યુવાનને અભ્યાસાર્થે કેટલાક માસ ઇંગ્લન્ડ મોકલવામાં આવ્યો હતો. પાછા ફર્યા પછી જાણે તે વાતચીત કરવાનું ભૂલી ગયો હોય એમ તેણે દેખાવ કરવા માંડ્યો. અંગ્રેજી ઉચ્ચારોની, અંગ્રેજી પોશાકની અને અંગ્રેજી ઢબે ચાલવાની વાનર-નકલ તેણે કરવા માંડી. જે અમેરિકન ઉચ્ચારો તેણે આખી જિંદગી સુધી વાપર્યા હતા, તેમાં બેફામ બનીને અંગ્રેજી ઉચ્ચારોનું તે મિશ્રણ કરતો ત્યારે મને ઘણી વખત રમૂજ પડતી. એક દિવસે મેં તેને શાન્તિથી બાજુએ બોલાવી કહ્યું, 'મારા મિત્ર, તું તારો વિનાશ વહોરી લઉં છું. આ દ્વિધાવૃત્તિ છોડીને તારા અસલ સ્વરૂપને ધારણ કર.' મને જણાવતાં આનંદ થાય છે કે, મારી શિખામણમાં રહેલો સદ્‌ભાવ એણે જોયો, અને એની રીતભાત ફેરવવાની સદ્બુદ્ધિ એને સૂઝી. ત્યારથી એ તદ્દન જુદા જ પ્રકારનો માણસ બની ગયો.

જેમની સાથે કામ લેવામાં સૌથી વધારે મુશ્કેલી પડે અથવા આપણી સૌથી વધારે કસોટી કરે, એવાં મારી સાથે સંસર્ગમાં આવેલ હબસી સ્ત્રી વા પુરુષ તો એ હતાં કે જેઓને પોતાની કાળી જાત માટે શરમ આવતી હતી અને શરમને પરિણામે હમેશાં ગુસ્સો પણ આવતો. ઉત્તર અને દક્ષિણના

સારામાં સારા ગોરાઓની મોટી સંખ્યાના સંસર્ગમાં હું આવ્યો છું. આવી તક મારી જાતના બહુ જ ઓછા લોકોને મળી હશે. પરંતુ આને લીધે મારા લોકોથી વિમુખ થઈ જવાની ઇચ્છા મને કદીય ઉદ્‌ભવી નથી. એથી ઊલટું, હું હમેશાં વધારે રસપૂર્વક મારા લોકો તરફ વળ્યો છું, અને મારું કામ મેં કર્યું છે.

મારી સાથે પ્રસંગ પાડવામાં, હું હબસી છું એ ભૂલી જવાની અથવા એ વાત દૃષ્ટિ બહાર રાખવાની કોઈની પણ પાસે મેં માગણી કરી નથી, અથવા એવી અપેક્ષા પણ રાખી નથી. ઊલટું મેં હમેશ જોયું છે કે, જ્યારે મને કંઈ ખાસ માનચાંદ નવાજવામાં આવતાં ત્યારે, મારા હબસી હોવા છતાંય મને એ આપવામાં આવ્યાં છે એવું નહોતું પરંતુ હું હબસી હોવાથી, હબસીઓનું હિત અને મારું હિત એક જ છે તથા તેમના જીવનનો વિકાસક્રમ અને મારા જીવનનો વિકાસક્રમ પણ એક જ છે, એમ હું આગ્રહપૂર્વક દર્શાવતો, તેથી જ એ માનચાંદ મને અપાયાં છે.

એ સમયથી આજ સુધીમાં પસાર થયેલાં પચીસ કે તેથી વધારે વર્ષોના ગાળા ઉપર પાછા ફરીને આજે દૃષ્ટિપાત કરતાં, એ સમયે મને જે જ્ઞાન ન થયેલું તે જ્ઞાન આજે થતાં હું જોઈ શકું છું કે, શાળા છોડ્યા પછીની મારી કેળવણીનો વધારે સારો અંશ તો મને ત્યારે મળ્યો છે કે જ્યારે દક્ષિણનો ગોરો, ઉત્તરનો ગોરો અને હબસી, એ ત્રણે વર્ગનું હિત જેમાં સીધી રીતે સંકળાયેલું હતું એવી પ્રવૃત્તિઓના કૂટ પ્રશ્નો તેમની ત્રણેની સહાનુભૂતિ સંપાદન કરે અને ત્રણેને રસ પડે એવી રીતે ઉકેલવા મેં પ્રયત્ન કર્યો છે.

જે કાર્ય કરવાનો હું પ્રયત્ન કરતો હતો તે કાર્ય તરફ આ ત્રણે વર્ગને માન-દૃષ્ટિથી જોતા કરવાને માટે, એ ત્રણે વર્ગનાં ત્રણ ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓ સમજવાની જરૂર હતી, અને એને માટે સહાનુભૂતિપૂર્વક મારે તેમની વિચાર-સરણીમાં પ્રવેશ કરવો પડ્યો છે; જે કાર્ય કરવાનો હું પ્રયત્ન કરતો હતો તે કાર્ય એ ત્રણે વર્ગના હિતને કેવી રીતે અસર કરશે એનો મારે વિગતપૂર્ણ વિચાર કરવો પડ્યો છે. આ પ્રકારનું કાર્ય કરવું અને સાથે સાથે દરેક વર્ગની સાથે ખુલ્લા દિલથી અને પ્રમાણિકપણે વર્તવું, એ કાર્ય ખરેખર મુશ્કેલીભર્યું અને કેટલીક વખત તો મૂંઝવે તેવું થઈ પડ્યું છે. એક બાજુ મારા કામને વળગી રહેવું, અને બીજી બાજુ સંકુચિત તથા અંદર અંદર ભાગલા પાડી નાંખે એવાં દૃષ્ટિ-બિન્દુઓની અસરથી મારી જાતને મુક્ત રાખવી, એ હમેશાં સહેલું નથી બન્યું; પણ એ સર્વ તરફ આજે પચીસ વર્ષે પાછો ફરી દૃષ્ટિપાત કરું છું ત્યારે હું જોઈ શકું છું કે એ શ્રમ નિરર્થક નથી ગયો. એનું જે વળતર મળેલું છે તે એ શ્રમની કિંમતને યોગ્ય જ છે.

૩

# કેટલાક અસાધારણ માણસો

જે બાળક અગર બાળકીનો જન્મ ગરીબને ત્યાં થાય છે, તેને જેવી કેટલીક તક મળે છે, તેવી તક પૈસાદારને ત્યાં જન્મ લેનાર બાળક અગર બાળકીને નથી મળતી. એવી જ રીતે ગેરલાભ ભોગવતી જાતિઓને કેટલીક લાભદાયી તકો મળે છે. જે વ્યક્તિ અગર જાતિને વિચિત્ર સંકટો ઉઠાવવાં પડે છે તથા અસાધારણ મુશ્કેલીઓ ઓળંગવી પડે છે, તેને મનુષ્યો અને વસ્તુઓનો એવો અનુભવ મળે છે તથા જીવનના એવા ગાઢ સંસર્ગમાં આવવું પડે છે કે, તેવો અનુભવ સામાન્ય પરિસ્થિતિમાંના કોઈ પણ પુરુષ અથવા સ્ત્રીને મળવો સંભવિત નથી.

અસલના ગુલામગીરીના દિવસોમાં જ્યારે કોઈ ગોરા કુટુમ્બના માણસો તેમની પાડોશમાં નવું જ રહેવા આવેલું કુટુંબ કેવું છે એ વિષે જરા વિચારમાં પડી જતા, ત્યારે તેઓ એ કુટુંબનું ચારિત્ર્ય અને એનો સામાજિક દરજ્જો કેવા પ્રકારનાં છે એ સંબંધે નિર્ણય કરવા છેવટે એક જ ઉપાય અજમાવતા. જ્યારે તેઓ શંકાશીલ બનતા ત્યારે તેઓ ઘરની વૃદ્ધ 'કાકી' ઉપર હમેશાં વિશ્વાસ મૂકી દેતા. ઘરનાં ડોસીમા નવા આવેલા કુટુંબની મુલાકાત લઈ આવી તેમનું નિવેદન રજૂ કરતાં અને ત્યાર બાદ એ પ્રશ્નનો છેવટનો

નિર્ણય થઈ જતો. તેમનો ચુકાદો અંતિમ ગણાતો, કેમ કે વૃદ્ધ 'કાકી' એ બાબતમાં પાવરધાં ગણાતાં. પોતાના વિશિષ્ટ અનુભવોને લીધે જૂની ઢબના નોકરોમાં 'સદ્‌ગુણ' પારખવાની એક તીવ્ર શક્તિ આવતી હતી.

સ્વતંત્રતાના જમાનામાં પણ જે ગોરાઓની મધ્યમાં હબસીને રહેવાનું હોય છે તે ગોરાઓનાં લક્ષણ કેવાં છે તથા તેમનામાં કયો ગુણ છે તે શોધી કાઢવાની હબસીને ખાસ તક મળેલી હોય છે. તેમના સમાજનો કોઈ માણસ હબસીના ગરીબમાં ગરીબ માણસ પ્રત્યે દયા અને દિલસોજી ધરાવવાની ટેવવાળો જણાય, તો હબસીઓ તરત જ એ માણસને બરાબર ઓળખી લે છે. એથી ઊલટું, હબસીઓ પ્રત્યેના વર્તનમાં અન્યાયી અને ગેરવાજબી વર્તન ધરાવનાર કોઈ ગોરો જણાય તો એ માણસને પણ હબસીઓ બરાબર ઓળખી લે છે.

તેમની પોતાની રીતે અને અંદર અંદર દક્ષિણના હબસીઓમાં હજુ પણ એવી ટેવ છે કે તેમના સમાજમાં જે ગોરો રહેતો હોય તેની તુલના કરવી અને તેના વિષે નિર્ણય પસાર કરવો; દસમાંથી નવ જણ સંબંધે તેમનો એ નિર્ણય ઠીક ઠીક સાચો હોય છે. જે માણસ પોતાની રીતરસમથી બહાર જઈને પોતાની જાતમાં અપ્રિય થયેલી જાતના માણસોને મદદ કરે તથા એને રક્ષણ આપે, અને જે માણસ, પોતે પોતાની આસપાસના હબસીઓના સ્વસ્થિતિ સુધારવાના પ્રયત્નમાં રસ લે છે એમ દર્શાવતાં ડરે નહિ અથવા શરમાય નહિ, તે માણસ બીજી બાબતોમાં પણ ઠીક ઠીક સારો શહેરી હોવાનો સંભવ છે.

દક્ષિણના સામાન્ય સમાજમાં સૌથી સારા માણસો, એટલે કે જેઓ સૌથી વધારે સંસ્કારી તથા ધાર્મિક હોય છે, તેઓ જ ઘણુંખરું હબસીઓને સૌથી સારી રીતે પિછાને છે. સૌથી સારામાં સારા ગોરાઓ જ હબસીઓનાં દેવળોમાં વધારેમાં વધારે વખત જાય છે, અથવા તેમની રવિવારની શાળાઓમાં ઉપદેશ આપે છે. આવા ઉચ્ચ વર્ગની ગોરી વ્યક્તિઓ પાસે જ પોતાની મુશ્કેલીના સમયમાં સામાન્ય હબસીઓ શિખામણ અને સલાહ લેવા સૌથી વધુ વખત જાય છે.

હબસીને ત્યાં હું જન્મ્યો હતો, અને વળી હબસીઓના ઉદ્ધારને મેં મારું જીવન-કાર્ય માન્યું હતું, એ બે કારણે ઉત્તર અને દક્ષિણની કેટલીક અસાધારણ વ્યક્તિઓના પરિચયમાં હું આવ્યો છું. દાખલા તરીકે, હું એક ગરીબ હબસીનો છોકરો હતો તેથી જ હેમ્પ્ટન સંસ્થાનમાં રસ્તો શોધતો જઈ શક્યો; અને ત્યાં જનરલ આર્મસ્ટ્રોંગની અસર મારા ઉપર થઈ. તેઓ મારા એક એવા શિક્ષાગુરુ અને મિત્ર નીવડ્યા, કે મારી માતાને બાદ કરતાં, તેમના જેવી મારા જીવન ઉપર મારી બીજી કોઈ પણ પરિચિત વ્યક્તિની અસર નહિ થઈ હોય. બાલ્યાવસ્થામાં મારાં જેવાં લક્ષણો હતાં તેવાં જ લક્ષણો વધારે મોટા પ્રમાણમાં મારા પાછલા જીવનમાં રહ્યાં છે. હબસીઓને માટે હું કામ કરવાનો પ્રયત્ન કરતો હતો તેથી જ સૌથી ઉચ્ચ પ્રકારના, ઉદાર, ઉચ્ચ મનવાળા, સંસ્કારી અને સ્વતંત્ર કોટિના મનુષ્યોના સતત સંસર્ગમાં હું આવ્યો છું. મેં ક્યારનું એ તો જણાવ્યું છે કે, આવી અસાધારણ વ્યક્તિઓના અંગત સંપર્કમાં આવવાથી જ મેં મારી મોટા ભાગની કેળવણી પ્રાપ્ત કરી છે.

મારા કાર્યમાં આગળ ધપવામાં હું કેટલીક વખત હિંમત હારી ગયો હોત. પરંતુ સદ્‌ભાગ્યે મને પ્રેરણા અને હિંમત આપે એવી કેટલીક વ્યક્તિઓનાં દૃષ્ટાંત મારી સમક્ષ સતત રાખ્યા કરતો હતો. એ વ્યક્તિઓ જે સમાજમાં રહેતી હતી તે સમાજમાં જ ફક્ત જાણીતી હતી. એમના સમાજ બહાર તો એ વ્યક્તિઓ લગભગ અજ્ઞાત જ હતી. તેઓ જરાય પ્રકાશમાં નહોતી આવી. પરંતુ એમનામાં ધૈર્ય હતું. મુશ્કેલીઓમાં પણ એ વ્યક્તિઓ આનંદી રહી શકતી હતી. સદ્‌ભાવનાનો એ મહાનુભાવો કદી ત્યાગ નહોતા કરતા. તેમનાં દૃષ્ટાન્તોથી મને સતત પ્રેરણા મળ્યા કરી છે.

ટસ્કેજી જતાં મને પહેલી જ વખત ઉપર વર્ણવ્યા પ્રમાણેના એક ભાઈનો ભેટો થઈ ગયો. તેમનું નામ કૅપ્ટન મ્યૂસૈયા સી. હાવર્ડ હતું. તેઓ રેલવે લાઈનના એક તપાસણી-કામદાર હતા. મોન્ટગોમેરી અને ઍટલાન્ટા વચ્ચેની ઍલાબામાની વેસ્ટર્ન રેલવે લાઈનની એક ટ્રેનના તેઓ દેખરેખ રાખનાર અધિકારી હતા. તેમણે કેળવણી ક્યાં મેળવી હતી તે હું જાણતો નથી. પુસ્તકોનો અભ્યાસ કેટલો કર્યો હતો તે પણ હું જાણતો નથી. પણ મને એટલી ખબર છે કે તેઓ દક્ષિણમાં જન્મ્યા હતા અને તેમનું બધું જીવન તેમણે ત્યાં જ પસાર કર્યું હતું. વીસ વર્ષના ગાળામાં તેમના કરતાં વધારે ઊંચા પ્રકારના સદ્‌ગૃહસ્થ ઉત્તર કે દક્ષિણ વિભાગમાં મને ભાગ્યે જ મળ્યા હશે.

મને એક પ્રસંગ ખાસ યાદ આવે છે. નાતાલના તહેવારોમાં ઍટલાન્ટા અને મોન્ટગોમેરી વચ્ચેની એક ટ્રેનમાં હું મુસાફરી કરતો હતો. તેઓ મારી સાથે જ હતા. આ દિવસોમાં

મારી જાતિના જરા અલ્લડ, અસભ્ય અને અજ્ઞાન માણસો મોટી સંખ્યામાં મુસાફરી કરે છે. આ તહેવારોના સમયમાં સામાન્ય રીતે હબસીઓ જરા વધારે સ્વચ્છંદી બને છે, અને દારૂની અસરને લીધે બધાને એક જાતનું ગાંડપણુ આવી જાય છે.

કેટલાક સમય પછી ટ્રેનના છેવટના ડબ્બામાં મુસાફરી કરતા ટોળામાં એક ધાંધલ ઊભું થયું. જ્યારે કેપ્ટન હાવર્ડ ત્યાં જઈ પહોંચ્યા ત્યારે દારૂ પીનાર કેટલાક માણસોએ તેમની સાથે એવી ભાષામાં બોલવા માંડયું કે હબસીઓ વા ગોરાઓમાંથી ઘણા ભાગને એ સાંભળીને વાજબી રીતે જ ક્રોધ ચઢે. કેપ્ટન હાવર્ડને સ્થાને બીજો કોઈ ગોરો હોત તો હબસીઓ ઉપર ગોળીબાર કરવાની એને એક સરસ તક સાંપડે એવું હતું. એનું પરિણામ શું આવત એ સંબંધી મારી સમક્ષ એક ચિતાર સહેલાઈથી ખડો થઈ ગયો. પરંતુ કેપ્ટન હાવર્ડે એક પિતાની માફક તેમની સાથે કામ લીધું. તેમની ધીરજ અને પિતૃતુલ્ય વાત્સલ્ય જોઈને મારું હૃદય દ્રવી ગયું. ક્યાં એ અલ્લડ હબસીઓ અને ક્યાં એ ધીરજ અને વાત્સલ્યની મૂર્તિ સમા કેપ્ટન હાવર્ડ! તેમણે તેમની સાથે સંપૂર્ણ શાંતિથી વાતચીત કરી. તેમના અવાજ વા રીતભાતમાં જરાય ઉશ્કેરણી જણાતી નહોતી. થોડા જ સમયમાં તેમણે ડબ્બામાં સંપૂર્ણ શાન્તિ અને વ્યવસ્થા આણી દીધાં. ત્યાર પછી તેમણે થોડાક ડહાપણભરેલી શિખામણના શબ્દો તેમને કહ્યા. પરિણામે તેમની સદ્‌ભાવનાની તેમના ઉપર અસર થઈ અને તેઓ તેમના તરફ કૃતજ્ઞતાની અને માનની લાગણીથી જોવા લાગ્યા.

કેપ્ટન હાવર્ડને હબસીઓ સાથે કામ લેવાનું હતું. ઘણાય કપરામાં કપરા સંયોગોમાંથી તેમને પસાર થવું પડયું હતું. છતાંય તેઓ ગુસ્સે થયા હોય અગર તો ધીરજ ગુમાવી બેઠા હોય, એવું મેં મારી તેમની સાથેની અનેક મુસાફરી દરમિયાન કદી જોયું નથી. તેમની સાથે મેં દૂર દૂરના પ્રવાસો કર્યા છે. જ્યારે જ્યારે તેમને એ દરમિયાન ફુરસદ મળતી ત્યારે ત્યારે તેઓ મારી સાથેની બેઠકમાં બેસી જતા, અને અમે બન્નેય દક્ષિણના હબસીઓની સ્થિતિ તથા તેમના ભાવિ સંબંધીના વાર્તાલાપમાં મશગૂલ બની જતા. એ વાર્તાલાપ કોઈ કોઈ વખત તો એક કલાક સુધી ચાલતો. મને યાદ છે કે ગોરાઓની ફરજ અને જવાબદારી સંબંધે તેઓ ઘણા ચોક્કસ વિચારો ધરાવતા હતા. હબસીઓ સાથે ધીરજ અને ન્યાયપુરઃસર વર્તન રાખવા સંબંધે તેમણે પોતાનાં કારણો મને અનેક વેળા કહી સંભળાવ્યાં હતાં. તેમણે મારી પાસે ઘણી વખત એવો પણ ભય પ્રદર્શિત કર્યો હતો કે, હબસીઓ પ્રત્યે સખતાઈભરેલું વર્તન રાખવાની ટેવથી હબસીના કરતાં દક્ષિણના ગોરાને જ વધારે નુકસાન થાય છે.

મેં કેપ્ટન હાવર્ડ વિષે જરા લંબાણમાં કહ્યું છે એનું કારણ એ છે કે, તેઓ દક્ષિણના લોકોનું એક વિશિષ્ટ પ્રકારનું પ્રતિનિધિત્વ ધરાવે છે, અને દક્ષિણના દરેક સમાજમાં એમના જેવી વ્યક્તિઓની સંખ્યા વધતી જતી માલૂમ પડે છે. દક્ષિણના સાચા કુલીનોમાં ભલમનસાઈ, આત્મસંયમ અને સંસ્કારિતાનાં લક્ષણો હોય છે. કેપ્ટન હાવર્ડમાં એ સદ્ગુણોનો ઉચ્ચતમ અંશ હતો. મારી સાથેની વાતચીત દરમિયાન તેઓ ઘણી વખત જણાવતા કે, હું કંઈ હબસીઓને ચાહવાનો

ધંધો નથી લઈ બેઠો; હબસીઓની તરફેણમાં કે તેમની વિરુદ્ધમાં હું કંઈ ખાસ લાગણી ધરાવતો નથી; પણ કોઈ પણ જાતિ વા વ્યક્તિની સાથે ન્યાયી રીતે વર્તવું જોઈએ એમ હું માનું છું અને એ પ્રમાણે થતું જોવાની હું રસપૂર્વક આકાંક્ષા રાખું છું. વળી તે જણાવતા કે, દક્ષિણના પ્રદેશને હું ચાહું છું, અને તેથી જ ઇચ્છું છું કે, બીજી જાતિઓને જે તક મળે છે તે તક હબસીઓને પણ મળવી જોઈએ. એમને ખબર હતી કે, ઉચ્ચમાં ઉચ્ચ અને બળવાનમાં બળવાન મનુષ્યને જે ન્યાય મળે છે, તે જ ન્યાય ગરીબમાં ગરીબ અને નીચમાં નીચને ન મળે તો સમાજની આબાદી સ્થાયી ન રહી શકે.

મારા જીવનની શરૂઆતમાં કૅપ્ટન હાવર્ડ જેવી વ્યક્તિના સંસર્ગમાં હું આવી ચઢ્યો એને હું મારું અહોભાગ્ય માનું છું. તેમને ઓળખ્યા પછી મેં વિચાર કર્યો કે, ચાલુ પરિસ્થિતિમાં એક ગોરો મારી જાતિને ધિક્કારવાને બદલે એના તરફ ન્યાયી વર્તન રાખવાનું શીખી શકે છે, તો એક હબસીએ એને યોગ્ય પ્રતિઅભિનંદન આપવું જોઈએ.

એલાબામાના મારા કાર્ય દરમિયાન શરૂ શરૂમાં મેં એક બીજા દક્ષિણવાસી ગોરાનું ઓળખાણ કરી લીધું હતું. તેમનો જન્મ પણ એલાબામામાં થયો હતો. પરંતુ તેઓ જરા જુદા પ્રકારના માણસ હતા. તેઓ કેળવાયલા, ઉચ્ચ સામાજિક તેમ જ અમલદારીનો દરજ્જો ધરાવનાર હતા. તેમનું નામ જે. એલ. એમ. કરી. તેઓ હાલ સ્વર્ગવાસી થયા છે.

ડૉ. કરીના જીવનનાં છેલ્લાં વીસ વર્ષ દરમિયાન તેમને ઓળખવાનો હું ખાસ હક્ક ધરાવતો હતો. અમેરિકન આંતર-

વિગ્રહમાં દક્ષિણનાં સંયોજિત સંસ્થાનોના પક્ષમાં રહી તેઓએ યુદ્ધમાં ભાગ લીધો હતો. કૉલેજના અધ્યાપક તરીકે તેમણે કામ કર્યું હતું. સંયુક્ત સંસ્થાનોના પ્રધાન તરીકે તેમણે સ્પેનમાં હોદ્દો સંભાળ્યો હતો, અને બીજી પણ કેટલીક જાહેર ખાતાંઓની ઉચ્ચ પદવીઓ ભોગવી હતી. એથી પણ આગળ વધીને તેમના વિશે છેવટનું કહેવું હોય તો એમ કહી શકાય કે દક્ષિણના ગોરાઓના જીવનનું સર્વોત્તમ તત્ત્વ એમનામાં હતું. વ્યક્તિગત ભાવના અને વિચારસરણીમાં દક્ષિણના ગોરાઓના તેઓ પ્રતિનિધિરૂપ હતા.

ડૉ. કરી સમાજમાં અને સરકારી ખાતાંઓમાં ઉચ્ચ પદવી ધરાવતા હતા; છતાં જીવનનાં પાછલાં વર્ષોમાં તેમણે કેળવણીનું કાર્ય હાથ ધર્યું હતું. દક્ષિણની ગોરી અને કાળી આમ જનતાની કેળવણીનું કાર્ય તેમણે ઉપાડી લીધું હતું. એ સિવાયના બીજા કોઈ પણ કાર્યને તેઓ વધારે સુખદાયક માનતા નહોતા.

ઍલાબામા પરગણામાં આવેલા મૉન્ટગોમેરી શહેરમાં ડૉ. કરી સાથે કામધંધાને અંગે મારો પ્રથમ મેળાપ થયો. કેપિટોલ નામના મકાનના એક ઓરડામાં થોડા સમય માટે મારે બેસવાનું થયું હતું. પાસેના જ ઓરડામાં ડૉ. કરી બીજા કેટલાક સદ્‌ગૃહસ્થો સાથે વાતચીત કરતા હતા. તેમાંના થોડા શબ્દો મારે કાને પડી ગયા. તેઓ હબસીઓની કેળવણી વિષે કંઈક કહેતા હતા. રાજ્યના એક અમલદારે કંઈક શંકા ઉઠાવી કે, હબસીઓની કેળવણી બાબતમાં દક્ષિણના એક સદ્‌ગૃહસ્થ સક્રિય ભાગ લે તો એ યોગ્ય ગણાય કે કેમ. તેમણે વાપરેલા શબ્દો તો હું બરાબર જણાવી શકતો નથી.

પરંતુ ડૉ. કરીએ આપેલા જવાબનો ભાવાર્થ એવો હતો કે, હબસીની કેળવણી સાથે સંબંધ ધરાવવાથી જ તેઓ પોતે વા બીજો કોઈ પણ માણસ સામાજિક રીતે અગર અન્ય કોઈ રીતે કંઈ ગુમાવી બેસે એમ તેઓ માનતા નહોતા.

ડૉ. કરીએ આગળ ચાલતાં જણાવ્યું કે, 'હબસીની કેળવણી માટે મેં જેટલું કર્યું છે એના કરતાં હબસીઓએ મારે માટે વધારે કર્યું છે. વળી હબસીઓની શાળાની મુલાકાત લેવાથી, તથા હબસી સ્ત્રી પુરુષ અગર તો બાળક તરફ ભલમનસાઈ ભરેલું કોઈ પણ કાર્ય કરવાથી, મેં જાતે બળ મેળવ્યું છે અને હું કંઈક વધારે સારો થયો છું, એમ મને લાગે છે.' એમણે કહ્યું કે, 'આંતર વિગ્રહ પૂરો થયા બાદ તરત હબસીઓની કેળવણી સંબંધેની એકેએક હિલચાલની દરખાસ્તનો હું સખત વિરોધી હતો.' પરંતુ, પછી તેઓ હબસીઓની કેટલીક શાળાઓની મુલાકાત લેવા આવ્યા; હબસી લોકો કેળવણી મેળવવા માટે કેવા મથી રહ્યા છે એ તેમણે નજરોનજર જોયું; એ પરથી તરત જ એમના પૂર્વગ્રહો દૂર થઈ ગયા અને એને સ્થાને હબસીઓની કેળવણી પ્રત્યે તેમનામાં સહાનુભૂતિ અને પ્રશંસાની વૃત્તિ ઉદ્ભવી.

દક્ષિણના ગોરાઓમાં જન્મ અને સંસ્કારના કારણે જાતિભેદની ભાવના ખૂબ હતી. આંતર વિગ્રહ પછી તો પરાજય અને ગરીબાઈના ડંખને લીધે એ ભાવના ખૂબ કટુ અને તીવ્ર બની ગઈ હતી. છતાં, ખૂબ મથામણ કરતાં કરતાં તેઓ એવી કક્ષાએ પહોંચી ગયા કે બધી જાતિ અને પેટા જાતિના લોકો તરફ તેમનાં હૃદય પૂરાં મમતાળુ બની ગયાં. એમના કરતાં વધુ નમ્ર, વધુ માયાળુ અથવા વધુ ઉદાર

પ્રકારના માણસ બીજે ક્યાંય જોવામાં નહિ આવે એમ મારો અનુભવ છે, અને બીજાઓને પણ મેં એમ કહેતાં સાંભળ્યા છે. આંતર વિગ્રહમાં વિજયના ભાગીદાર બનનાર ઉત્તરવાસી ગોરાઓ અને હબસીઓને માટે રંગભેદ અને જાતિભેદની ભાવનાથી મુક્ત થવું વધારે સહેલું હોય છે. દક્ષિણના ગોરા સંબંધી એવું નથી.

દક્ષિણમાં એક બીજા પ્રકારના ગોરાઓ છે, જેમની મદદથી મેં મારા કાર્યનો વધારે વિશાળ અને વધારે વ્યાવહારિક ખ્યાલ મેળવી લીધો હતો. હું ન્યુ ઓર્લિયન્સના જોન એમ. પાર્કર નામના સદ્‌ગૃહસ્થ જેવી વ્યક્તિઓની વાત કરું છું. તેમને હબસીની તરેફણમાં અગર વિરુદ્ધ કોઈ ખાસ પ્રકારની લાગણી નહોતી. પરંતુ હબસીઓ એક વેપારી દૃષ્ટિથી ઉપયોગી છે એમ તેઓ માનનાર હતા. પાર્કર સાહેબ દક્ષિણની ઔદ્યોગિક મહાસભાના પ્રમુખ છે, અને 'ગલ્ફ' સંસ્થાનોના એક મોટામાં મોટા જમીનદાર છે. મારી સમજ પ્રમાણે, તેમની પેઢી દુનિયામાં સૌથી વધારે રૂ ખરીદ કરે છે અને વેચે છે. મેં ઘણાય ગોરાઓ સાથે વાતો કરી છે, પણ એમાં પાર્કર સાહેબ એકલા જ સૌથી વધારે સ્પષ્ટતાથી એવું સમજ્યા હોય એમ લાગે છે કે, ન્યાયની કચેરીઓમાં, કામધંધામાં અને જીવનની બીજી બધી બાબતોમાં, હબસીની સાથે ન્યાયથી વર્તવાની જરૂર છે; કેમ કે, એ બાબત દેશની વ્યાપારી પ્રગતિને માટે અગત્યની છે. તેઓ એમ પણ સમજે છે કે, હબસીને નિયમિત કામ કરવાનું મન થાય, એ માટે એની જરૂરિયાતો વધારવી જ જોઈએ; અને એ કામ એને કેળવણી આપીને જ કરી શકાય એવું છે.

દેશના દરેક ભાગમાં હબસીઓને અપાયેલાં મેં ઘણાં વ્યાખ્યાનો સાંભળ્યાં છે. પણ પાર્કર સાહેબના જેવું વ્યાખ્યાન મેં ક્યાંય સાંભળ્યું નથી. ટસ્કેજી સંસ્થાનના વાર્ષિક સમારંભ સમયે તેમણે હબસીઓ સમક્ષ એક ભાષણ કર્યું હતું. આશરે એક હજાર ખેડૂતો ત્યાં ભેગા થયા હતા. તેમનું બોલવું ગળે ઊતરે એવું વ્યાવહારિક અને મુદ્દાસરનું હતું. એમની જમીન ઉપર એમણે કેટલાંય વર્ષોથી હબસીઓને કામ કરવાને રોકેલા છે. આમ હોવાથી તેઓ તેમની પાસે સાદેસાદી રીતે અને ખુલ્લા દિલથી વાત કરી શક્યા. એમણે એમને કેટલાંક જરા કડવાં સત્ય સંભળાવ્યાં, છતાંય સાંભળનારાઓએ એમની કદર કરી એટલું જ નહિ, પણ જે સદ્ભાવનાથી એ સત્ય ઉચ્ચારાયાં હતાં એ સદ્ભાવનાની પણ કદર કરી.

દક્ષિણમાં હબસીઓને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી તો તેમના કલ્યાણની આશાઓ પાર્કર સાહેબ જેવા સદ્‌ગૃહસ્થો ઉપર અવલંબે છે. કેમ કે, મજૂરી, ઉદ્યોગો, કેળવણી અને રાજકીય સંસ્થાઓ એ સર્વ વચ્ચે ગાઢ સંબંધ છે એમ તેઓ સમજનાર છે. વળી, ઉદાર મનથી અને સમભાવથી જાતિભેદના પ્રશ્નોનો સામનો કરી તેઓ તેનો વ્યાવહારિક ઉકેલ લાવવા મથે છે.

એક તદ્દન બીજી જ જાતની વ્યક્તિના વારંવાર સંપર્કમાં હું આવ્યો છું. 'લૂઈવિલ કુરિયર જર્નલ' નામના પત્રના કર્નલ હેન્રી વોટર્સન સાહેબની હું વાત કરું છું. તેઓ દક્ષિણના જૂનવાણી વિચારના પ્રતિનિધિરૂપ છે એમ મને લાગે છે. તેઓ ઉદાર, ઉચ્ચ આદર્શોથી ભરપૂર અને સુંદર

રીતભાતવાળા સદ્ગૃહસ્થ છે. દક્ષિણમાં હબસીઓની કેવા પ્રકારની સ્થિતિ વગેરે છે, એ સંબંધી મારે તેમની સાથે અવારનવાર લંબાણપૂર્વક વાતો થઈ છે. હબસીઓ વિષે વધારે વિશાળ અને ઉદાર વિચાર ધરાવનાર એમના જેવો બીજો કોઈ સદ્ગૃહસ્થ મને મળ્યો નથી.

કેટલાંક વર્ષ ઉપર, ટસ્કેજીની અમારી શાળાના કાર્યમાં લોકોને રસ લેતા કરવા અમે એક સભા ગોઠવી હતી. એક પ્રખ્યાત સદ્ગૃહસ્થે પ્રમુખ તરીકે આવવાનું સ્વીકાર્યું હતું, પરંતુ તેઓ એ વખતે હાજર નહિ રહી શકે એમ જ્યારે અમને જણાયું, ત્યારે અમને ભારે નિરાશા થઈ. છેવટની ઘડીએ વ્યવસ્થા કરનાર સમિતિએ કર્નલ વૉટર્સનને તાર કર્યો. એમના એક બાળકનું અવસાન થયું હતું; એના શોકમાં એમણે કેટલાક સમય સુધી જાહેરમાં વ્યાખ્યાન નહિ કરવાનો નિર્ણય કર્યો હતો; છતાં તેઓ 'લૂઈ વિલ'થી ન્યૂ યૉર્ક પહોંચી ગયા, અને હબસીઓની તરફેણમાં એમણે એક એવું સરસ વ્યાખ્યાન આપ્યું કે, એવું ભાષણ મેં ભાગ્યે જ સાંભળ્યું હશે. એમણે મને એ વખતે કહ્યું હતું કે, ટસ્કેજીમાંના અમારા કાર્ય પ્રત્યે તેઓ જે રસ ધરાવતા હતા એને લીધે જ તેઓ એ પ્રમાણે ઘર છોડીને ભાષણ આપવા ગયા હતા; બીજી કોઈ પણ બાબત તેમને એમ કરતાં લલચાવી શકત નહિ.

દક્ષિણની પરિસ્થિતિ જોઈ ઘણી વખત હું હિંમત હારી જતો, અને મારું મન ખાટું થઈ જતું. પરંતુ એવે સમયે પાર્કર સાહેબ અને કર્નલ વૉટર્સન જેવા માણસોના પરિચયે મારામાં પ્રાણ રેડ્યા છે અને મારી શ્રદ્ધામાં વધારો કર્યો છે.

હબસીઓ સાથેના સમાગમમાં પણ હું ભાગ્યશાળી

નીવડ્યો છું. ગોરાઓની માફક હબસીઓમાં પણ એક વર્ગ એવો છે કે જે પોતે જે જાતિમાં રહે છે તેના કલ્યાણની બાબતમાં ગોરાઓના જેટલો જ રસ ધરાવે છે. જે વસ્તુથી બન્ને જાતિ વચ્ચે વિખવાદ ઉત્પન્ન થાય એવું હોય, એનો ઉચ્ચતમ ગોરાઓના જેટલો જ તેઓ પણ વિરોધ કરે છે. પણ ગોરાઓમાં જેવી રીતે બે પ્રકારના માણસો છે, તેવી જ રીતે હબસીઓમાં પણ બે પ્રકારના માણસો છે.

હબસીઓમાં એક એવા પ્રકારના માણસો છે કે જેઓ સંકુચિત સહાનુભૂતિવાળા, ટૂંકી વિચારદૃષ્ટિવાળા, અને ગોરાઓ વિરુદ્ધ અગાઉથી જ કડવાશ રાખનારા છે. એલાબામામાં જ્યારે હું પ્રથમ આવ્યો ત્યારે મારે એક નિર્ણય કરી લેવાનો હતો. ઉપર જણાવેલા પ્રકારના હબસીઓ સાથે સામેલ થઈ દક્ષિણના ગોરાઓને વગોવવાની જેહાદ ઉઠાવવી કે કેમ એ એક પ્રશ્ન હતો. એને પરિણામે ઉત્તરના લોકોની મારા કાર્યમાં સહાનુભૂતિ મળે એમ હતું. બીજો પ્રશ્ન એ હતો કે, મારી જાતિની આમ-જનતાનું સાચું હિત વિચારવું અને બન્ને જાતિઓ વચ્ચે જે સારો સંબંધ બંધાઈ ચૂક્યો હતો, તેને જાળવી રાખી તેમાં વૃદ્ધિ કરવા પ્રયત્ન કરવો કે કેમ.

મારાં શરૂઆતનાં વર્ષોમાં તો મારી આજુબાજુ જે અનિષ્ટો અને અન્યાયો હું જોતો હતો તેમને વગોવવાની સામાન્ય હિલચાલમાં જોડાઈ જવા હું ઘણી વખત લલચાયો હતો, એની હું ના પાડતો નથી. પણ જ્યારે મેં એ વિષે ફરી ફરી વિચાર કરી જોયો ત્યારે મને જણાયું કે, એવો રસ્તો લેવાથી કંઈ પણ હિત થવાનું નથી; ઊલટું એ રીતે તો ઘણું નુકસાન થાય એવું છે. એક પરિણામ તો એ આવે

એવું હતું કે, મારી જાતિની આમ-જનતાની આજુબાજુ જે તકો રહેલી જ હતી તેનો લાભ લેવાને બદલે તેઓ અવળે રસ્તે દોરવાઈ જાય એવું હતું. એ ઉપરાંત મેં જોયું કે, ગોરાઓ વિરુદ્ધ દંગો મચાવ્યા કરવાનો મારી જાતિની આમ-જનતાનો જરાય ઇરાદો નહોતો. તેમને તો એટલું જ જોઈતું હતું કે, કેળવણી મેળવવાના અને સ્વસુધારણાના તેમના પ્રયત્નમાં તેમના ગોરા પાડોશીઓની મદદ અને ઉત્તેજન મળે તો બસ છે.

મારા જેવા એક બીજા હબસી સદ્‌ગૃહસ્થ મારી માફક આ બધી બાબત સ્પષ્ટતાથી સમજી જનાર હતા. તેમનું નામ રૂફસ હેરન હતું. એલાબામાના કૅમ્પ હિલમાં તેઓ રહેતા હતા. તેઓ ગુલામગીરીની પ્રથા ચાલતી હતી ત્યારે ગુલામ તરીકે જન્મ્યા હતા. પરંતુ તેમનામાં વ્યાવહારિક ડહાપણની ઊણપ નહોતી, અને તેઓ જે સમાજમાં રહેતા હતા એના એક આગેવાન હતા. કેટલાંક વર્ષો પૂર્વે પોતાના કપાસના પાકની લણણી કરી લીધા બાદ તેમણે ટસ્કેજીની સંસ્થામાં મારી મુલાકાત લીધી. તેમણે કહ્યું, "મારો બધો પાક મેં વેચી દીધો છે, એની સારી કિંમત ઊપજી છે, અને આ વર્ષનું બધું દેવું ચૂકવી દેતાં મારી પાસે ૨૦ ડૉલર વધ્યા છે." તેમણે મને દસ ડૉલર આપ્યા અને ટસ્કેજીના એક વિદ્યાર્થીની કેળવણી પાછળ તે ખર્ચવાનું મને જણાવ્યું. તેઓ ઘેર પાછા ફર્યા અને પાડોશમાં આવેલી એક ગોરાઓની શાળાના શિક્ષકને બાકીના દસ ડૉલર આપી એક ગોરા વિદ્યાર્થી માટે એ રકમ ખર્ચવાનું જણાવ્યું.

તે દિવસથી રૂફસ હેરનને હું સારી રીતે ઓળખતો થયો

છું. ટસ્કેજીની હબસીઓની વાર્ષિક સભામાં આવવાનું તેઓ કદી ચૂકતા નથી. તેઓ એવા પ્રકારના માણસ છે કે દરેક જણને તેમનું કહેવું સાંભળવું ગમે. તેઓ હમેશાં સીધા મુદ્દા ઉપર આવી જાય છે, અને બોલવા માંડેલા વિષયની વાત બરાબર પૂરી થાય છે કે તરત જ બોલવું બંધ કરે છે. મેં તેમની સાથે વાતચીત કરી છે તે દરમિયાન તેમણે ઘણાં ઉપયોગી સૂચનો કર્યાં છે. હબસીઓની આર્થિક, કેળવણી-વિષયક અને નૈતિક સુધારણા સંબંધીનું કોઈ ને કોઈ સૂચન તેઓ કરતા. વળી એ સૂચન એવા પ્રકારનું પણ હોય કે જેનાથી ગોરાઓ અને કાળાઓ વચ્ચેનો સંબંધ વધારે સારો બને. આખા ઉત્તર કે દક્ષિણમાં પોતાની જાતિના લોકો કે દેશ પ્રત્યે રૂફસ હેરન કરતાં વધારે પ્રેમ ધરાવનાર ગોરાનો મેળાપ થવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું નથી. તેમની ભાવનાઓ અને મહત્ત્વાકાંક્ષા એવા પ્રકારની હતી કે એમના જેવા માણસને મેં હંમેશ 'કુલીન' ગણ્યા છે.

કંઈ ખોટું થતું હોય અથવા અન્યાય થતો હોય, તો કોઈ પણ ગોરો અથવા કાળો પોતાની નજરમાં આવે ત્યારે અને તે જગાએ તેની સામે વાંધો ઉઠાવવાનો હક ધરાવે છે એની હું ના નથી પાડતો. પરંતુ નીચેની હકીકત હું ન જણાવું તો સત્યને મેં અન્યાય કર્યો ગણાય અને દક્ષિણની આમ જનતાને પણ અન્યાય કર્યો ગણાય. કેટલાક માણસો તો એવો ધંધો જ લઈ બેઠેલા હોય છે કે, 'હક્ક, હક્ક'ની બૂમો પાડવી અને એ રીતે ગોરાઓ અને કાળાઓ વચ્ચે કડવાશની લાગણી ઉત્પન્ન કરવી. એવા માણસો કરતાં રૂફસ હેરને પોતાનું જીવન વધારે

ઉપયોગી રીતે ગાળ્યું છે. અમેરિકાના હબસીઓના ઉદ્ધારનો માર્ગ તૈયાર કરવા મહેનત તો કરવાની છે. પરંતુ શુષ્ક દલીલો, કે ખોટું થાય છે ખોટું થાય છે, એવી ખાલી બૂમો પાડવાથી એ કામ બની શકે એવું નથી. મુખ્યત્વે રચનાત્મક કાર્ય કરીને જ ખરેખરી પ્રાપ્તિ થઈ શકે એમ છે.

જેમ્સ સી. નેપિયર નામના એક બીજા હબસી સદ્‌ગૃહસ્થની હવે હું ઓળખાણ આપું છું. તેઓ કેળવાયેલા, ધનાઢ્ય અને સંસ્કારી છે અને 'નેશવીલ'માં શરાફ છે. એમની ઉંમર રૂફસ હૅરનના જેટલી જ લગભગ છે. વીસ વર્ષથી તેમની સાથે હું ગાઢ સંપર્કમાં આવ્યો છું. ઉત્તર અને દક્ષિણમાં હું તેમની સાથે રહ્યો છું. મેં એમની સાથે સભાઓમાં કામ કર્યું છે. ખાનગીમાં મારે ઘેર કે તેમને ત્યાં મેં વાતચીત કરી છે. આ બધાં વર્ષો દરમિયાન, ગોરાઓ તરફ સંકુચિત કે કટુતા ભરેલા વિચારો દર્શાવતાં મેં તેમને કદી સાંભળ્યા નથી. એથી ઊલટું, ગોરાઓનાં ખોટામાં ખોટાં કૃત્યો કરતાં સારામાં સારાં કૃત્યોની જાહેરાત કરવાની તેમની ઇંતેજારી મેં જોઈ છે. મારા જીવનનો મોટો ભાગ મેં એમના જેવા માણસની સોબતમાં રહીને કામ કરવામાં ગાળ્યો છે. સંયુક્ત સંસ્થાનોનો કોઈ ભાગ એવો નહિ હોય કે જ્યાં મને એમની ઢબનો કોઈ ને કોઈ માણસ મળી આવ્યો ન હોય. આવા માણસોને તો હું ખાસ કરીને વધારે માન આપું છું. તેઓ ધારત તો હબસીઓના જીવનમાં ગોરાઓ તથા તેમના અન્યાયો વિષે જે હલકા પ્રકારની વાતો કરવાની ટેવ સામાન્ય થઈ પડી છે એ ટેવમાં સામેલ થઈ, એની એ વાતને ઘૂંટ ઘૂંટ કરત, અને એમ કરીને જાતે સતત દુઃખ ભોગવત તથા

તેમની આજુબાજુનાઓને પણ દુઃખી કરત. પરંતુ તેમણે એવું કર્યું નથી. અને તેથી જ હું તેમને ખાસ કરીને વધારે માન આપું છું.

ઉપરાંતમાં મારે જણાવવાનું કે, આ દેશમાં હબસીને દુઃખ પામવાનું કોઈ સાચેસાચું કારણ હું જોઈ શક્યો નથી. સંયુક્ત સંસ્થાનોના સામાન્ય ગોરાને તો એવો જ ખ્યાલ બંધાઈ ગયો છે કે, સામાન્ય હબસી પોતે ગોરો નથી એવો શોક કરવામાં પોતાનો ઘણોખરો સમય ગાળે છે; અથવા ગોરાઓની સાથે શુદ્ધ સામાજિક દૃષ્ટિએ એને શી રીતે ભળવાની રજા મળે એની ખટપટ કર્યા કરે છે. પરંતુ આ વાત સત્યથી વેગળી છે. ઉત્તર અને દક્ષિણના બધા વર્ગના હબસીઓના પરિચયમાં હું આવ્યો છું. કોઈ હબસી પોતાના સમાજથી દૂર જતો રહેવા માગે છે અગર ગોરાઓના સમાજમાં ભળી જવા માગે છે, એવી બાબતનો ઉલ્લેખ સરખો પણ તેમનામાં થતો ભાગ્યે જ સંભળાય છે. બુદ્ધિશાળી હબસી તો પોતાના સમાજમાં હળે મળે છે ત્યારે ખૂબ સંતોષ અનુભવે છે. હબસીઓની બહારના સમાજનો કોઈ પણ માણસ એ વસ્તુને ભાગ્યે જ જાણી શકે છે કે સમજી શકે છે. કુટુમ્બમાં, ગુપ્ત મંડળોમાં તથા દેવળોમાં કે એવાં બીજાં મંડળોમાં ભેગા થયેલા હબસીઓ પોતાની જાતિને સુધારવાનાં સાહસો સંબંધી જ વાતચીત કરવામાં મશગૂલ બની જાય છે.

ગોરા ખેડૂતોની માફક હબસી ખેડૂતો મુખ્યત્વે ખેતી સંબંધી જ વાતચીત કરે છે. જ્યારે પોતાની જમીન સંબંધી એ વાત કરે છે ત્યારે એ સૌથી વધુ ખીલી ઊઠે છે. ખેતરના વાતાવરણમાં જ કંઈક એવું છે કે જેથી હબસીની સ્વાભાવિક, સામાન્ય

બુદ્ધિનો વિકાસ થાય છે, અને એ વધારે સંગીન બને છે. સામાન્ય રીતે, કોઈ પણ વસ્તુમાં શું રહસ્ય રહેલું છે એ સમજી એનું તાદૃશ શબ્દચિત્ર આપવાની હબસી ખેડૂતમાં સરસ શક્તિ હોય છે. એવી શક્તિ બીજામાં ભાગ્યે જ જોવામાં આવે છે. એ બાબતનો ખુલાસો મને તો એ જણાય છે કે, હબસી ખેડૂત કુદરતના અભ્યાસી હોય છે. જમીનના છોડ અને પ્રાણીઓના વિકાસનો, ઝરાઓ અને પક્ષીઓનો, અને ઋતુઓના ફેરફારનો, એ પોતાની રીતે અભ્યાસ કરે છે. અનુભવજ્ઞાન હમેશાં કીમતી હોય છે, અને એવું અનુભવજ્ઞાન મેળવવાની એ ખેડૂતને તક મળે છે.

કેટલાંક વર્ષો ઉપર હબસીઓની એક ખેડૂત સંસ્થાની મેં મુલાકાત લીધી હતી. ત્યાં એક અભણ હબસી ખેડૂતની પાસેથી મેં જે બોધ મેળવ્યો છે તે હું કદી ભૂલ્યો નથી. ટસ્કેજીના એક સ્નાતકે મને એ સંસ્થાની મુલાકાતે જવાનું આમંત્રણ આપ્યું હતું. ટસ્કેજીથી કેટલાક માઈલ દૂર એ સંસ્થા આવેલી છે. ત્યાંના એક ઓરડામાં મેં પ્રવેશ કર્યો ત્યારે 'ખેડૂત અનુભવ સભા' નામથી ઓળખાતી, એ સંસ્થાની એક સભાનું કામકાજ ચાલતું હતું. એક હબસી ખેડૂતને વ્યાસપીઠ ઉપર જઈ પોતાના અનુભવનું બયાન કરવાનું કહેવામાં આવ્યું. એ ખેડૂત આશરે પાંસઠ વર્ષનો બુઢ્ઢો હતો. એણે પુસ્તકિયા જ્ઞાન જરાય મેળવ્યું નહોતું. પરંતુ એક શિક્ષકે એની ખેતી કરવાની રીત સુધારવાનું બતાવ્યું હતું એ શિક્ષક એ વર્ગના બીજાઓને પણ એ જાતનું શિક્ષણ આપતા હતો.

પોતાનો અનુભવ વર્ણવવા એ ખેડૂત ઓરડા આગળ આવી પહોંચ્યો અને (અશુદ્ધ અંગ્રેજીમાં) એણે કહેવા માંડ્યું :

"મને વિજ્ઞાનનો અભ્યાસ કરવાની તક મળી નથી; પણ આ શિક્ષક આવ્યા છે ત્યારથી મારી જાતે જ હું કંઈક વિજ્ઞાન રચવાનો પ્રયત્ન કરું છું." ત્યાર પછી એણે કપાસના છોડની છ ડાળી એની બાજુના એક મેજ ઉપર મૂકી, અને પછી એક વિગતવાર વર્ણન શરૂ કર્યું. એણે દસ વર્ષનો અનુભવ રજૂ કર્યો. એ વર્ષો દરમિયાન પોતાની જમીન ફળદ્રુપ બનાવી દરેક કપાસની ડાળી ઉપર જીંડવાની સંખ્યા એ વધારતો ગયો હતો. આ સર્વનું વર્ણન કરી એણે એક ડાળું ઊંચક્યું અને સભાજનોને બતાવ્યું. એણે કહ્યું, "શિક્ષક આવ્યા ત્યાર પહેલાં અને મેં ખેતીની સુધારણા શરૂ કરી એ પહેલાં કપાસના એક ડાળ ઉપર ફક્ત બે જ જીંડવાં બેસતાં હતાં. બીજે વર્ષે એવી સ્થિતિ આવી કે એ જ જમીનમાં એક ડાળ ઉપર ચાર જીંડવાં બેસે એવું કરવામાં મને ફતેહ મળી." આ પછી એણે સભાજનોને એક બીજું ડાળ બતાવ્યું. વળી પછી એક ત્રીજું ડાળ બતાવ્યું અને પછીથી ચોથું. છેવટે એણે કહ્યું, "છેલ્લાં વર્ષો દરમ્યાન એક ડાળ ઉપર આઠ જીંડવાં બેસે છે."

છેવટે એણે છેલ્લું ડાળ ઊંચક્યું અને કહ્યું, "આ વર્ષે મેં આવો કપાસ ઉગાડ્યો છે!" એક ડાળ ઉપર ચૌદ જીંડવાં એણે બતાવ્યાં. પછી એ વૃદ્ધ પોતાની જગ્યાએ બેસી ગયો.

દૂરના શ્રોતાઓમાંથી એક જણ ઊભો થયો અને બોલ્યો, "કાકા, તમારું નામ કહેશો કે?"

એ વૃદ્ધ આદમી ઊભો થયો અને કહ્યું, "જ્યારે તું હવે મારું નામ પૂછે છે ત્યારે લે હું કહું. (આ જવાબ પણ તદ્દન અશુદ્ધ અંગ્રેજીમાં આપ્યો હતો.) આ શિક્ષક આવ્યા પહેલાં, બહુ પહેલાં, હું એક લાકડાની બનાવેલી ઝૂંપડીમાં

રહેતો હતો. જમીનનું ભાડું આપતો અને ખોરાક મેળવવા પાક ગીરો મૂકતો. એ દિવસમાં જ્યારે મારી પાસે કંઈ નહોતું ત્યારે લોકો મને 'વૃદ્ધ જિમ હિલ' કહીને બોલાવતા. પણ હવે હું દેવામાંથી છૂટો થયો છું; મારી પાસે પચાસ એકર જમીનના દસ્તાવેજો છે; હું એક સારા મકાનમાં રહું છું; એ મકાનને ચાર ઓરડા છે; દરેક ઓરડાને બહારથી અને અંદરથી રંગ કર્યો છે; મારી પાસે બૅન્કમાં પૈસા જમા પડ્યા છે; વળી મારી જાતિમાં હું એક કર ભરનારો છું અને મારાં છોકરાંને કેળવણી આપું છું. મારી જાતિના લોકો હવે મને 'મિ૦ જેમ્સ હિલ' કહીને બોલાવે છે."

આ દસ વર્ષ દરમિયાન — આ ડોસાને લાગે વળગે છે ત્યાં સુધી તો — એણે કપાસ ઉગાડ્યો હતો. પરંતુ એટલું જ નહોતું. એણે તો જાતિભેદનો આખોય કોયડો ઉકેલ્યો હતો. દક્ષિણમાં બધે મુસાફરી કરતાં ઉપર વર્ણવ્યા મુજબના વૃદ્ધ હબસી ખેડૂતોનો સતત ભેટો થઈ જાય છે. દેશના અંદરના મહત્ત્વના ભાગોમાં, બગીચાઓ અને મોટી વસાહતોમાં, નાનાં ખેતરોમાં હું જઈ શકતો અને હબસીઓની આમ-જનતાને મળી શકતો. એમ કરવામાં મારા જીવનમાં મેં એક મહાન સંતોષ અનુભવ્યો છે. તેમનાં ખેતરોમાં કે જંગલોમાં તેઓ કામ કરે છે ત્યાં જવાનું અને તેમની સાથે વાર્તાલાપ કરવાનું મને ગમે છે. દેવળોમાં, રવિવાર–શાળાઓમાં, ખુલ્લી જગાઓમાં તથા એમનામાં જાગૃતિ આણવા અન્યત્ર ભરાતી એમની સભાઓમાં ભાષણ આપવાનું મને ગમે છે. આ રીતે, લખવામાં અને ભાષણો કરવામાં ઉપયોગી થઈ પડે એવી ઘણી બાબતો મને મળી છે. પુસ્તકો વાંચવાથી એટલી

બાબતો મને કદી મળી નથી. સામાન્ય હબસી ખેડૂતનામાં જરાયે કૃત્રિમતા કે ઢોંગ હોતાં નથી. તે જેવો હોય છે એવો જણાય છેઃ કદી કોઈની વાનર-નકલ કરતો નથી. આ ઢબના માણસોને મળવામાં અને ઓળખવામાં મને ખૂબ મજા પડે છે.

ગેરલાભમાં મુકાયેલી જાતિને એક ફાયદો પણ છે કે, દક્ષિણના ઉત્તમ મનુષ્યોના સંસર્ગમાં તેઓ આવી શકે છે. મારા સદ્‌ભાગ્યે મને એ લાભ મળ્યો છે. ઉત્તરમાં બે વર્ગના લોકો છેઃ એક વર્ગ સંકુચિત વિચારોનો અને ગેરવાજબી વર્તન રાખનારો છે. દક્ષિણના ગોરાનું હબસી પ્રત્યે અથવા ઉત્તરના ગોરા પ્રત્યે જેવું વર્તન હોય છે, એવું જ વર્તન એ વર્ગના ઉત્તરવાસીનું દક્ષિણના ગોરાઓ તરફ હોય છે. ઉત્તર-વાસીઓનો બીજો પ્રકાર વિશાળ અને ઉદાર વિચારો ધરાવનાર હોય છે. હું આ બીજા પ્રકારનાની સાથે જ પ્રસંગ પાડું છું.

આમ જણાવતાં એક અપવાદ તરફ હું ધ્યાન ખેંચું છું: હબસીઓના 'ધંધાદારી' મિત્રને હું એમાંથી બાદ કરું છું. કોઈ પણ જાતિના 'ધંધાદારી' મિત્ર હોવાનું કોઈ પણ માણસ જ્યારે દમામથી જાહેર કરે છે ત્યારે મારી ધીરજની હદ આવી જાય છે. ચીન, જાપાન, અથવા ફિલિપાઈનના વતનીઓના 'ધંધાદારી' મિત્ર હોવાનું જણાવનાર માણસ ઘણી વખત કંઈક સદ્‌ભાવના બતાવનારો હોય છે, પરંતુ એ હંમેશાં કંટાળો આપે એવો હોય છે. હબસી એક મનુષ્ય છે એમ માનીને એનામાં રસ લેનાર માણસને મળવું મને ગમે છે. હબસી પણ એક માનવ કુટુંબનો સભ્ય છે અને હબસીને મદદ કરવાથી આ દુનિયા વધારે સારી રહેવા લાયક બને છે એમ માનીને મદદ કરવા ઇચ્છનારની સાથે પણ મને વાત કરવી ગમે છે.

પચ્ચીસ કે એથી પણ વધારે વર્ષો દરમિયાન ટસ્કેજી સંસ્થાના ઘડતર અને નિભાવાર્થે નાણાં મેળવવા ઉત્તરમાં જવાનો મને અભ્યાસ છે. એ દરમિયાન મેં એ પ્રદેશના ઘણા અસાધારણ મનુષ્યોનો પરિચય સાધ્યો છે. એમની સાથે જરા જુદી જ રીતે, અને કદાચ સામાન્ય માણસ જે રીતે ન આવી શકે એવા ગાઢ પરિચયમાં આવવાની મને તક મળી છે. એનું કારણ એ છે કે, હું હબસીઓની કેળવણીને માટે મદદની યાચના કરતો હતો અને આપણી વસ્તીના જ એક અંશ તરફ જે બેદરકારીભર્યું વર્તન રખાયું હતું તેને યોગ્ય તક મળે એ હેતુથી જ હું એમની પાસે મદદ શોધતો હતો. એમના જીવનની એક એવી બાજુ જોવાની મને તક મળી હતી કે જેનાથી એમના ધંધાર્થી ભાઈઓ પણ કદાચ પરિચિત નહિ હોય.

સ્ટેન્ડર્ડ ઑઇલ કંપનીના એક વખતના મુખ્ય અધિકારી સ્વ. એચ. એચ. રોજર્સ હબસીઓના પ્રશ્નમાં ખાસ રસ લેતા હતા અને એમની પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. છતાં હું હિંમતથી કહું છું કે, એમને ઓળખનારાઓમાં જૂજ લોક જ એ બાબત જાણતા હતા. એમણે આ રસ અને સહાનુભૂતિ દર્શાવ્યાં હોય એવો એક પ્રસંગ તો મને બરાબર યાદ છે. એક દિવસ હબસી ખેડૂતોનું એક નાનું વર્તમાનપત્ર હું તેમને બતાવતો હતો. ટસ્કેજીમાં એ પ્રસિદ્ધ થયું હતું, અને એમાં અમારા પ્રદેશની એક કોમના લોકો અંદરેઅંદર નાણાં ઉઘરાવવાનો પ્રયત્ન કરતા હતા એની હકીકત હતી. રોજર્સ સાહેબે એમને વચન આપ્યું હતું કે, શાળાનું એક મકાન બંધાવી આપવા પોતે કંઈક રકમ આપશે. એ મકાન

બાંધવામાં ખૂટતાં નાણાં લોકોએ ઉઘરાવવા માંડ્યાં હતાં. આ ઉઘરાણું કરવાને શાળાના વિદ્યાર્થીઓ બહાર નીકળી પડ્યા હતા. ખૂટતી રકમ પૂરી થાય એ હેતુથી ઘણા માણસોએ ફાળો આપ્યો હતો. ગરીબાઈ હોવા છતાંય લોકોએ કંઈ ને કંઈ આપ્યું હતું. કોઈએ એક પેની તો કોઈએ પાંચ સેન્ટ તો વળી કોઈએ પચીસ સેન્ટ; વળી કેટલાકે એક ડોલર અને થોડાકે પાંચ ડોલર જેટલી રકમ પણ ભરી હતી. વર્તમાનપત્રમાં આ સર્વ હકીકતનો હેવાલ વાંચીને અને આ પ્રમાણે નાણાં ભરનારના નામોની લાંબી યાદી જોઈને રૉજર્સ સાહેબની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. હું નથી ધારતો કે, તેમણે આપેલા પૈસામાં લોકોનું ભલું કરવાનું આવું મહાન બળ રહ્યું છે એવું એમને ત્યાર પહેલાં કદીય ભાન થયું હોય. તેમના જીવનમાં છેલ્લાં વર્ષો દરમિયાન રૉજર્સ સાહેબ ખૂબ રસપૂર્વક વર્જીનિયા રેલવેનું બાંધકામ કરવામાં રોકાયા હતા. એમની યોજના પ્રમાણે જ એ રેલવે બાંધવામાં આવી હતી. બધા પૈસા પણ એમના પોતાના જ હતા. નોરફોક (વા.)થી ડીપ વૉટર (પશ્ચિમ વા.) સુધીની એ રેલવે હતી. નવી રેલવે બંધાયા પછી પહેલી વ્યવસ્થા તો એમણે એ કરી કે એક ખાસ ટ્રેન દોડાવી એમાં મને મુસાફરી કરાવી. એ મુસાફરી દરમિયાન એ રેલવે લાઈન ઉપર આવેલાં જુદાં જુદાં શહેરોમાંના હબસી લોકોને હું કંઈક કહું અને એમની સ્થિતિનો અભ્યાસ કરી એ સ્થિતિ સુધારવાનો કંઈક પ્રયત્ન કરું એ એમનો હેતુ હતો. એમના દૃષ્ટિબિન્દુ પ્રમાણે, જે દેશનો તેઓ વિકાસ કરવા ઇચ્છતા હતા, તે દેશના વિકાસના એક અંગભૂત સાધન જેવા એ લોકો હતા. જે પ્રદેશમાં થઈને

રેલવે પસાર થતી હતી તે બધો પ્રદેશ તેઓ જોવા ઇચ્છતા હતા. એ પ્રદેશ એ વખત સુધી કંઈક પછાત હતો. એને તેઓ સમૃદ્ધ અને આબાદ બનાવવા માગતા હતા. ઉદ્યોગી અને સુખી લોકોથી ભરપૂર અને આબાદી પામતાં શહેરો એ પ્રદેશમાં થાય એ જોવાની તેમની ઇચ્છા હતી. પણ તેમનું સ્વપ્નું ફળીભૂત થતું દેખાયું એ પહેલાં થોડાક જ સમય અગાઉ તેમનું મૃત્યુ થયું.

મિ૦ રૉજર્સનું મૃત્યુ થયું એ પહેલાં કેટલાંક વર્ષો સુધી મારે તેમની સાથે ગાઢ પરિચય રહ્યો હતો. ન્યૂ યૉર્કમાંની એમની ઑફિસમાં હું તેમને વારંવાર મળતો. કેટલીક વખત તો તેમના નાના મછવામાં મેં તેમની સાથે નાના નાના પ્રવાસો પણ કર્યાં છે. જે કાર્ય કરવા હું પ્રયત્ન કરતો હતો એના વિષે એ સમયે એમની સાથે વિગતવાર વાતો કરવાની મને તક મળી છે. મને મળેલા માણસોમાં મિ૦ રૉજર્સનું મગજ મને સૌથી વધારે શક્તિશાળી અને ફળદ્રુપ લાગ્યું છે. મોટા મોટા ધંધાઓની બાબતો સાથે સંબંધ હોવાને લીધે તેમનું દૃષ્ટિબિંદુ ઘણું વિશાળ બન્યું હતું. સામાજિક અને જાહેર પ્રશ્નો સંબંધી એમનામાં વ્યાવહારિક ગ્રહણશક્તિ આવી હતી. એમની સાથેના સંપર્કમાંથી મને ખૂબ શીખવાનું મળ્યું હતું.

પ્રસ્તુત વિષયને અંગે હું એક બીજી વ્યક્તિનું નામ દઉં. તેઓ વળી તદ્દન જુદી જ ઢબના માણસનું પ્રતિનિધિત્વ ધરાવે છે. ઉત્તર સંસ્થાનોમાંની મારી મુસાફરીઓ દરમિયાન હું તેમની સાથે વારંવાર સંબંધમાં આવ્યો છું. મિ. ઓસ્વાલ્ડ ગેરીસન વિલાર્ડ સંબંધી હું વાત કરું છું. ન્યૂ યૉર્કના ' ઇવનિંગ

પોસ્ટ'ના તેઓ અધિપતિ હતા. મિ૰ રોજર્સ જે અર્થમાં વેપારી હતા તે રીતે મિ૰ વિલાર્ડ મુખ્યત્વે વેપારી નહોતા. હબસીની કેળવણી અને પ્રગતિની બાબતમાં મિ૰ રોજર્સ કરતાં તેઓ જુદા જ પ્રકારનો રસ ધરાવતા હતા. કંઈ નહિ તો છેવટે એ પ્રશ્નને તેઓ તદ્દન જુદા જ દૃષ્ટિબિન્દુથી જોતા હતા.

મિ૰ વિલાર્ડ, ગુલામી નાબૂદ કરવાના હિમાયતી તરીકે પ્રખ્યાત થયેલા વિલિયમ લૉઈડ ગેરીસનના પૌત્ર થાય. તેઓ એક સાક્ષર અને આદર્શવાદી છે. એમના દાદાએ હબસીના હક્ક માટે જે ભારે ધગશ દર્શાવી હતી તે એમનામાં પણ છે. આ દેશમાં બીજી કોઈ પણ જાતિના લોકોને જે હક્ક અને તક મળે છે તે હબસીને પણ મળવાં જોઈએ એમ જોવાને તેઓ આતુર છે અને એ બાબતનો તેઓ આગ્રહપૂર્વક પ્રયત્ન કરે છે. કોઈ પણ માણસ અથવા કોઈ પણ એક વર્ગના માણસોની સ્વતંત્રતાને કોઈ પણ રીતે મર્યાદિત કરવા ઇચ્છતી દરેક સંસ્થાનો તેઓ ખુલ્લેખુલ્લો વિરોધ કરનારા છે. એમણે પોતાના દાદાની માફક અને એમની પદ્ધતિથી જ, માનવ જાતિની સ્વતંત્રતા માટે લડાઈઓ લડવાનો પ્રયત્ન કર્યો છે; એટલું જ નહિ, પણ હબસીઓની કેળવણીની બાબતમાં તેમણે જાતે રસ લીધો છે. મુખ્યત્વે કરીને એમના સૂચન અને કામને લીધે જ ટસ્કેજી સંસ્થાના પચીસ વર્ષના રજત મહોત્સવ સમયે સંસ્થાને ૧૫૦૦૦૦ ડૉલરનો ફાળો મળ્યો હતો. મિ૰ વિલિયમ એચ. બોલ્ડવિને ટસ્કેજીની અને દક્ષિણના હબસીઓની કેળવણી-વિષયક જે સેવાઓ કરી હતી, એના સ્મારક તરીકે

અને એમનું નામ રાખવાને માટે એ રકમ ઉઘરાવી હતી. મિ૦ વિલાર્ડે પોતાના ઘણા સમયનો ભોગ આપીને અને અંગત સેવાઓ કરીને દક્ષિણના હબસીઓની કેટલીક પ્રમાણમાં નાની અને મુશ્કેલીથી ચાલતી શાળાઓના ઘડતરમાં મદદ કરી છે. ઓછામાં ઓછી આવી બે સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી છે. એકમાં તો તેઓ ટ્રસ્ટી મંડળના પ્રમુખ પણ છે, અને મંડળના કાર્યના નિયમન તથા સંચાલનમાં સક્રિય ભાગ લે છે. તાજેતરમાં જ તેઓ એક પ્રવૃત્તિ કરી રહ્યા છે: હબસી લોકોની પ્રગતિ માટેનું એક રાષ્ટ્રીય મંડળ તેમણે ઊભું કર્યું છે. એ મંડળ એક જાતના ચોકિયાતનું કામ કરનાર સમિતિ જેવું છે. હબસીઓના હક્ક અને હિતની ઉપર નજર રાખી એની તેઓ ચોકી રાખશે. ટૂંકમાં અદાલતો મારફત, કાયદા કાનૂન મારફત, જાહેર અને ખાનગી ઉપાયો દ્વારા, દેશના જુદા જુદા ભાગમાં વસતા હબસીઓને હાલમાં સહન કરવા પડતા સર્વ પ્રકારના અન્યાયો દૂર કરવા એ સમિતિ પ્રયત્ન કરશે.

મિ. વિલાર્ડના ઉદ્દેશો સાથે તો હું સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવું છું, પરંતુ ન્યાયને ખાતર મારે કહેવું જોઈએ કે, એ હેતુઓ પાર પાડવા તેઓ જે ઉપાયો યોજતા તેની સાથે હું ઘણી વખત મતભેદ ધરાવતો. કેટલીક વખત તો તેમના વર્તમાનપત્રમાં અને ખાનગી વાતચીતમાં તેમણે મારી વિરુદ્ધ ટીકાઓ પણ કરી છે. તેમ છતાં આ બધા સમય દરમિયાન એમની મિત્રાચારી અને સદ્‌ભાવના મેં જાળવી રાખ્યાં છે એમ મને લાગ્યું છે. મારી કોઈ અંગત વિનંતી કરવા હું જ્યારે તેમની પાસે ગયો છું, કે મારા કામને મદદરૂપ

થઈ પડે એવી માગણી પણ મેં જ્યારે તેમની પાસે કરી છે, ત્યારે તેમની શક્તિ અનુસાર બનતી બધી મદદ કરવા તેમણે હમેશાં ઇંતેજારી બતાવી છે, અને એની કોઈ દિવસ એમણે ના પાડી હોય એવું ભાગ્યે જ હશે. હું એમની સૂચનાઓ દરેક વખતે સમજી શક્યો નથી. એમણે બતાવેલી રીતો પ્રમાણે કામ કરવા તેમની સાથે હું હમેશાં સંમત થઈ શક્યો નથી; છતાંય, હું ધારું છું કે, એમની ટીકાઓથી મને ફાયદો થયો છે અને એમના જુસ્સાદાર અને અડગ સ્વભાવની અસર જાહેર જનતાની મનોદશા ઉપર સારી લાભદાયી થતી હતી એ મને હમેશાં લાગ્યું છે, અને એની મેં કદર પણ કરી છે.

મિ. વિલાર્ડ પાસેથી હું એક પાઠ પણ શીખ્યો છું: એક જ હેતુથી એકત્ર થયેલી ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હમેશાં એકબીજાને મદદરૂપ થઈ પડે એવો મિત્રાચારી ભરેલો સંબંધ હમેશાં જાળવી રાખી શકે છે; પછી વિગતોની બાબતમાં અને ધ્યેયને પહોંચી વળવાના તેમના માર્ગો ભલેને ભિન્ન હોય.

મારા ઉપર ઊંડી અસર કરનાર બીજા એક રૉબર્ટ સી. ઑગડન છે. હેમ્પ્ટન સંસ્થાનો હું વિદ્યાર્થી બન્યો ત્યાર બાદ કેટલેક મહિને મિ. રૉબર્ટ સી. ઑગડન ન્યૂ યૉર્કના કેટલાક સદ્‌ગૃહસ્થો સાથે હેમ્પ્ટનની મુલાકાતે આવ્યા. એમને મેં પહેલી જ વાર જોયા. તથા તેમનો મજબૂત, સ્વચ્છ અને જુસ્સાવાળો શારીરિક બાંધો, માનસિક અને નૈતિક બંધારણ, એ સર્વ એવા પ્રકારનાં હતાં કે, એમને પહેલી વાર જોતાં જ મારા ઉપર એવી છાપ પડી કે જે મારા જેવી સ્થિતિમાં ન હોય તે ભાગ્યે જ સમજી શકે. મારા ઉપર સૌથી મોટી છાપ આ પ્રકારની પડી: " આ માણસ અતિ ભારે ઉત્કટતાવાળા

અને વ્યવહારદક્ષ છે. તેઓ પોતાના ધંધાની બાબતોમાં ખૂબ ગરકાવ થઈ ગયેલા હોવા છતાં, એ ધંધાને જરા બાજુએ મૂકીને, એક અભાગી જાતિની ઉન્નતિ કરવા પોતાનો કંઈક સમય આપે છે અને વિચાર કરે છે."

મિ. રૉજર્સ અથવા મિ. વિલાર્ડ કરતાં મિ. ઑગ્ડન તદ્દન જુદી જ ઢબના માણસ છે. હબસીઓના ઉદ્ધારનો પ્રશ્ન ફક્ત હક્ક અને સ્વતંત્રતાનો જ છે એવું એમનું દૃષ્ટિબિન્દુ નથી. દક્ષિણની એક ઉત્પાદક બાબત તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે એટલો જ ખ્યાલ એ પ્રશ્ન માટેનો તેમનો નથી. હું હિંમતપૂર્વક કહું છું કે એ પ્રશ્નને તેઓ માનવતાનો પ્રશ્ન માને છે. મિ. ઑગ્ડન માનવતા માટે અત્યંત રસ ધરાવનાર છે. કોઈ પણ મનુષ્ય અથવા મનુષ્યોનો વર્ગ કમનસીબ છે એવો તેમને ખ્યાલ આવતાં જ એમને મદદ કરવાની તીવ્ર લાગણી થઈ આવે છે. બીજા મનુષ્યોમાં પણ એવા પ્રકારની લાગણી ઉત્પન્ન થાય એ માટે એમણે પોતાના સમયના મોટા ભાગનો, અને પોતાની શક્તિ અને સમૃદ્ધિનો ભોગ આપ્યો છે. ભૌગોલિક, કોમી અને જાતીય ભિન્નભાવ રાખ્યા સિવાય માનવજાતિના હિત માટે આમ-જનતામાં નિઃસ્વાર્થ સેવા કરવાની ભાવના મિ. ઑગ્ડને જેવી ફેલાવી છે એવી બીજા કોઈએ ફેલાવી નથી એમ હું માનું છું.

મિ. ઑગ્ડને આ દિશામાં કેટલું કાર્ય કર્યું છે એનો ખ્યાલ નીચે જણાવેલી એમની પ્રવૃત્તિઓની યાદી ઉપરથી આવશે. મિ. ઑગ્ડન આટલાં પદ ધરાવે છે — ૧. દક્ષિણ કેળવણી સંમેલનના પ્રમુખ અને ઉત્તર તરફના એકલા જ પ્રતિનિધિ. ૨. દક્ષિણની કેળવણી સમિતિના પ્રમુખ. ૩.

હેમ્પ્ટન સંસ્થાના ટ્રસ્ટી મંડળના પ્રમુખ. ૪. ટસ્કેજી સંસ્થાના ટ્રસ્ટી. ૫. હબસીઓની સામાન્ય શાળાઓની સુધારણા માટેના એના ટી. જીન્સ ફંડના ટ્રસ્ટી. ૬. સામાન્ય કેળવણી મંડળના એક સભ્ય.

ઉપરની યાદી ઉપરથી જોઈ શકાશે કે, દક્ષિણની કેળવણીની એકેએક અગત્યની હિલચાલ સાથે તેઓ સીધા સંબંધમાં આવેલા છે. એ કેળવણી પછી ગોરાઓની હોય કે કાળાઓની હોય. એ ઉપરાંત તેઓ ન્યૂ યૅાર્કના ખ્રિસ્તીઓના ધાર્મિક મહાવિદ્યાલય સંઘના નિયામક મંડળના પ્રમુખ છે. વળી તેઓ 'સેજ ફાઉન્ડેશન બોર્ડ'ના અને દેશમાં આવેલાં પ્રેસ્બિટેરિયન ધર્મોપદેશક મંડળોના પ્રમુખ છે. આ બધી જુદી જુદી દિશાઓમાં તેમણે શાંતિથી, સ્થિરતાથી અને જરાય બબડચા સિવાય આખા દેશના ભલા માટે કામ કર્યું છે. આ બધાં મંડળોની વાર્ષિક સભાઓમાં એમણે એક સાચા મુત્સદ્દીને છાજે એવાં વિશાળ દૃષ્ટિબિન્દુવાળાં વ્યાખ્યાનો આપ્યાં છે. એમનો ખ્યાલ એવો હતો કે, સમાજના દરેક વર્ગને કેળવણી માટે સરખી તક આપવાથી સાચા લોકશાસનનો તેઓ પાયો નાખે છે. દાખલા તરીકે, કેળવણીના સંમેલન વિષે બોલતાં તેઓ જણાવતા કે, 'એ તો લોકશાસનના અવાજે બોલાવેલી મહાસભા છે;' વળી એક બીજે વખતે એ સંબંધી બોલતાં તેમણે જણાવેલું કે, 'દરેક અમેરિકન બાળકને કેળવણી મેળવવાનો હક્ક છે એ સિદ્ધાન્ત એનો પાયો છે.'

કેળવણીમાં પ્રગતિ કરવાને એમણે અનેક રીતે કામ કર્યું છે, છતાં મિ. ઓગ્ડનને જાહેરમાં તેમ જ ખાનગીમાં

મેં એમ બોલતાં સાંભળ્યા છે કે તેઓ ભણેલા માણસ નથી. બીજા કેટલાક લોકો પુસ્તકોમાંથી જેવી રીતે પુસ્તકિયું જ્ઞાન મેળવે છે એવું ઘણું જ્ઞાન એમણે કદાચ નહિ મેળવ્યું હોય. પરંતુ પુસ્તકો, માણસો કે વસ્તુઓ દ્વારા મિ. ઑગ્ડને સુંદરમાં સુંદર જ્ઞાન મેળવ્યું છે અને દુનિયાના પંડિત-વર્ગમાં સ્થાન મેળવવાની લાયકાત પ્રાપ્ત કરી છે. મિ. ઑગ્ડનની કારકિર્દીનો મેં જેટલો અભ્યાસ કર્યો છે એ ઉપરથી, જાહેર જનતાને રસ પડે અને ઉપયોગી નીવડે એવી એની ત્રણ દિશાઓ મને લાગી છે:

પહેલી બાબત: તેઓ એક ફતેહમંદ વેપારી છે. બીજી બાબત: જાતિભેદ કે રંગભેદ લક્ષમાં લીધા સિવાય આખાય દક્ષિણની પ્રજાને કેળવણી આપવાની હિલચાલના તેઓ એક નેતા છે. જનરલ એસ. સી. આર્મસ્ટ્રોન્ગને બાદ કરતાં, એ બાબતમાં એમના જેવું કામ કરનાર બીજું કોઈ નહિ હોય. ત્રીજી બાબત: ઉત્તરમાં નૈતિક અને ધાર્મિક કેળવણીને લગતી ઘણી અગત્યની બાબતોના તેઓ એક અગત્યના નેતા છે.

એમનું જીવન જુવાનો સમક્ષ એક આદર્શ તરીકે મૂકવા યોગ્ય છે. એમના જેવા અમેરિકનો, મારી જાણ પ્રમાણે, ઘણા થોડા જ હશે.

મિ. ઑગ્ડનના પરિચયમાં આવવાથી મારા ઉપર કેવી અને કેટલી અસર થઈ છે અને મને કેવી અને કેટલી કેળવણી મળી છે એનું વર્ણન કરવું મારે માટે મુશ્કેલ છે. જે કાર્ય કરવા હું પ્રયત્ન કરતો હતો એ કાર્યમાં મારે તેમની જરૂર હતી; અને એ જરૂર એ જ એમને ઓળખવાનું મારું એકનું એક કારણ. અને એ જ એમની

લાક્ષણિકતા. જો હું હબસી ન હોત તો રૉબર્ટ સી. ઓગ્ડન જેવા, જીવનના દરેક ક્ષેત્રમાં આવું ઉચ્ચ સ્થાન ધરાવતા સદ્‌ગૃહસ્થ સાથે મેળાપનો વિરલ અનુભવ કે ગાઢ પરિચય હું ન પામત. મિ. ઓગ્ડન જો નબળા મનના હોત, અને તેઓ પોતાનાં જ મનની શાન્તિ અને ઉચ્ચ સામાજિક દરજ્જો શોધે એવા હોત, તો દક્ષિણની બન્ને કમભાગી જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરતાં એમની વિરુદ્ધ જે સખત ટીકાઓ થઈ હતી, તેમની તેઓ બહાદુરીથી અને દઢ મનથી અવગણના કરી તે ન કરી શકત. તેઓ એવા ન હોત તો, સંભવ છે કે, મેં એમનો પરિચય ન કર્યો હોત.

જે વ્યક્તિઓનો મેં ઉલ્લેખ કર્યો છે તેઓ તો ફક્ત જુદી જુદી ઢબના નમૂના જેવા છે. એ પ્રકારના બીજા ઘણા માણસો છે, જેઓ બૌદ્ધિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ મહાન છે. અમેરિકાના મારી જાતના લગભગ એક કરોડ માણસોને તેમણે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સાંત્વન, સહાય અને સલાહ આપ્યાં છે.

૪

# વર્તમાનપત્રો અને ખબરપત્રીઓ

ખબરપત્રીઓ અને વર્તમાનપત્રો પાસેથી હું ઘણું શીખ્યો છું. કોઈ પણ શહેરમાં ગયો હોઉં અથવા ટ્રેનમાંથી બહાર પ્લેટફૉર્મ પર પગ મૂકતો હોઉં એવામાં જ કોઈ ખબરપત્રી મને અચૂક શોધી કાઢે છે. ભાગ્યે જ કદી એ પ્રમાણે નહિ બન્યું હોય. વર્તમાનપત્રોના આ પ્રતિનિધિઓ ઘણી વખત તો અણધારેલી જગાઓએ દેખા દેતા અને હું અચંબો પામતો. તેઓ મને જ્યારે પ્રશ્નો પૂછતા ત્યારે મને એમના પ્રશ્નોથી વધારે નવાઈ લાગતી. કેટલીક વખત તો હું મૂંઝાઈ પણ જતો. કોઈ વખત તો અમુક વસ્તુ હું જાણતો હોઉં, પરંતુ એ સંબંધી છૂટથી વાત ન થાય એમ પણ ઇચ્છતો હોઉં; છતાં, મને એવું પણ જણાયું છે કે, જે ખબરપત્રી મને મળતો તે એ જ બાબતના પ્રશ્નો પૂછવાની ઇચ્છા દર્શાવતો. આવી બાબતોમાં પણ ખબરપત્રીને સામાન્ય રીતે જે માહિતી જોઈતી તે મળતી પણ ખરી. જો એ માહિતી એને ન મળતી તો પાછળથી મારે પસ્તાવો કરવો પડતો. કેમ કે એના સમજવામાં આવેલું અર્ધસત્ય પ્રસિદ્ધ કરવાથી જે નુકસાન થતું એના કરતાં સાચી હકીકત જો પ્રસિદ્ધ થઈ હોત તો ઓછું નુકસાન થાત એમ મને જણાતું.

મારે કબૂલ કરવું જોઈએ કે, જ્યારે મને ઓછો અનુભવ હતો ત્યારે ખબરપત્રીઓથી હું ભડકતો. ખબરપત્રીઓ એક ધંધાદારી જાસૂસ જેવા છે, તેઓ સમાજમાં તોફાન કરાવે છે, અને એવી વસ્તુઓની શોધમાં રહે છે કે જેથી સતત મુસ્કેલીઓ ઊભી થયા જ કરે, આવી મારી એમના સંબંધી કેટલાય વખત સુધી માન્યતા રહી હતી. પરિણામે, જ્યારે જ્યારે મને ખબરપત્રીઓ મળતા ત્યારે ત્યારે મારા હેતુઓ અને કામ સંબંધી કાં તો તેમને ગોળ ગોળ વાતો કરીને ઉડાવવાની અથવા તેમને અંધારામાં રાખવાની યુક્તિઓ હું રચું, એ જ શકય બનતું.

વર્તમાનપત્રો અને ખબરપત્રીઓ સંબંધી બહોળો પરિચય થયા બાદ તેમના પ્રત્યેનું મારું વલણ પૂરેપૂરું બદલાઈ ગયું છે. પ્રથમ તો મને માલૂમ પડયું છે કે, વર્તમાનપત્રોના પ્રદેશમાં વસતા સમાજના સામાન્ય મનુષ્યોમાં હિંમત હોય અને તેઓ જે પ્રશ્નો પૂછે એ જ પ્રશ્નો ખબરપત્રીઓ પૂછે છે. આમાં એક જ તફાવત છે: ખબરપત્રી સીધેસીધો અને જાડધરી રીતે તમારી પાસે આવે છે, અને બીજો કોઈ માણસ કોઈ વિષે પરોક્ષ રીતે તમને જે પ્રશ્ન પૂછત તે પ્રશ્ન એ તમને સીધેસીધો પૂછે છે.

સમાજનો સામાન્ય માણસ, દાખલા તરીકે, હબસીની પ્રગતિ વિષે કે મારા કામ સંબંધી કેવા પ્રશ્નો પૂછે છે એ જાણવામાં મને રસ પડે છે અને એને હું એક અગત્યની બાબત પણ માનું છું. દેશના જુદા જુદા ભાગમાં વસનાર ખબરપત્રીઓ જે જાતના પ્રશ્નો પૂછે છે તે ઉપરથી મને ઠીક ઠીક જાણવાનું મળે છે. લોકો મારા કામ સંબંધી કેટલું જાણે

છે એની મને સમજણ પડે છે. જુદા જુદા ભાગોમાં વસનાર સામાન્ય માણસ એ ભાગમાં રહેનાર મારી જાતિના લોકો તરફ તેમ જ સામાન્ય રીતે હબસીઓના આખા વર્ગ તરફ કેવા પ્રકારની લાગણી ધરાવે છે, એ બાબત પણ મને ઘણું ઘણું જાણવા મળે છે. આ રીતે અનેક બાબતોથી ખબરપત્રીઓ મને વાકેફ રાખે છે, એ ઉપરાન્ત એમના પ્રશ્નો વડે મારા કેટલાક ભૂલભરેલા ખ્યાલો પણ સુધરી જાય છે. વળી હબસીઓની સ્થિતિ અને પ્રગતિ સંબંધે જાહેર જનતાને કંઈક માહિતી મળે એ અગત્યનું હોય છે. ખબરપત્રીઓના પ્રશ્નોથી હું એ માહિતી આપવાને પણ શક્તિમાન થાઉં છું.

એક બીજા ખ્યાલથી પણ ખબરપત્રીઓ તરફનું મારું વલણ ફેરવાઈ ગયું છે. જેમ હું વર્તમાનપત્રોથી વધારે પરિચિત થયો, તેમ મને, પત્રોના વાચકો અને આશ્રયદાતાઓના રસ અને એમની વિચારસરણી તે પત્રો કેટલે સુધી અને કેવી રીતે રજૂ કરે છે, એ પણ સમજાતું ગયું. જાહેર જનતાનાં શુભેચ્છા અને વિશ્વાસ ઉપર સતત આધાર રાખનાર કોઈ પણ પ્રવૃત્તિનો ચાલક જાણે છે કે, એ સમાજની પાસે એણે સીધી રીતે પહોંચવાની અને વર્તમાનપત્રો જેવા પ્રશ્નો પૂછે છે એવા જ પ્રશ્નોના જવાબ આપવાની એણે તક શોધવી જોઈએ. મેં કહ્યું છે તેમ, આ પૂછપરછ સામાન્ય માણસની સ્વાભાવિક તપાસને સ્થાને છે. જો તમને વર્તમાનપત્રો એ પ્રશ્નો પૂછત નહિ અને જવાબ આપત નહિ તો એ પ્રશ્નો ઉત્તર અપાયા સિવાયના જ રહેત, અથવા વધારે આડકતરી રીતે અને ઓછા વિશ્વાસપાત્ર સ્થળેથી જનતા પોતાને જોઈતા સમાચાર મેળવત.

હું ટસ્કેજીમાં રહ્યો છું એ વર્ષો દરમિયાન કેટલીય વાર દક્ષિણના એકાદ માસિક કે વર્તમાનપત્રનો પ્રતિનિધિ મારી પાસે આવ્યો છે. અમારી શાળાની અંદરની પરિસ્થિતિ સંબંધી ઊડતી કોઈ વાત અથવા ખબરની એ પૂછપરછ કરતો. આવી બાબતોમાં ખબરપત્રીને હું તો ફક્ત એટલું જ કહેતો કે, 'શાળા સંબંધી અને એની આજુ-બાજુની બાબતો સંબંધી તમારી ઇચ્છા મુજબ જેવી અને જેટલી પૂરેપૂરી તપાસ કરવી હોય એટલી કરી લો અને એ માટે જેટલો સમય લેવો હોય એટલો લઈ લો.' સાથે ને સાથે મેં એમને એ પણ ખાતરી આપેલી છે કે, કોઈ પણ વિષય સંબંધી અથવા સ્થળ ઉપર એમને મળતા કોઈ પણ માણસ સંબંધી એમને ગમે તે પ્રશ્નો પૂછવાની છૂટ છે. બીજી રીતે કહું તો, એમની ઇચ્છામાં આવે એટલી હદ સુધી જવાની અને એટલી સંપૂર્ણ તપાસ કરવાની એમને મેં દરેક તક આપી છે.

અલબત્ત, અમારા જેવી દરેક મોટી સંસ્થા સંબંધી હાનિકારક ટીકા કરવાને માટે, દ્વેષભાવ રાખનાર અથવા ખોટી વૃત્તિ ધરાવનાર માણસોને પુષ્કળ પ્રસંગો મળી આવે છે. સંસ્થા સંબંધી જાણેલી બાબતનો તેઓ એવો પણ અર્થ કરી શકે છે કે જેથી સંસ્થાને હાનિ થાય, એવી તકો પણ તેમને ઘણી મળે છે. પરંતુ આવી દરેક બાબતમાં શાળાને હલકી પાડે એવું કંઈ છાપવાને બદલે વર્તમાનપત્રો તપાસ ચલાવે છે. એમની તપાસણીને અંતે એવું પુરવાર થતું કે, સંસ્થાને એક સૌથી કીમતી જાહેરાત મળી જતી અને જે ગપગોળાઓ ઊડતા એ બધા શાન્ત પડી જતા. વર્તમાનપત્રો તપાસ

કરીને જાહેર કરે એ, કૂથલી કે ઊડતી વાતનો સૌથી વધારે અસરકારક અંત આણે છે. એ માટે એના જેવું બીજું એક પણ સાધન નથી. બીજી બાજુ મેં એ પણ જોયું છે કે, તમારી પાસે કાંઈ સંતાડવા જેવું નથી એવું ખબરપત્રીને બતાવવાથી તમે એની શુભ નિષ્ઠા વધારે જલદીથી પ્રાપ્ત કરી શકો છો. બીજા કોઈ પણ સાધનથી એવું નથી બનતું.

ઘણી વખત મેં લોકોને ખબરપત્રીઓની ટીકા કરતાં સાંભળ્યા છે; કેમ કે જે ઘણી નજીવી જ બાબતો હોય છે તેમને તેઓ છાપે છે અને તેમનો પ્રચાર કરે છે. બીજી રીતે કહીએ તો, જે સામાન્ય રીતે કૂથલી તરીકે ઓળખાય છે તેના વિષે જ તેઓ કહે છે. વર્તમાનપત્રો વિષે જે હું જાણું છું એ ઉપરથી મારી ખાતરી થઈ છે કે, એમના ઉપર મોકલેલા સમાચારનો એક દશાંશ ભાગ પણ તેઓ છાપતા નથી. સંજોગો પરથી મનાય એવું અને રસ પડે એવું હોય તો તે માની લેવાનો લોકનો સ્વભાવ હોય છે. તે પરથી જે ગપગોળા કે વાતો સમાજમાં ઊડે તે ખોટી સાબિત કરવામાં જ દરેક પત્રકારના સમયનો મોટો ભાગ ખરચાય છે. ખોટી માહિતી અને ગપ્પાંને લીધે લોકોનાં મન દૂષીલાં અને પૂર્વ-ગ્રહવાળાં બની જાય છે. વર્તમાનપત્રો બીજી કોઈ સેવા ન કરતાં ફક્ત એ બાબતને જડમૂળથી ઊખેડી નાખવાનું કામ જ કરે તોપણ એમનું અસ્તિત્વ વાજબી ઠરે, એવી મારી અનુભવજન્ય માન્યતા છે.

આ બાબત કહેતાં હું એ વાત પણ જોવાનું ભૂલી જતો નથી કે, કેટલાંક દૈનિક પત્રો ખોટાં અને ઊંધે રસ્તે દોરી જનાર કેટલીક ખોટી હકીકતોને માટે જવાબદાર હોય છે.

વળી, કેટલીય વખત તેઓ ફક્ત ઉશ્કેરણી કરે એવી વસ્તુઓ ઉપર ભાર મૂકે છે; અને અગત્યની બાબતો — ખાસ કરીને આપણે બહાર રહેલાઓને અગત્યની લાગતી બાબતો — તેઓ શાંતિથી પસાર થઈ જવા દે છે. દૈનિક વર્તમાનપત્રોએ મોટે ભાગે તો ગામડાંઓના પહેલાંના વાતોડિયાઓનું કામ જ ઉપાડી લીધું છે. અથવા, ગામડાંના ચોરામાં બેસી લોકો રાજકીય બાબતોની વાતો કરીને લોકમત ઘડવાનું જે કામ કરતા હતા, એ પ્રકારનું કામ હાલનાં વર્તમાનપત્રો કરે છે. એમ છતાં વર્તમાનપત્રો એ કામ જરા વધારે ઉચ્ચ ભૂમિકાએ રહીને કરે છે. એનાથી દુનિયા વિષેનું વિશાળ દૃષ્ટિબિન્દુ આપણને પ્રાપ્ત થાય છે, અને સત્ય શોધી કાઢવાનો એ પ્રશંસનીય પ્રયત્ન કરે છે. એમ કરવામાં કેટલીક વખત ગામગપાટાની માફક ખોટી બાબતો ઉપર અથવા તો અંગત અને બિનજરૂરી બાબતો ઉપર જોકે તે ભાર મૂકે છે, છતાં ઓછામાં ઓછું બધા વર્ગના લોકોને એકત્ર કરવાનું કામ તો એ કરે છે. જે લોકો એક જ વર્તમાનપત્ર વાંચે છે તેઓ વચ્ચે જરૂર પાડોશીભાવ જેવું લાગે જ, પછી તેઓ ભલેને હજારો માઈલ દૂર રહેતા હોય અને એકબીજાને મળી શકતા ન હોય!

વર્તમાનપત્રો અને પત્રકારો પાસેથી હું ઘણું શીખ્યો છું. હું ધારું છું કે બધી જાતના ખબરપત્રીઓને — રૂઢિચુસ્ત તેમ જ 'પીળાં' કહેવાતાં છાપાંના — બન્ને જાતનાં છાપાંના ખબરપત્રીઓને હું મળ્યો છું. એમનામાં મેં જે કંઈ જોયું છે એનાથી મને ખાતરી થઈ છે કે, સમાજનો કોઈ પણ વર્ગ પોતાને ભાગ આવતું કામ આ છાપાંવાળાઓ કરતાં વધારે

મહેનતથી અને વફાદારીથી, અથવા બધી બાજુના સંજોગો જોતાં, વધારે સારી રીતે ભાગ્યે જ કરતો હશે. હું કબૂલ કરું છું કે, હું એવો તો હવે થઈ ગયો છું કે વર્તમાનપત્રીઓને મળવાનું અને તેમની સાથે વાતો કરવાનું મને ગમે. કેમ કે, તેઓ દુનિયાને પિછાને છે, શું ચાલી રહ્યું છે એ જાણે છે, અને માણસોને પણ ઓળખે છે. વર્તમાનપત્રીઓની સાથે વાતો કરતાં મને આશ્ચર્ય પણ થયું છે. જાહેર અને ખાનગી બાબતોની પણ એમની માહિતી ઘણી ચોક્કસ, તથા ગાઢ અને ઊંડા પરિચયવાળી હોય છે. જાહેર માણસો અને એમનાં કામોની તુલના કરવામાં તથા એમને વિષે અભિપ્રાય બાંધવામાં તેઓ અંદરનું રહસ્ય બરાબર સમજે છે એમ જણાય છે.

આ સંબંધે મને એક વાતની શોધમાં રસ પડ્યો છે. વસ્તુતઃ દરેક સમાચારપત્રના કાર્યાલયમાં ઢગલાબંધ એવી હકીકતો પડેલી હોય છે કે જે પ્રસિદ્ધ કરવામાં આવે તો કોઈ વ્યક્તિને અગર કોઈ જાહેર હિતને નુકસાન થઈ બેસે. પરંતુ ઉદાર દૃષ્ટિથી તેઓને છાપવામાં આવતી નથી. આ પ્રમાણે કેટલીક બાબતો છાપવા કરતાં નહિ છાપવાની વર્તમાન-પત્રીઓની વિવેકદૃષ્ટિ વ્યક્તિઓનું અને સમાજનું હિત સાચવે છે એની મને ખાતરી થઈ છે. હાલની પરિસ્થિતિમાં જે રીતે વર્તમાનપત્રો ચલાવવામાં આવે છે એ રીતે જોતાં, કોઈ પણ બાબત સમાજમાં રસપ્રદ થઈ પડે અથવા સન-સનાટી ફેલાવે એવી હોય, તો એ એક જાતનું વેપારી સાધન ગણાય. એવી બાબતો તેઓ એકઠી કરે અને તેને વેચે એ એમનો વેપાર જ છે. આ બાબતનો વિચાર કરતાં એવી

બાબતોની પ્રસિદ્ધિમાં જે વિવેકબુદ્ધિ અથવા યોગ્ય વિચાર-દૃષ્ટિ દર્શાવવામાં આવે છે, એ ખરેખર આશ્ચર્યકારક છે.

વર્તમાનપત્રોના સમાચાર મેળવવાની અને એમને તૈયાર કરવાની રીતમાં ચાલુ વર્ષોમાં ધ્યાન ખેંચે એવી સુધારણા થઈ છે એવું પણ મને લાગે છે. સમાચારપત્રોનું પ્રતિનિધિત્વ ધરાવનાર માણસોનો વર્ગ સુધર્યો હોય, કે ખબરપત્રીઓ સાથે પ્રસંગ પાડવાની જનતાની સમજશક્તિ વધારે સારી થઈ હોય, અથવા આધુનિક સામાજિક જીવનની આંટીઘૂંટીવાળી વ્યવસ્થામાં હાલનું વર્તમાનપત્ર જે જવાબદારીવાળું સ્થાન ભોગવે છે એનું જનતા અને સમાચારપત્રીઓ બન્નેને વધારે ચોક્કસ જ્ઞાન થયું હોય; એમાંથી કયા કારણને લીધે આ બન્યું છે એની મને ખાતરી નથી. ખાનગી વ્યક્તિઓએ અને જાહેર પુરુષોએ એક વાત સમજી લીધી છે કે, દરેક જણે જે કંઈ કામ કરવું હોય તે ખુલ્લી રીતે કરવું, જેથી દુનિયાને એ શું કરે છે એની ખબર અને સમજણ પડે. એનું કારણ એ છે કે, દેશની બધી વ્યક્તિઓનાં જીવન એકબીજાની નજીક રહીને જ ગાળવાનાં હોય છે અને તેથી બધી વ્યક્તિઓનું હિત એમ કરવામાં સમાયેલું હોય છે.

બીજી બાજુએ સમાચારપત્રોએ ખોળી કાઢ્યું છે કે, કોઈ પણ સમાચાર છાપવાને યોગ્ય ત્યારે જ ગણવા કે જ્યારે એનાથી જનતાનું કોઈ પ્રકારનું હિત સધાતું હોય. વળી સમાચાર તદ્દન સાચા અને વિશ્વાસપાત્ર હોય તો લાંબે ગાળે એની કિંમત અંકાય છે, અને એ છાપનાર વર્તમાનપત્રની પ્રતિષ્ઠા બંધાય છે એમ પણ તેમને માલૂમ પડ્યું છે.

વર્તમાનપત્રો અને ખબરપત્રીઓ સંબંધી તેમની સાથેના મારા અનુભવ ઉપરથી હું કંઈક શીખ્યો છું. પરંતુ દેશના કેટલાક સૌથી પ્રખ્યાત માણસો એમની સાથે કેવી રીતે પ્રસંગ પાડવા ટેવાયેલા છે એના તરફ લક્ષ આપવાથી હું ઘણું વધારે શીખ્યો છું.

કર્નલ રુઝવેલ્ટ જ્યારે પ્રમુખ હતા ત્યારે હું ઘણા પ્રસંગે 'વ્હાઈટ હાઉસ'માં ગયો હતો. મહાન દૈનિક વર્તમાનપત્રોનું પ્રતિનિધિત્વ ધરાવનારા આશરે અર્ધો ડઝન ખબરપત્રીઓ એમને વીંટળાઈ વળેલા મેં ત્યાં જોયા હતા. એક વેપારી પોતાના ભાગીદાર સાથે જેવી છૂટથી વાતો કરે છે એવી છૂટથી અને ખુલ્લા દિલથી તેઓ તેમની સાથે સરકારી બાબતો, એમની યોજનાઓ અને નીતિ સંબંધે વાતો કરતા. એ જોઈને મને એ પ્રસંગોએ ઘણી જ નવાઈ લાગતી. આવી મુલાકાતને પરિણામે એ ખબરપત્રીઓ પોતાનાં વર્તમાનપત્રોમાં લાંબા સંદેશા તારથી મોકલતા. હું ખાતરીથી અને ખોટો પડવાની બીક વગર કહું છું કે, પ્રમુખના તેમના ઉપરના વિશ્વાસનો ભાગ્યે જ ભંગ થયો હશે.

આવી ખુલ્લા દિલની મુલાકાતોથી જ મોટે ભાગે પ્રેસિડેન્ટ રુઝવેલ્ટ આખાય દેશને ઘણા મોટા પ્રમાણમાં પોતાની સાથે સાથે લઈ જતા. જ્યારથી મેં કર્નલ રુઝવેલ્ટને ઓળખ્યા છે ત્યારથી મેં તેમની કારકિર્દીમાં એક વસ્તુ એ જોઈ છે કે, દેશના સૌથી તેજસ્વી ખબરપત્રીઓ અને સામયિકોના લેખકોની સાથે ગાઢ અંગત સંસર્ગ રાખવાની સ્વાભાવિક શક્તિ તેઓ ધરાવે છે. વર્તમાનપત્રીઓને તેઓ ગમી ગયા છે; કેમ કે તેઓ જે પરિસ્થિતિમાં કામ કરે છે તે કર્નલ રુઝવેલ્ટ સમજે છે,

અને એ ઉપરાંત આપણા જેવા લોકશાસનવાદી દેશમાં તેઓ અને તેમના સમાચારો અમલદારી નહિ તો વાસ્તવિક રાજ્ય-વહીવટમાં જે અગત્યનો ભાગ ભજવે છે તે એ જાણે છે.

વર્તમાનપત્રો સાથેના સંબંધને અંગે એક બીજી પ્રખ્યાત વ્યક્તિના સંબંધે ઘણું જાણવાની મને ખાસ તક મળી છે. એ વ્યક્તિ તે મિ. એન્ડ્રુ કાર્નેજી. કેટલાક સમય ઉપર એવો પ્રશ્ન પુછાતો મેં સાંભળ્યો હતો કે, ઘણા પૈસાદાર માણસો લોકોમાં અપ્રિય છે, જ્યારે એન્ડ્રુ કાર્નેજીને લોકો ચાહે છે અને માન આપે છે, એનું કારણ શું? મિ. કાર્નેજી સંબંધી મેં જે કાંઈ જોયું છે એ ઉપરથી હું કહી શકું છું કે, ખબરપત્રીઓ અને વર્તમાનપત્રો સાથે સલૂકાઈથી તથા સામાન્ય-અક્કલ ભરેલી રીતે તેઓ પ્રસંગ પાડે છે, અને એ જ એમની લોકપ્રિયતાનું કારણ છે. રુઝવેલ્ટની માફક મિ. કાર્નેજીમાં ખબરપત્રીઓને પોતાના વિશ્વાસમાં લેવાનો કંઈક સ્વભાવ છે. કર્નલ રુઝવેલ્ટ અને મિ. કાર્નેજી બન્ને જણ, પોતે શું કરે છે એ દુનિયાને જણાવવા, વર્તમાનપત્રોનો સાધન તરીકે ઉપયોગ કરી જાણે છે. વર્તમાનપત્રો દ્વારા આમ-જનતાના એક જાતના અંગત સંસર્ગમાં આવવાની એમની શક્તિને પરિણામે, એ બન્ને માણસોએ મોટે ભાગે લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે એમ મારું માનવું છે.

મારા ઉપરના કથનથી હું એમ તો નથી જ કહેવા માગતો કે, કર્નલ રુઝવેલ્ટ કે મિ. કાર્નેજીએ પોતાની અંગત લોકપ્રિયતા વધારવા માટે જ વર્તમાનપત્રોનો ઉપયોગ કર્યો છે. વિખ્યાતિ મેળવેલી તથા લોકોનો વિશ્વાસ સંપાદન કરેલી વ્યક્તિ અજાણી વ્યક્તિ કરતાં ઘણું વધારે કામ કરી શકે

છે અને જાહેર જનતાની વધારે મોટી સેવા બજાવી શકે છે. શરત એટલી કે લોકપ્રિયતાના કેફમાં એણે પોતાની જાતને મૂર્ખ ન બનવા દેવી.

કર્નલ રૂઝવેલ્ટ અને મિ. કાર્નેજી એ બેની બાબતમાં, લોકોનાં મન ઉપર એમનાં નામ જોડે એવી છાપ પડી ગઈ છે કે, એ બે વ્યક્તિઓ એટલે અમુક વિશાળ જનહિતનાં કાર્યો કરનાર સદ્‌ગૃહસ્થો. મારા જાણવા મુજબ તો, કાર્નેજીએ કદી કોઈ ઊંચો હોદ્દો ધારણ કર્યો નથી, અને છતાંય તેઓ એક જાહેર વ્યક્તિ છે. મિ. રૂઝવેલ્ટ પણ હવે સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ મટી ગયા છે. છતાંય એમનું નામ અગત્યનાં લોકહિતો સાથે સંકળાયેલું મટી ગયું નથી, કે નથી તેમણે મોટા ભાગે રાજકીય સત્તા ગુમાવી. તેમના દેશની આમ-જનતાનાં હૃદય અને મન ઉપર તેઓ જે સત્તા ધરાવે છે એનું કારણ એટલું જ કે, વર્તમાનપત્રો દ્વારા લોકોનો તેઓ પરિચય મેળવી શક્યા હતા.

હબસીઓને તાજેતરમાં જ મતાધિકાર મળેલો છે. એક પ્રજાસત્તાક રાજ્યતંત્રમાં નાગરિક તરીકે તેમને ફરજો અને જવાબદારી અદા કરવાનાં છે. એ માટે એમને કઈ જાતની કેળવણી આપવી એ એક અગત્યનો અને જાહેર હિતનો પ્રશ્ન છે. એમને માટે કેળવણીનું કયું સ્વરૂપ સાથી વધુ યોગ્ય થઈ પડશે એનો નિર્ણય કરવાના પ્રશ્ન સાથે મારું નામ મારા જીવનની શરૂઆતમાં જરા વહેલું સંકળાઈ ગયું છે, એ બાબતને મેં મારા એક વિશિષ્ટ હક તરીકે હંમેશાં માની છે. આ જાતની કેળવણી આપવાને માટે પૈસાની જરૂર પડતાં લોકો પાસે સીધેસીધી માગણી કરવાની મને ફરજ પડી છે;

અને એ રીતે મને નાણુંનો મોટો ફાળો મળ્યા છે. એને લીધે જ લોકોમાં મારું નામ પણ ઠીક ઠીક જાણીતું થયું છે. આ વાત સાચી છે એમ જણાવતાં મને આનંદ થાય છે; કેમ કે સેંકડો અને હજારો માણુસોને હું મારો અવાજ સંભળાવી શકત નહિ. પરંતુ વર્તમાનપત્રો દ્વારા હું એમના સંસર્ગમાં આવી શક્યો છું. આ સર્વને લીધે સેવાને માટેની મારી શક્તિમાં સેંકડો ગણો વધારો થયો છે.

છાપાંઓ દ્વારા કોઈ માણુસ ખ્યાતિ મેળવે અને લોકોનો વિશ્વાસ સંપાદન કરે, તો જનહિતનું કાર્ય કરવામાં એનો ઉપયોગ કરી શકે છે. પરંતુ એ વાત પણ એટલી જ સાચી છે કે, તે ધારે તો એનો ઉપયોગ પોતાના સ્વાર્થ માટે પણ એ કરી શકે છે. લોકોનો વિશ્વાસ સંપાદન કરેલા લગભગ દરેક માણસને દર વર્ષે એવી તકો મળે છે કે જેમાં તે પોતાની લોકપ્રિયતાનો ઉપયોગ પોતાનું ખાનગી હિત સાધવામાં કરી શકે છે, એ બાબતની મને જરાય શંકા નથી.

દાખલા તરીકે, વર્ષ દરમિયાન ઘણી વખત કોઈ નવીન ધંધાના શેરોની કોઈ મને બક્ષિસ આપે છે. કેટલેક પ્રસંગે કોઈ જમીનના લાટના અથવા નવા શહેરની યોજનાના દસ્તાવેજો પણ મને મળ્યા છે. પરંતુ મેં એક નિયમ જ કરી દીધો છે કે એ જાતની બક્ષિસો તરત જ પાછી આપી દેવી. કોઈ પણ સાહસ ગમે તેવું કાયદેસરનું હોય, છતાં જેને માટે હું જાતે જવાબદાર ન રહી શકતા હોઉં, એવા સાહસની સાથે મારું નામ જોડાવા દેવાનું, વેપારી-બુદ્ધિથી જોતાં પણ, મને પરવડે નહિ. એ પરિસ્થિતિમાં, કોઈ પણ યોજનામાં મારા નામનો ઉપયોગ થાય

અને એની અસર બીજા ઉપર એવી રીતે પડે કે એ એમાં પોતાનાં નાણાં રોકવા લલચાય, એ એક છેતરામણી જ ગણાય. ઉપરનો નિયમ કરવાનું આ મારું પ્રથમ કારણ.

એનું બીજું કારણ હું આ શબ્દોમાં મૂકું—કે મારે જાહેર જનતાના વિશ્વાસને પાત્ર રહેવું જોઈએ. હબસીની કેળવણી સંબંધે વિશાળ ભાવના કેવા પ્રકારની હોવી જોઈએ એ સંબંધી મેં મારો અર્થ કરી લીધો છે. એ ભાવના પ્રમાણે હબસીની કેળવણીને અનુલક્ષીને ખાસ અથવા સીધી રીતે સંબંધ ધરાવતાં કાર્યો મારે કરવાનાં હોય છે. એ કાર્યો કરતાં મને બીજાં કાર્યોમાં સમય શી રીતે મળી શકે, અગર તો મારું ધ્યાન બીજાં કોઈ સાહસોમાં અથવા તો કોઈ પણ જાતનાં કાર્યો કરવામાં શી રીતે રોકી શકાય, એ હું સમજી શકતો નથી. તેથી લોકોના વિશ્વાસને પાત્ર રહેવાને માટે મારે એમાંથી દૂર રહેવું જોઈએ.

ખબરપત્રીઓ સાથેના મારા શરૂઆતના અનુભવો સંબંધી મેં આગળ કહ્યું છે કે, મારા કાર્ય સંબંધેની મારી મહત્ત્વાકાંક્ષાઓ અને હેતુઓ તમને જણાવવામાં ઘણી કાળજી રાખવાની હું જરૂર જોતો. પણ મેં શીખી લીધું છે કે, લોકો શું જાણવા ઇચ્છે છે એ સંબંધી વર્તમાનપત્રો જે વિચાર કરે છે, એ બાબત છુપાવવી ઠીક ઠીક કઠણ છે. મેં આ જે શીખી લીધું છે એના પરિણામે, વર્તમાનપત્રીઓ સાથે પૂરેપૂરા ખુલ્લા દિલથી વર્તવાનો હું પ્રયત્ન કરું છું. કેટલાંક વર્ષોથી મારી બધી યોજનાઓ સંબંધી તથા જે જાતના જાહેર હિતમાં હું રસ ધરાવતો હોઉં એવી દરેક બાબત સંબંધી તેમની સાથે વાતો કરવાનો મેં રિવાજ રાખ્યો છે.

મારા મિત્રો સાથે અથવા કામને અંગે પરિચયમાં આવનાર સાથે જેવી રીતે હું વાતો કરું છું એવી જ રીતે હું તેમની સાથે પણ વાતો કરું છું. જ્યારે કોઈ ખબરપત્રી મારી મુલાકાતે આવે છે ત્યારે કેટલું પ્રસિદ્ધ કરવું અને કેટલું ન કરવું એ સંબંધની મારી ઇચ્છા હું તેને જણાવું છું. ઘણી વખત મને માલૂમ પડયું છે કે, લોકો ઉપર સાચી છાપ શી રીતે પાડવી એ સંબંધી ખબરપત્રી મારા કરતાં વધારે સારી રીતે સમજતો હતો. વૉશિંગ્ટનનાં મહાન દૈનિકોના ખબરપત્રીઓ સંબંધી આ વાત ખાસ કરીને સાચી હોય એમ જણાય છે. એમને ઘણી અગત્યની બાબતો સાથે કામ લેવાનું હોય છે. એનો ખ્યાલ કરીએ તો, શું છપાવું જોઈએ અને શું ન છપાવું જોઈએ, એ સંબંધી તેઓ ઘણી વિવેકબુદ્ધિ વાપરે છે, એમ જણાય.

એક દૃષ્ટાન્ત આપું. જ્યારે કર્નલ રુઝવેલ્ટ પ્રમુખ હતા ત્યારે તેમણે મને 'વ્હાઈટ હાઉસ'માં આવવાનું નિમંત્રણ આપ્યું હતું. કૉન્ગ્રેસને પોતાનો જે વાર્ષિક સંદેશો આપવાનો હતો એનો એક અગત્યનો ભાગ મને વાંચી જવા આપ્યો હતો. એમના સંદેશાના એક ફકરા સંબંધી તેમણે મારી સાથે મસલત કરી હતી. એ સમયમાં જે વિષય તરફ લોકોને રસ ઉત્પન્ન થયો હતો એ વિષયનો એમાં ઉલ્લેખ હતો. વૉશિંગ્ટનના, અને ખાસ કરીને 'વ્હાઈટ હાઉસ'માં ફરજ બજાવનારા ખબરપત્રીઓને, પ્રમુખ મારી સાથે કઈ બાબતની ચર્ચા કરતા હતા, એની કંઈક ગંધ આવી હતી. પ્રમુખ સાથે હું ઠીક ઠીક સમય રોકાયો હતો. પ્રમુખની ઑફિસમાંથી હું બહાર આવ્યો કે તરત જ અર્ધો

ડઝન જેટલા ખબરપત્રીઓ મારી આજુબાજુ વીંટળાઈ વળ્યા. પ્રમુખ સાથે મેં શી ચર્ચા કરી હતી એની વિગતો જાણવા એમણે ઇચ્છા બતાવી. કેટલીક આનાકાની પછી તેમની સાથે પૂરેપૂરા ખુલ્લા દિલથી વાતો કરી દેવાનો અખતરો કરવાનો મેં નિશ્ચય કરી લીધો. સંદેશામાં જે હતું એની મેં રૂપરેખા આપી અને એના સંબંધે અમે જે ચર્ચા કરી હતી એની વિગતો આપવા માંડી. એમને સત્ય હકીકત જણાવ્યા બાદ મેં તેમને કહ્યું, 'સદ્‌ગૃહસ્થો, હવે તમે શું એમ ધારો છો કે વર્તમાનપત્રો દ્વારા જાહેર જનતાને આ વિષયની માહિતી આ સમયે આપવી યોગ્ય છે?'

તેમનામાંના દરેકે તરત જ જવાબ આપ્યો કે, એ બાબત લોકો સમક્ષ જાહેર કરવા જેવી નથી. પરિણામે, મારી સાથે વાતચીત કરનારા ખબરપત્રીઓનાં બીજા દિવસનાં વર્તમાનપત્રોમાં 'વ્હાઈટ હાઉસ'માંની મારી મુલાકાતના વિષય સંબંધી એક પણ લીટી છાપવામાં આવી નહોતી. ખબરપત્રીઓ સાથે પ્રસંગ પાડવામાં મને વારંવાર થતા અનુભવનું આ એક ઉદાહરણ છે. જો મેં તેમની પાસે કંઈક છુપાવવાનો પ્રયત્ન કર્યો હોત અથવા તેમને છેતરવાનો પ્રયત્ન કર્યો હોત, તો મને શંકા છે કે, આ બાબત વિષે જનતા સમક્ષ તેમણે કંઈક ઢાંકપિછોડાવાળો હેવાલ આપ્યો હોત અથવા હકીકતને ખોટી રીતે રજૂ કરી હોત.

જાહેર વ્યાખ્યાન કેવી રીતે તૈયાર કરવું, જનતા સમક્ષ એને કેવી રીતે બોલવું, અને એના મુદ્દાઓની વિચારસરણી ચોક્કસ અને યોગ્ય રીતે વર્તમાનપત્રો દ્વારા કેવી રીતે પ્રકટ કરાવવી, એ બાબતનો મને એક હંમેશાં પ્રશ્ન હોય છે. હું

માની લઉં છું કે, ઘણાખરા જાહેર વક્તાઓને પણ એ બાબતનો સવાલ હોય છે. લોકો સમક્ષ વ્યાખ્યાનો આપવાની મેં પ્રથમ શરૂઆત કરી ત્યારે જે કંઈ બોલવાનું હોય તેને મોટે ભાગે મોઢે કરી જવાની મેં યોજના રાખી હતી. પરંતુ એ યોજના થોડા જ વખતમાં મેં પડતી મૂકી. હાલમાં તો હું વ્યાખ્યાનો મોઢે કરી જતો નથી. કોઈ મહત્ત્વનો પ્રસંગ હોય અથવા તો કોઈ તદ્દન નવા વિષય ઉપર બોલવાનું હોય, ત્યારે જ હું એમ કરું છું. પોતાનું વ્યાખ્યાન પહેલેથી લખી જવું અને વાંચી જવું એ યોજનાના ફાયદા તેમ જ ગેરફાયદા બન્ને છે. લખેલા વ્યાખ્યાનનો ધ્વનિ જરા અક્કડ અને રૂઢ લાગવાનો સંભવ છે. વળી જો લખી આણેલા ઉપર આધાર રાખવામાં આવે છે તો માણસ પ્રસંગને અનુકૂળ થઈ શકતો નથી. તેમ છતાં વ્યાખ્યાન લખેલું હોય છે તો સમાચારપત્રોને તદ્દન સાચો હેવાલ આપી શકાય છે.

મારાં વ્યાખ્યાનો મોઢે કરી જવાની અને લખી જવાની બન્ને રીતો અજમાવ્યા પછી મેં એક સમાધાનીવાળો વચલો માર્ગ શોધી કાઢ્યો છે. એ રસ્તાથી મારો હેતુ સારી રીતે પાર પડે છે. હાલમાં હું નીચેની યોજના પ્રમાણે કામ કરું છું: જે કંઈ મારે કહેવાનું હોય છે તેનો હું ઠીક ઠીક વિચાર કરી જઉં છું. એ પ્રમાણે કર્યા બાદ મથાળાં લખું છું; અથવા મારા વ્યાખ્યાનમાં આવતી બાબતોનું સૂચન થઈ શકે એવા નાના નાના મુદ્દાઓ એવી રીતે લખું છું કે જેથી વ્યાખ્યાન કરતાં એ બાબતો તરફ મારું ધ્યાન ખેંચાય. મારા વ્યાખ્યાનની સામાન્ય રૂપરેખા વિચાર્યા પછી અને મથાળાં તૈયાર કર્યા બાદ મારા 'સ્ટેનોગ્રાફર'ને—લઘુલેખકને મારું વ્યાખ્યાન

ઉતરાવવાની કેટલાંય વર્ષોથી મેં ટેવ પાડી છે. મારું વ્યાખ્યાન ઉતરાવ્યા બાદ મારો મથાળાં અથવા નોંધના કાગળ હું સાથે લઈ જઈ શકું છું, અને જે પ્રમાણે મેં ઉતરાવ્યું હોય છે તે પ્રમાણે જ લગભગ બરાબર હું વ્યાખ્યાન આપી શકું છું, એમ મને લાંબા સમયના મહાવરાથી માલૂમ પડ્યું છે. મારું ઉતરાવેલું બધુંય વ્યાખ્યાન અથવા એનો કોઈક ભાગ વર્તમાન-પત્રોમાં હું અગાઉથી આપી દઉં છું. ખબરપત્રીઓ આને એક સગવડરૂપ માને છે. એને લીધે ચોકસાઈ જળવાય છે. વળી લખેલું વ્યાખ્યાન વાંચી જવાથી કે યાદ કરેલું બોલી જવાથી સ્વાભાવિક રીતે જે અકડાઈ કે વિધિપુરઃસરતા જેવું લાગે છે એને બોલતી વખતે દૂર ફેંકી દઈ શકાય છે. આમ કરવાથી મારે જે કંઈ કહેવાનું હોય છે એમાં સ્થાનિક રસ ધરાવતી બાબતો ઉમેરી વ્યાખ્યાનને જરા વધારે પ્રાણવાન રંગોવાળું બનાવી શકાય છે. એ પણ એક લાભ અંદર રહેલો છે.

લખેલા મોઢે કરેલા વ્યાખ્યાનનો એક બીજો ગેરલાભ છે. હાજર રહેલા શ્રોતાઓ એમાં સહેલાઈથી અનુકૂળ બની રસ લઈ શકતા નથી. શ્રોતાઓના સમૂહ સમક્ષ વ્યાખ્યાન કરવું એ મારે મન તો એક વ્યક્તિ સાથે વાત કરવા જેવું છે. દરેક શ્રોતા-સમૂહને પોતાનું વ્યક્તિત્વ હોય છે. જેમ બે વ્યક્તિઓ બરાબર સમાન હોતી નથી તેમ બે શ્રોતા-સમૂહો પણ બરાબર એક બીજાના જેવા હોતા નથી, એ તો કોઈ પણ માણસે જોયું હશે. પરિસ્થિતિ, આજુબાજુનું વાતાવરણ અને શ્રોતા-સમૂહનું સામાન્ય વાતાવરણ, એ સર્વને અનુકૂળ રહેવામાં જે વક્તા નિષ્ફળ નીવડે છે, એ મોટે ભાગે વક્તા

તરીકે પણ નિષ્ફળ નીવડે છે એમ મારું માનવું છે. મેં કહ્યું છે એ પ્રમાણે, સારામાં સારી યોજના તો મને એ માલૂમ પડી છે કે, પોતાના વિષયનો પૂરેપૂરો અભ્યાસ કરવો, એ વિષયમાં એવા તરબોળ થઈ જવું કે જેથી એની દરેક વિગત ઉપર સ્વામિત્વ મળે, અને પછી નોંધ તરીકે મથાળાં વાપરવાં.

કોઈ પણ વર્તમાનપત્રમાં ખોટું નિવેદન આવ્યું હોય તો એની સાથે કેવો પ્રસંગ પાડવો એ પ્રશ્ન જનતાની સાથે કામ પાડનાર દરેક માણસને વહેલો મોડો ઊભો થાય છે, એમ મારું ધારવું છે. મેં તો એવો નિયમ જ કર્યો છે કે, અપવાદરૂપ સંયોગો સિવાય આવા ખોટા નિવેદનનો ઇન્કાર ન કરવો. આવાં ખોટાં નિવેદનોમાં દસમાંથી નવ બાબતોમાં એવું બને છે કે, ઇન્કારવા જતાં મૂળની બાબતને મોટું સ્વરૂપ મળી જઈ એ તરફ સર્વનું ધ્યાન જ ખેંચાય છે. ઘણા લોકો જે મૂળનું ખોટું નિવેદન વાંચતા નથી તેઓ આવું ઇન્કારનું નિવેદન વાંચી મૂળનું ખોટું નિવેદન વાંચવા અને એમાં શું છે તે જાણવા શોધખોળ શરૂ કરે છે. અને પછી કમભાગ્યે કેટલાંક એવાં વર્તમાનપત્રો હોય છે કે જેઓ એવી બાબતોના ઇન્કારનું નિવેદન મેળવવા માટે અથવા તો ચર્ચાની ઉશ્કેરણી કરવા માટે સત્ય હકીકતથી પુરવાર ન થાય એવી વાતો ફેલાવે છે. મારો અનુભવ તો એવો છે કે, કોઈ પણ જૂઠાણાનો અથવા નિંદાનો ઇન્કાર કરવા જતાં ઊલટું એ બાબતને અમુક પ્રતિષ્ઠા અને સ્થાયીપણું મળે છે. દરેક જણને લડાઈ તો ગમે છે. અને એવી બાબતોનો ઊહાપોહ કરવાથી સામાન્ય સંયોગોમાં જે બાબતો વધારે નજીવી ગણાત એને મહત્ત્વ મળે છે, તથા ઘણી વખત એમાં કૃત્રિમ રસ ઉત્પન્ન થાય છે.

જનતા સાથે કેટલાંય વર્ષોથી હું પ્રસંગ પાડું છું, તેમાં ફક્ત ચાલુ વર્ષોમાં જ એક ખબરપત્રીથી હું ઠગાયો છું. ન્યૂ યૉર્કના એક વર્તમાનપત્રના માણસનો એ કિસ્સો છે. ટ્રેનમાં મારી સાથે તે ચઢી બેઠો, મારી બાજુમાં બેઠક લીધી, અને લોકોના મનમાં એ સમયે જે પ્રશ્ન બહુ રમી રહ્યો હતો એની ચર્ચા શરૂ કરી. એણે મારા મનમાં એવી છાપ પાડી કે એ એક વેપારી છે અને ચર્ચાતા વિષયમાં ફક્ત પ્રસંગવશાત્ જ રસ લઈ રહ્યો છે. કોઈ પણ સદ્‌ગૃહસ્થની સાથે વાત કરતો હોઉં એની માફક મેં એની સાથે ઠીક ઠીક છૂટથી અને સરળતાથી વાતો કરી. અધવચમાં એક સ્ટેશને એકાએક અને વિવેક-વિધિ કર્યા સિવાય એ ઊતરી પડ્યો તેથી મારું ધ્યાન ગયું અને મને વહેમ પડ્યો. તરત જ મને ખાતરી થઈ ગઈ કે હું એક વ્યક્તિ સાથે વાત નહોતો કરતો પણ જનતા સમક્ષ વાત કરતો હતો. બીજે દિવસે સવારે એના વર્તમાનપત્રમાં આ મુલાકાતનો એક લાંબો હેવાલ બહાર પડ્યો. એ વર્તમાનપત્રના વ્યવસ્થાપકને મેં જે બન્યું હતું એની એકદમ ખબર આપી.

મારા પત્રનું કંઈ પણ ચોક્કસ પરિણામ આવ્યું કે નહિ એની મને ખાતરી નથી; પણ હું માનું છું કે, જ્યારે તમને એમ લાગે કે વર્તમાનપત્રોએ તમારી સાથે અયોગ્ય વર્તન રાખ્યું છે, ત્યારે તમારે તરત તેની સામે વાંધો ઉઠાવવો. વ્યક્તિઓ સાથે પ્રસંગ પાડવાની વર્તમાનપત્રોની પદ્ધતિઓ સુધારવાનો એ એક રસ્તો છે.

મને લાગે છે કે, વર્તમાનપત્રો સંબંધી મહત્ત્વની વસ્તુ એ છે કે, દેશના જે વિભાગમાં વર્તમાનપત્ર પ્રસિદ્ધ થતું હોય છે

એ વિભાગના સમાજની સામાન્ય વ્યક્તિને શેમાં પોતાનું હિત લાગે છે તે એ રજૂ કરે છે, અને એનાં અભિપ્રાય તથા બુદ્ધિશકિતનું પ્રતિબિંબ વર્તમાનપત્રોમાં પડે છે. સ્થાનિક પત્રોમાં સ્થાનિક લોકોના પૂર્વગ્રહોનું પ્રતિબિંબ પડે છે. પત્રોની ઊણપો એ સામાન્ય માનવીની ઊણપો હોય છે, એના દોષો એ સમાજના સામાન્ય મનુષ્યના દોષો હોય છે; અને એકંદરે એ પ્રમાણે હોય એ જ સૌથી સારું છે એમ મને લાગે છે. વાચકોના મનનું વર્તમાનપત્રો પ્રતિબિંબ ન પાડે તો હાલના જેટલો તેમનામાં રસ ન રહે અથવા હાલના જેટલી તેમની કિંમત પણ ન અંકાય. હાલ આપણે આપણી આજુબાજુના લોકોને જેટલા ઓળખીએ છીએ એટલા, વર્તમાનપત્રો ન હોત તો, ન ઓળખત. વર્તમાનપત્રોનું અસ્તિત્વ છે ત્યાં સુધી, સામાન્ય મનુષ્ય કેવા વિચારો કરે છે અને એનામાં કયા પ્રકારની લાગણી છે, એ સર્વ જાણવાનું આપણી પાસે એક સાધન છે. એટલું જ નહિ, પરંતુ એવા મનુષ્યની પાસે જવા અને એના ઉપર અસર કરવાનું એક વાહન પણ આપણને મળે છે. જે માણસો એમ કહે છે કે વર્તમાનપત્રો તરફ અમને નિયમ તરીકે જરા પણ માન નથી, એ લોકો, મને ભય રહે છે કે, સામાન્ય માણસને ઘણું જ ઓછું સમજે છે, અથવા તો એને માટે ઘણું જ ઓછું માન ધરાવે છે.

વર્તમાનપત્રો સંબંધી સાચી મુસ્કેલી તો એ છે કે, તેઓ સામાન્ય મનુષ્યની ખરાબમાં ખરાબ બાજુ વારંવાર દર્શાવે છે, પણ એનામાં રહેલી શ્રેષ્ઠતા ભાગ્યે જ બતાવે છે. સામાન્ય મનુષ્યમાં રહેલી શ્રેષ્ઠતા સંબંધી વાંચવા આપણે હજુ પણ પુસ્તકો કે સામયિકોના જ વાચન તરફ વળવું પડે છે.

વર્તમાનપત્રોનો એક ફાયદો એ છે કે, તેઓ સાચી વસ્તુઓ અને સાચી વ્યક્તિઓને સ્પર્શે છે, પણ એ સ્પર્શ ફક્ત ઉપરની સપાટીનો હોય છે — ઉપરછલ્લો હોય છે. એ કારણથી વર્તમાનપત્ર જ્યારે કોઈ વ્યક્તિના સંબંધે સારો કે ખોટો અભિપ્રાય આપે છે ત્યારે એને હદ ઉપરાંત વજન ન આપવું એ જ મને સહીસલામતીભરેલું લાગે છે.

તેમ છતાં પુસ્તકો કરતાં વર્તમાનપત્રો પાસેથી હું વધારે શીખ્યો છું. માણસોના સંસર્ગમાં આવવાથી અને વસ્તુઓના પરિચયથી હું જે શીખ્યો છું એ બાબત બાદ કરતાં, વસ્તુતઃ મારી કેળવણીનો સૌથી મહાન અંશ મને વર્તમાનપત્રોમાંથી મળ્યો છે, એમ હું માનું છું. જે સામયિકોમાં ચાલુ વહેણના પ્રશ્નો ચર્ચવામાં આવે છે એ સામયિકોનો જો વર્તમાનપત્રોમાં સમાવેશ કરવામાં આવે તો, મારી ખાતરી છે કે, મેં જે ઉપર કહ્યું એ સાચું છે. પુસ્તકોમાં જે સામાન્ય કથનો મારા વાંચવામાં આવે છે એના કરતાં સમાચારથી મારા બધા વિચારોમાં મને ખરેખર વધારે પ્રેરણા મળી છે. બીજી બાબતોની માફક આમાં પણ કાચી સામગ્રી હાથોહાથ મેળવી લેવાનું મને ગમે છે; અને આવો કાચો માલ પુસ્તકો કરતાં વર્તમાનપત્રોમાંથી મને વધારે જડી આવે છે.

ઘણી વખત મેં લોકોને એવું બોલતાં સાંભળ્યા છે કે, ખબરો આપવામાં વર્તમાનપત્રો ફક્ત ખંડનના હેતુથી જ કામ કરે છે; રચનાત્મક કાર્ય નથી કરતાં. એ વાત તો જરૂર સાચી છે કે વર્તમાનપત્રો એક રીતે જોતાં જરા વધારે નિષ્ઠુર હોય છે. કોઈ પણ માણસને, ખાસ કરીને દરેક જાહેર વ્યક્તિને, તેઓ લોકમતરૂપી ન્યાયાધીશની સામે ખડો કરી દે છે એમ

જણાય છે. અને એને એમ કહે છે, 'ભાઈ, તમે તમારૂં કામ સમજાવો અને એનું ન્યાય્યાપણું પુરવાર કરો.'

એમ છતાં એટલી વાત તો અગત્યની છે કે, જે કોઈ વ્યક્તિ પરોક્ષ વા અપરોક્ષ રીતે કોઈ પણ જાહેર સેવાનું કાર્ય કરવામાં પ્રવૃત્ત હોય છે, એણે એ વાત તો ભૂલવી ન જોઈએ કે, સમાજમાં જે કંઈ સ્થાનની પદવી કે ખાસ હક્ક એ ભોગવે છે એનો પાયો, છેવટે તો, એ જે સેવા કરે છે એના ઉપર જ રહેલો છે. હું માનું છું કે, એ ભાવનાથી કાર્ય કરનાર કોઈ પણ ખાનગી કે જાહેર વ્યક્તિને વર્તમાનપત્રોઓનો મેળાપ થતાં જણાશે કે, છાપાંઓથી પોતાના કાર્યને નુકસાન થવાને બદલે અનહદ મદદ મળે છે.

જે કાર્ય હું કર્યા કરવાનો પ્રયત્ન કરું છું એમાં ઉત્તર અને દક્ષિણનાં છાપાંઓએ ખૂબ રસ ધરાવ્યો છે અને સહાનુભૂતિ પણ બતાવી છે. એને લીધે મારા કાર્યમાં મને મળેલી ઘણીખરી ફતેહ મળી છે, એમ મારી બાબતમાં તો મારી ખાતરી છે. મોટે ભાગે વર્તમાનપત્રોના વાહન દ્વારા જ, મારી જાતિ સિવાયની બહારની વધારે વિશાળ જનતા સાથે તેમ જ મારા નિકટના મિત્રમંડળ સાથે હું સંસર્ગમાં આવ્યો છું. આ રીતે ટસ્કેજીની શાળાને મેં એક ખાનગી વ્યક્તિની ઉદારતા અને દાનવૃત્તિનું પ્રતીક માત્ર નથી બનાવ્યું, પરંતુ જાહેર સંસ્થાના સૌથી સાચા અર્થમાં તેને એક જાહેર સંસ્થા બનાવી છે. લોકો એને નભાવે છે, અને કોઈ પણ એક જાતિ અથવા વિભાગનું જ હિત લક્ષમાં લઈને નહિ, પરંતુ આખાય દેશનું હિત લક્ષમાં લઈ એને ચલાવવામાં આવે છે.

૫

# બુદ્ધિવાળાઓ અને બોસ્ટનનું ટોળું

દુનિયા કોઈ વ્યક્તિ પાસે કે જાતિ પાસે વધારે આશા રાખે છે કે ઓછી એ બાબત લક્ષમાં લેવાથી, વ્યક્તિની પેઠે જાતિના જીવનમાં ઘણો ફેર પડી જાય છે. મને લાગે છે, ગરીબને ત્યાં જન્મ લીધેલ દરેક બાળક અને બાળકીના જીવનમાં એક એવો સમય આવે છે કે જ્યારે તેમને એમ લાગે છે કે દુનિયા એમની સામેની બાજુના પલ્લામાં ખૂબ વજન નાખે છે—એમને ઉન્નત થતાં અટકાવે છે. એમના સમાજના માણસો એમની પાસેથી જે કામની આશા રાખતા ન હોય એ કામ પોતાનાથી થઈ શકે, એવો એમને આત્મ-વિશ્વાસ આવવો એ મુશ્કેલ છે.

થોડુંક વાંચતાં શીખ્યા બાદ, જે મહાન પુરુષો સ્વપ્રયત્નથી ગરીબાઈમાંથી ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવામાં ફતેહમંદ નીવડ્યા હતા, તેમનાં જીવનચરિત્રો વાંચવામાં મને ખૂબ સંતોષ થતો. એક છોકરો એવાં પુસ્તકો વાંચે એ એક મોટી વસ્તુ ગણાય. એમ કરવાથી એ છોકરાને કંઈક કરવાની અને પોતાના જીવનનો કંઈક સદુપયોગ કરવાની પ્રેરણા મળે છે. કંઈક ઉપયોગી કાર્ય કરવાની શક્તિ ઉપર, દુનિયાને જે જાતની સેવાની જરૂર હોય તે જાતનું કામ કરવા ઉપર, પોતાની

ફતેહનો આધાર છે, એવું પણ એ જાતનાં પુસ્તકો વાંચવાથી એ શીખી લે છે.

કોઈ પણ ઉંમરના કાળા છોકરાઓની માફક મારી બાબતમાં પણ એક મુશ્કેલી હતી. નિશાળમાં અમે જે વાર્તાઓ વાંચતા તેમાં ગોરા છોકરાઓ અને માણસોનાં પરાક્રમોને લગતું જ બધું હોતું. જે ચરિતો વિષે હું વાંચતો, એના વિષે મારા સહાધ્યાયીઓ સાથે પ્રસંગોપાત્ત હું વાતો કરતો. પણ તેઓ તો મને અચૂક યાદ દેવડાવતા કે હું જે વાર્તાઓ વાંચું છું એ તો બીજી જાતિના લોકોને લગતી છે. કેટલીક વખત હું એ બાબત દલીલો કરવા પ્રયત્ન કરતો. હું તેમને કહેતો કે, જે બીજાઓ કરી શકે છે તે આપણા-માંથી પણ કેટલાક કરી શકે; ભૂતકાળમાં આપણી જાતિના લોકો ન કરી શક્યા માટે ભવિષ્યમાં પણ એ ન કરી શકે એવું કંઈ કારણ મને જણાતું નથી.

તેઓએ જવાબ આપ્યો હતો કે, આપણી બાબત તદ્દન નિરાળી જ છે: આપણે હબસી છીએ અને આપણી મુખમુદ્રા ઉપર એક વખત ગુલામગીરી ભોગવનારી જાતિનું ચિહ્ન અંકિત થયેલું છે; અને એથી આપણે વિજય મેળવીએ એમ ગોરાઓ ઇચ્છતા નથી.

ફ્રેડરિક ડગલાસનું જીવન યાદ દેવડાવી અંતમાં હું મારી ચર્ચા સામાન્ય રીતે સમેટી લેતો. ફ્રેડરિક ડગલાસે કેવી ઊંચી પદવી પ્રાપ્ત કરી હતી, એણે પોતાની જાતિ માટે તથા ગુલામગીરી-વિરોધી લાંબી લડતમાં માનવજાતિની સ્વતંત્રતા માટે કેવી મહાન સેવાઓ બજાવી હતી, એ સર્વની હું તમને યાદ દેવડાવતો.

પુસ્તકો કે વર્તમાનપત્રો વાંચતાં હું શીખ્યો ત્યાર પહેલાં પણ મારી માતાને તથા દેશના અમારા વિભાગના હબસીઓને ફ્રેડરિક ડગલાસના અદ્ભુત જીવન તથા પરાક્રમો વિષે વાતો કરતાં મેં સાંભળ્યાં હતાં. હું છોકરો હતો ત્યારે ડગલાસ વિષે મેં ઘણું સાંભળ્યું હતું. એ એ કારણને લીધે તો મેં નિશાળે જવાનો વિચાર કર્યો હતો. ત્યાં જઈને હું વાંચતાં શીખીશ અને ડગલાસે શું લખ્યું છે અને શું કહ્યું છે એ જાતે જ વાંચીશ, એમ મારા મનમાં થયું હતું. મને યાદ છે કે વસ્તુતઃ મેં પ્રથમ એના જ જીવનની વાત વાંચી હતી. ડગલાસે જાતે જ એ પુસ્તક લખ્યું હતું અને પ્રસિદ્ધ કર્યું હતું. એ પુસ્તકનું નામ "માઈ લાઈફ એન્ડ ટાઇમ્સ" — મારું જીવન અને સમય. આ પુસ્તકે મારા ઉપર ઊંડી છાપ પાડી હતી અને એને મેં ઘણી વખત વાંચ્યું હતું.

જનરલ સેમ્યુઅલ સી. આર્મસ્ટ્રૉન્ગના હાથ નીચે હૅમ્પ્ટનમાં વિદ્યાર્થી થયા પછી ફ્રેડરિક ડગલાસ વિષે મેં ઘણું સાંભળ્યું હતું; અને એમની બધી પ્રવૃત્તિઓ હું ખૂબ રસપૂર્વક નિહાળતો હતો. સંયુક્ત સંસ્થાનોમાં એ સમયે મારી જાતિના બીજા કેટલાક જાણીતા અને ફતેહમંદ આગેવાનો હતા, એમના સંબંધે પણ મેં એ વખતે કંઈક જાણવાનું શરૂ કર્યું. વર્જીનિયાના કૉંગ્રેસના સભ્ય જોન એમ. લેંગ્સ્ટન; મિસિસિપીના સંયુક્ત સંસ્થાનોના સેનેટર બ્લાંશ કે બ્રૂસ; લૂઝિયાનાના લેફ્ટેનન્ટ ગવર્નર પી. બી. એસ. પિન્ચબેક; મિસિસિપીના કૉંગ્રેસના સભ્ય જોન આર. લિન્ચ; એ સર્વ એ પ્રકારના આગેવાનો હતા. વળી બીજા પણ કેટલાક એવા આગેવાનો હતા કે જેમનાં નામ

એ સમયની હબસી આમ-જનતામાં ઘરગથ્થુ થઈ ગયાં હતાં. એ સમયની પ્રખ્યાત હબસી વ્યક્તિઓ સંબંધી મને જે કાંઈ મળી આવતું એને હું અત્યંત આતુરતાપૂર્વક વાંચી જતો અને એમનાં જીવન અને કાર્યો સંબંધી ખૂબ એકનિષ્ઠાથી અભ્યાસ કરનાર વિદ્યાર્થી હું હતો. પાછળથી આ સર્વ મનુષ્યોને મળવાનો અને ઓળખવાનો મને વિશિષ્ટ હક્ક પ્રાપ્ત થયો હતો; પરન્તુ એ સમયે તો મને જરા પણ ખ્યાલ નહોતો કે એમનામાંના કોઈને પણ મળવાનું કે ઓળખવાનું મને કદી સદ્ભાગ્ય પ્રાપ્ત થશે.

એક પ્રસંગે જ્યારે હું વોશિંગ્ટનમાં હતો ત્યારે એ નજીકના શહેરમાં ફ્રેડરિક ડગલાસ ભાષણ કરવાના છે એમ મેં સાંભળ્યું. મેં એમને કદી પણ જોયા કે ભાષણ આપતાં સાંભળ્યા નહોતા, તેથી એ તકનો મેં લાભ લીધો. એમના વ્યક્તિત્વ અને ભાષણની મારા ઉપર ખૂબ સરસ છાપ પડી; પરંતુ એમની પાસે જઈને હસ્તધૂનન કરવાની મારી હિંમત જ ન ચાલી. ટસ્કેજી સંસ્થાની સ્થાપના કર્યા પછી ત્રણ ચાર વર્ષે મેં એમને અમારી શાળાની મુલાકાત લેવા તથા શાળાની પ્રવૃત્તિઓ શરૂ કરતાં પ્રારંભિક વ્યાખ્યાન આપવા આમંત્રણ આપ્યું. તેઓ આવ્યા અને એક મોટા શ્રોતા-સમૂહ સમક્ષ એમણે વ્યાખ્યાન આપ્યું. લોકોમાંના ઘણા તો ત્રીસ ચાળીસ માઈલ દૂરથી પોતાની જાતિના એક મહાન વક્તા અને આગેવાનને સાંભળવા વાહનોમાં બેસીને આવ્યા હતા. સમય જતાં જે પ્રખ્યાત વ્યક્તિઓનાં નામ મેં આગળ ગણાવ્યાં છે એ બધીને મેં આમંત્રણ આપ્યું હતું. એમના સિવાય બીજાઓને પણ એ પ્રમાણે આમંત્ર્યા

હતા. એ સર્વેએ ટસ્કેજી સંસ્થાના વિદ્યાર્થીઓ અને હબસીઓ સમક્ષ વ્યાખ્યાન આપ્યાં હતાં.

એમાંની ઘણીખરી વ્યક્તિઓ તો સ્વાભાવિક રીતે જ હબસીઓના પ્રશ્નો સંબંધે ભાષણો આપતી અથવા લેખો લખતી. મોટે ભાગે એમાં હબસીઓના ભૂતકાળના ઇતિહાસ સંબંધી અથવા તો વર્તમાન કે ભવિષ્યના રાજકીય પ્રશ્નો સંબંધી આવતું. ડગલાસ મહાશયનું મહાન જીવનકાર્ય તો ગુલામી નાબૂદ કરવા ચાલેલી રાજકીય ચળવળનું હતું. તેઓ હબસી જાતિના એક મહાન રક્ષક બન્યા હતા. હબસી એક માનવી છે અને શહેરી છે; કોન્ગ્રેસ અને આખા દેશ પાસે એમના એ હક્ક સ્વીકારાવવા જોઈએ; એને સારુ હબસીઓએ જે લડત ઉપાડી હતી એમાં વિજય અપાવવામાં એમણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. આમ ગુલામી-વિરુદ્ધ લાંબી અને સખત રાજકીય લડત ડગલાસ મહાશયે ચલાવી હતી. પરન્તુ સ્વાતંત્ર્ય મેળવ્યા પછી હબસી સ્વતંત્રતાને યોગ્ય જવાબદારી સમજે અને મળેલી તકનો યોગ્ય ઉપયોગ કરે એને માટે એને લાયક બનાવવાનું કાર્ય પણ એટલું જ અઘરું હતું. આ કામને સારુ ઉપરના લડતના કાર્યે મિ. ડગલાસને તૈયાર કર્યા નહોતા. બીજા હબસી આગેવાનોની બાબતમાં પણ મોટે ભાગે એવું જ બન્યુ હતું. આ માણસોને જ્યારે જ્યારે હું મળતો અને એમનાં જાહેર વ્યાખ્યાનો સાંભળતો, ત્યારે ત્યારે મારા ઉપર અચૂક એવી છાપ પડતી કે, એમનાં વ્યાખ્યાનોમાં કંઈક ઊણપ રહેલી છે. એ સમયે હું યુવાન તથા બિનઅનુભવી તો હતો જ. મને લાગતું હતું કે, લાખો હબસીઓને એમનાં દુઃખો તથા રાજકીય હક્કની યાદ દેવડાવવા

ઉપરાન્ત કંઈક વધારેની જરૂર છે. સ્વરક્ષણના કાર્ય ઉપરાન્ત કંઈક વધારે કરવાની એમને જરૂર છે એમ પણ મને લાગેલું.

ફ્રેડરિક ડગલાસ ઈ. સ. ૧૮૯૫ના ફેબ્રુઆરી માસમાં મરણ પામ્યા. એ જ વર્ષના સપ્ટેમ્બર માસમાં ઍટલાન્ટાના 'કોટન સ્ટેટ્સ એક્સ્પોઝિશન'માં મેં એક વ્યાખ્યાન આપ્યું.

ઍટલાન્ટામાં જે શ્રોતા-સમૂહ આગળ હું બોલ્યો હતો એમાં દક્ષિણના ગોરાઓ, ઉત્તરના ગોરાઓ અને મારી જાતિના લોકો હતા. ભૂતકાળમાં જે બની ગયું હતું એને નિંદી કાઢ્યા સિવાય જ, શું કરવું જોઈએ એના ઉપર ભાર મૂકવાને માટે એ સ્થળ અને સમય બન્ને મને યોગ્ય જણાયાં. મને લાગ્યું કે, અમારે ખંડનાત્મક નહિ પણ રચનાત્મક નીતિની જરૂર છે; રક્ષણની નહિ પણ આગેકૂચની જરૂર છે; દુશ્મનાવટ રાખવાની કે તાબે થવાની નીતિ નહિ પણ મિત્રાચારી અને પ્રગતિની નીતિની જરૂર છે. મારાથી બની શકે એટલા જોમથી મેં જણાવ્યું કે, જે સમાજમાં અમે રહીએ છીએ એ સમાજને અમે ઉપયોગી થઈએ એ જ અમારા રક્ષણનું સૌથી ખાતરી લાયક અને શક્તિશાળી સાધન છે.

એક બીજી બાબત પણ મેં મારા વ્યાખ્યાનમાં સ્પષ્ટ કરી હતી. હબસી લોક ગોરાની પાડોશમાં રહે છે. હજારો માઈલ દૂર રહેનાર કોઈ માણસની મિત્રાચારી કરીને સંતોષ માનવા કરતાં એણે પોતાની પાડોશના ગોરાની જ મિત્રાચારી રાખવી જોઈએ. મર્દને છાજે એવી અને પ્રામાણિક દરેક રીતે, એણે એવી મિત્રાચારી કેળવવાનો સતત પ્રયત્ન કરવો જોઈએ.

મારા મનમાં તો પૂરેપૂરી ખાતરી હતી કે, જે નીતિની મેં રૂપરેખા દોરી હતી એ બરાબર છે. પરંતુ મારા શબ્દોએ

ઘણા જણમાં જે રસ ઉત્પન્ન કર્યો હતો, એને માટે હું જરાય તૈયાર નહોતો.

દેશના બધા ભાગમાંથી મારા ઉપર અભિનંદનના તાર આવ્યા. તાર મોકલનારાઓમાં ઘણા તો એવા હતા કે જેમનાં નામેય હું જાણતો નહોતો. વળી કેટલાકનાં નામ તો વર્તમાનપત્રો દ્વારા અથવા બીજી આડકતરી રીતે જ જાણતો હતો. થોડા જ વખતમાં બધી જાતનાં મંડળોમાં અને બધી જાતના વિષયો ઉપર વ્યાખ્યાનો આપવા મને આમંત્રણ અપાવા લાગ્યાં. ઘણા પ્રસંગોએ તો મારા વ્યાખ્યાન માટે કલ્પનામાં પણ ન આવે એવી મોટી રકમો આપવાનાં કહેણો આવવા લાગ્યાં. વ્યાખ્યાનો ગોઠવનારી કેટલીક મંડળીઓએ તો મારી નજરમાં આવે એટલી વખત વ્યાખ્યાન આપવા માટે, એક રાતના ૩૦૦–૪૦૦ ડોલર જેટલી મોટી રકમો આપવાનું મને જણાવ્યું. પશ્ચિમના એક પ્રખ્યાત વર્તમાનપત્રે તો ૧૦૦૦ ડોલર અને એ ઉપરાન્ત મારું બધું ખર્ચ આપવાનું જણાવ્યું હતું. એના બદલામાં મારે એક પ્રખ્યાત ઇનામીયુદ્ધનું વર્ણન કરવાનું હતું.

રાજકીય લડતોમાં ભાગ લેવા બધે ઠેકાણે, ખાસ કરીને હબસીઓના મત જે સંસ્થાનોમાં અગત્યના થઈ પડે એવું હોય ત્યાં, મને આમંત્રણ અપાતાં. વ્યાખ્યાન-કાર્યાલયોએ પત્રો દ્વારા એમની માગણીઓ સ્વીકારવા આગ્રહ કરવા માંડ્યો; એટલું જ નહિ, પરંતુ એમના પ્રતિનિધિઓને પણ ટસ્કેજીમાં એ માટે મોકલવા માંડ્યા. વર્તમાનપત્રોએ અને સામયિકોએ એમના પત્રો માટે ખાસ લેખો લખવાની અને એના બદલામાં ઉદાર રકમો આપવાની માગણીઓ કરવા માંડી.

તેમ છતાં હું પોતે મારી સ્વસ્થતા કે સ્થિતિ સમજી શકું ત્યાં સુધી રાહ જોવાનો મેં નિશ્ચય કર્યો. એ વાત તો સ્પષ્ટ હતી કે એટલાન્ટામાં જે શબ્દો હું બોલ્યો હતો એ સાદેસાદા અને લગભગ સામાન્ય હતા. છતાંય પ્રજાના મન ઉપર એમની ખૂબ ઊંડી અસર થઈ, અને પ્રત્યુત્તરમાં એમના હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા.* આને લીધે મને વિચાર કરવાનું ખૂબ

* એ વ્યાખ્યાનના સત્તાવાર હેવાલમાંથી નીચે ઉતારો આપ્યો છે :

'ત્યાર પછી બૂકર ટી. વૉશિંગ્ટન આવ્યા. પછીના પા કલાકમાં તેઓ રાષ્ટ્રવ્યાપી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાને સરજાયા હતા. નિયામકોના આમંત્રણથી હબસી જાતિના પ્રતિનિધિ તરીકે તેઓ કાર્યક્રમમાં વિદ્યમાન હતા. આ વ્યવસ્થા વિધિસરની નહિ તોય સ્વાભાવિક તો દેખાય જ; અને હવે તો એ વસ્તુ જ વિચિત્ર જણાય છે કે, ઉદ્ઘાટન-વિધિ વખતે એક હબસીને સ્થાન આપવામાં ડહાપણ કે યોગ્યતા રહેલાં છે કે કેમ એની શંકા ઉઠાવવી પડી હતી. એમ છતાંય પ્રશ્ન તો ઊઠ્યો જ હતો, અને કાળજીપૂર્વક તેમ જ ચિંતાતુર બનીને પણ વિચાર કર્યા બાદ એનો નિર્ણય કરવામાં આવ્યો હતો. એવો પણ ભય બતાવવામાં આવ્યો હતો કે, એને લીધે સામાજિક સમાનતાને ઉત્તેજન મળશે, ગોરાઓમાં વિરોધી લાગણી ઉત્પન્ન થશે, અને છેવટે હબસીઓને માટે એ અસંતોષકારક થઈ પડશે. પણ ચર્ચાથી મંડળને સંતોષ થયો કે તેમનું પગલું બરાબર છે, અને તેમણે નિશ્ચય કર્યો કે સચ્ચાઈભરેલું જરૂરી કામ કરવાનું જોખમ વહોરી લેવું. નિર્ણયમાં રહેલું ડહાપણ પરિણામે બતાવી આપ્યું. વક્તાએ જાતે ઘણી કુનેહથી વિષયને છેડ્યો હતો. એની જે કદર કરવામાં આવી એને લીધે બન્ને જાતિઓ વચ્ચે સદ્‌ભાવનાની ખૂબ વૃદ્ધિ થઈ; વળી હબસીઓએ એ પ્રસંગે જે ઉદાર

મળ્યું. એ દરમિયાન મેં નક્કી કર્યું કે ટસ્કેજીના મારા કાર્યમાં મારે વધારે ચીવટ રાખવી.

એટલાન્ટાના મારા વ્યાખ્યાનનું એક આશ્ચર્યજનક પરિણામ એ આવ્યું કે, સંખ્યાબંધ કાગળો, તારો, અને વર્તમાનપત્રોના અધિપતિઓના અગ્રલેખોનો દેશના દરેક ભાગમાંથી મારા ઉપર વરસાદ વરસ્યો. તેમાં જણાવ્યું હતું કે, ફ્રેડરિક ડગલાસના મૃત્યુથી 'હબસીઓના નેતા'નું ખાલી પડેલું સ્થાન હું લઉં છું. કેટલાકે તો એમ માની પણ લીધું હતું કે, એ સ્થાન મેં ક્યારનુંયે લઈ લીધું છે. આ સૂચનાનો મારા ઉપર વરસાદ વરસવા માંડ્યો ત્યાં સુધી મને જરાસરખો ખ્યાલ નહોતો કે, હબસીઓના નેતા તરીકે જે અર્થમાં ફ્રેડરિક ડગલાસ હતા તે અર્થમાં મને હબસીઓના નેતા તરીકે પસંદ કરવામાં કે ગણવામાં આવશે.

એ સમયે તો હબસીઓની એક અજ્ઞાત ઔદ્યોગિક શાળાનો હું ફક્ત શિક્ષક જ હતો. ટસ્કેજી સંસ્થાને અસ્તિત્વમાં

અને સ્વમાનવાળો માર્ગ ગ્રહણ કર્યો હતો એને લીધે એમના ગોરા સહ-નાગરિકોની તુલનાદૃષ્ટિએ, તેઓ ખૂબ ઊંચે ચઢ્યા હતા.'

વક્તાનું ઓળખાણ આપતાં ગવર્નર બુલોકે કહ્યું હતું:

'આજે આપણી સાથે હબસીઓના સાહસના અને હબસીઓની સંસ્કૃતિના પ્રતિનિધિ છે. ટસ્કેજી નૉર્મલ અને ઔદ્યોગિક મહાવિદ્યાલયના આચાર્ય બુકર ટી. વૉશિંગ્ટનનો તમને પરિચય આપવામાં હું માન સમજું છું. તેઓ તમને હબસીઓની મનોદશાનો વિધિપુરઃસર ખ્યાલ આપશે.'

અધ્યાપક વૉશિંગ્ટનને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવ્યા, અને એમના વ્યાખ્યાનને ખૂબ ધ્યાનપૂર્વક સાંભળવામાં આવ્યું.

આણુવામાં અને એની વ્યવસ્થા કરવાના કાર્યમાં ધ્યાન આપવામાં મેં મારો બધો સમય કાઢ્યો હતો. નેતાનાં કામ કયાં છે, એની ફરજો શી છે, હબસીઓ અને દુનિયાના બધા લોકો એની પાસે શાની આશા રાખે છે, એમાંનું હું કંઈ પણ બરાબર જાણતો નહોતો. પણ થોડા સમયમાં જ વર્તમાનપત્રોની પ્રસિદ્ધિએ મને જે એકાએક નવી પદવીએ ધકેલી દીધા જેવું જણાતું હતું, તે પદવી પ્રાપ્ત કરેલા મનુષ્ય પાસે શી આશાઓ રાખવામાં આવે છે એ સંબંધી મને માલૂમ પડવા માંડ્યું.

જાહેર સમક્ષ જ્યારે મેં પ્રથમ દેખાવ આપવા માંડ્યો ત્યારે ફ્રેડરિક ડગલાસના 'વારસ' તરીકે મારો સતત ઉલ્લેખ કરવામાં આવતો જોઈને મને જરા મૂંઝવણ થઈ હતી. ઉત્તરમાં કે દક્ષિણમાં જ્યાં જ્યાં હું વ્યાખ્યાન આપતો ત્યાં ત્યાં મને સાંભળવાને શ્રોતાઓનાં ટોળેટોળાં આવતાં મને જણાતાં. મને જે જાહેરાત મળી હતી એનું જ એ પરિણામ હતું.

જનતા સમક્ષ જે માણસનું નામ કોઈ રીતે જાહેર થયું હોય છે, એને જે જુદી જુદી જાતની ખૂબ નિઃસ્વાર્થ સલાહ મળે છે, એ જાણીને રસ પડે છે અને કેટલીક વખત રમૂજ પણ પડે છે. એટલાન્ટાનું મારું વ્યાખ્યાન જે સમય દરમિયાન ચર્ચાતું હતું એમ કહીએ તો ચાલે, તે સમય દરમિયાન અને ત્યાર પછી આજ સુધી દરરોજ મને એક કે એકથી વધારે સલાહ આપતા પત્રો મળ્યા છે. જનકલ્યાણની બાબતોમાં મારે કયો રસ્તો લેવો એ સંબંધી મને એમાં માર્ગો સૂચવવામાં આવ્યા છે.

એક દિવસ મને કોઈ પત્ર મળે છે, અથવા કોઈ વર્તમાન-પત્રમાં અધિપતિના અગ્રલેખ તરફ મારું ધ્યાન ખેંચવામાં આવે છે. એમાં મને શિખામણ આપવામાં આવે છે કે, મારે મારી જાતિની પ્રગતિની બાબતમાં બીજો જે કંઈ રસ હોય તે બાજુએ મૂકવો અને ટસ્કેજીના મારા કાર્યને જ વળગી રહેવું. એક બે દિવસ પછી વળી બીજો એક કાગળ મળે અથવા તો કોઈ વર્તમાનપત્રમાંનો અધિપતિનો અગ્રલેખ વાંચું. એમાં એમ જણાવ્યું હોય કે, ફક્ત ટસ્કેજીની સંસ્થામાં જ અથવા હબસીઓની કેળવણી પાછળ જ કે સંયુક્ત સંસ્થાનોના હબસીઓ પાછળ મારું બધું ધ્યાન પરોવવામાં હું ભૂલ કરું છું. દૃષ્ટાન્ત તરીકે, એવો પણ મને આગ્રહ કરવામાં આવ્યો છે કે, મારે કોઈ ને કોઈ રીતે ટસ્કેજીમાં અમે જે કામ કરવાનો પ્રયત્ન કરીએ છીએ એનો વિસ્તાર કરવો જોઈએ. આફ્રિકા કે વેસ્ટ ઇંડીઝમાં હબસીઓ આ દેશ કરતાં વધારે મોટી સંખ્યામાં છે; ત્યાં અમારે જવું જોઈએ અને કાર્યક્ષેત્રનો એ રીતે વિસ્તાર કરવો જોઈએ.

ગોરાઓની એક નાની સંખ્યા છે અને એટલી જ હબસીઓની પણ છે કે જેમને ઍટલાન્ટાના મારા વ્યાખ્યાન પછી કંઈ બીજું જ લાગ્યું છે. તેઓનું માનવું એમ છે કે, મારા કામને હવે બીજી શાખાઓ ફૂટવી જોઈએ; મારે રાજકીય પ્રશ્નો ચર્ચવા જોઈએ; રાજકીય પ્રવૃત્તિ કરીને મારી જાતિના લોકોને એમાં ફતેહ અપાવવાનું કાર્ય કરવું જોઈએ, એ બાબત ઉપર ભાર મૂકે છે. કેટલાકને એમ લાગ્યું કે, જ્યાં સુધી હું દક્ષિણમાં છું, ત્યાં સુધી તો સ્વાભાવિક રીતે તેમને અપમાન-કારક લાગે એવું હું કંઈ પણ નહિ બોલું; પરંતુ જો હું

ઉત્તરમાં જઈશ તો જીભના બંધ છૂટા મૂકીશ, અને આંતરવિગ્રહને પરિણામે ઉત્તરવાસી અને દક્ષિણવાસી વચ્ચે ઊભા થયેલા વિભાગીય મતભેદને જીવતા રાખવાને તથા તેમને વધારે તીવ્ર બનાવવાને દક્ષિણના લોકોને હું વખોડી કાઢીશ—અપમાનીશ. વળી કેટલાક એમ ધારતા કે, હબસીઓનો બચાવ કરવાની મારી હામમાં કંઈક ઊણપ રહેલી છે; હકીકતોના ઊંડાણમાં હું બહુ જઉં છું, અને 'મનુષ્યના હક્ક' સંબંધી અને સ્વાતંત્ર્યના ઢંઢેરા સંબંધી હું પૂરતું કહેતો નથી.

જ્યારે આ લોકોને માલૂમ પડ્યું કે, એટલાન્ટાના મારા વ્યાખ્યાનને પરિણામે હું મારી નીતિમાં ફેરફાર કરતો નથી પણ મારી જૂની વિચારસરણીને હું વળગી રહ્યો છું, અને શારીરિક, માનસિક અને હાર્દિક કેળવણીનો આગ્રહ રાખું છું, ત્યારે તેઓ તદ્દન નાસીપાસ થયા. મારાં વ્યાખ્યાનોમાંથી જ્યારે એમ જણાતું કે, રાજકીય પગલાંથી નહિ, પણ કેળવણીથી દક્ષિણના રંગભેદની મુશ્કેલીઓ દૂર થશે એમ મારું માનવું છે, ત્યારે તેઓને લાગતું કે હું ખોટી જગ્યાએ ભાર મૂકું છું.

મારે કબૂલ કરવું જોઈએ કે, આ બધી ટીકાઓની તથા સૂચનાઓની મારા ઉપર અસર થયા વિના રહેતી નહિ. પરંતુ આ બાબત ઉપર ફરીથી વિચાર કર્યા બાદ મેં નક્કી કર્યું કે, મારે મારી અસલની યોજનાને વળગી રહેવું. મેં એ પણ વિચારી લીધું કે, મારી સમક્ષ જે કાર્યક્રમ રજૂ કરવામાં આવે છે તે અનુસરવામાં આનંદદાયક તો છે, પણ મારે મારા અસલના કાર્યને વળગી રહેવાની ફરજ પડશે અને મૂળ યોજેલે રસ્તે અમારા ઉદ્ધારનું કાર્ય કરવું પડશે.

ટસ્કેજીમાં હું જે વર્ષો દરમિયાન હતો, તે સમયે મેં એક કાર્યક્રમ ઘડી અમલમાં મૂક્યો હતો. મારા એટલાન્ટાના વ્યાખ્યાનમાં મેં એ કાર્યક્રમ દર્શાવ્યો હતો એને જ વળગી રહેવાનો મેં નિશ્ચય કર્યો ત્યારે હબસીઓના એક નાના ટોળા સાથે મારે અથડામણ ઊભી થઈ. તેઓ પોતાને કોઈ વખતે ‘બુદ્ધિશાળી વર્ગ’ના નામથી તો કોઈ વખતે ‘બુદ્ધિશાળી દશમ’ એ નામથી ઓળખાવતા. આમાંના ઘણાખરા તો ઉત્તરનાં મહાવિદ્યાલયોના સ્નાતકો હતા, અને ઘણુંખરું તેઓએ ઉત્તરમાં પોતાનો વસવાટ રાખ્યો હતો. એથી મારા ધારવા પ્રમાણે, તેઓને સ્વાભાવિક રીતે જ એમ લાગે કે, જાતિની બધી બાબતોની નેતાગીરી હવેથી ઉત્તરમાં જ રહેવી જોઈએ. ગમે તેમ હોય, પણ દક્ષિણમાં જ્યાં સુધી હબસીઓ તરફ અન્યાય થતો હોય, અથવા કંઈ ખોટું થતું હોય એવી પરિસ્થિતિ રહે, ત્યાં સુધી દક્ષિણના તરફ, એકધારું અટળ અને અણનમ વૈમનસ્ય રાખવું જોઈએ, એમ તેમને લાગતું હતું. પરિણામે, ઉપર જણાવેલી નીતિમાં ફેરફાર કરે એવી કોઈ પણ બાબતનો તેઓ વિરોધ કરતા.

દક્ષિણમાં મેં જીવન ગાળ્યું હતું, અને વર્ષો સુધી ત્યાંના વાસ્તવિક અને પ્રત્યક્ષ પ્રશ્નોનો મેં અભ્યાસ કર્યો હતો, તથા એને માટે મહેનત પણ ખૂબ કરી હતી. એ સર્વને લીધે મને જુદો જ ખ્યાલ બંધાયો હતો. ‘બુદ્ધિશાળી વર્ગ’ તો દૂર વસનાર અને પુસ્તકોમાંથી અભ્યાસ કરનાર લોકનો હતો. એમના કરતાં એ પ્રશ્નોનું જ્ઞાન અને રહસ્ય હું વધારે અંશે મેળવી શક્યો હતો એમ હું માનું છું.

હબસીઓને ઔદ્યોગિક કેળવણી આપવાની મારી યોજના સામે તેમનો પહેલો વાંધો હતો. એમને લાગતું હતું કે, હબસીઓને હાથે કામ કરતાં શીખવવું એ દક્ષિણના જાહેર મતને જોઈએ તે કરતાં ખૂબ વધારે નમતું આપ્યા જેવું છે. કેટલાકને તો એમ પણ ખ્યાલ આવ્યો હતો કે, કદાચ હું જાતે ઔદ્યોગિક કેળવણીમાં ખરેખર માનતો નહિ હોઉં. ઔદ્યોગિક શિક્ષણ એ વસ્તુ સારી છે કે ખોટી એની પરવા કર્યા વગર, તેઓ તો કોઈ પણ રીતે 'નમતું' જોખવાના વિરોધી હતા.

એમના દૃષ્ટિબિન્દુ પ્રમાણે દક્ષિણનો ગોરો એ હબસીનો સ્વાભાવિક શત્રુ હતો. ગમે તે હેતુથી પણ એ ગોરાની સહાનુભૂતિ કે ટેકો મેળવવાનો પ્રયત્ન કરવો એ, એમને મન, એક જાતનો પોતાની જાતિનો દ્રોહ હતો.

આ બધી બાબતોને લીધે ચર્ચા માટે ફળદ્રુપ વિષયો મળી આવતા, અને મેં ઉપર ઉલ્લેખેલા એ મહાવિદ્યાલયના સ્નાતકો સ્વાભાવિક રીતે જ એના આગેવાનો હતા. મહાવિદ્યાલય છોડયા પછી આવો યુવાન પહેલું કામ તો એ કરવા લલચાતો કે ભાષણો કરવા પ્રવાસે નીકળવું. એક શહેરથી બીજે શહેર એ મુસાફરી કરતો અને 'જાતિ' સંબંધી વિષય તરીકે ઓળખાતી બાબતો ઉપર ચર્ચાઓ કરતો.

મને ખાસ કરીને યેલ વિશ્વવિદ્યાલયનો એક યુવાન સ્નાતક યાદ આવે છે. પાછળથી એણે હાર્વર્ડમાં સ્નાતક પછીના સંશોધનનો અભ્યાસક્રમ કરવા માંડયો હતો. એણે 'બૂકર ટી વૉશિંગ્ટનની ભૂલો' એ વિષે એક વ્યાખ્યાનમાળા આપીને પોતાની કારકિર્દી શરૂ કરી હતી. એમ છતાં થોડા

વખત પછી એને માલૂમ પડ્યું કે એ કંઈ મારી ભૂલો ઉપર સતત જીવી શકે નહિ. ત્યાર પછી એને જણાયું કે, શાળાની એની કેળવણી દરમિયાન કોઈ પણ જાતનું ઉપયોગી કે ફળદાયી કામ કરવાની એણે લાયકાત મેળવી નહોતી. બીજી ઘણી દિશાઓએ પ્રયત્ન કર્યાં પછી એણે મને અરજ કરી, અને મેં એને માટે કંઈક કામ શોધવાનો પ્રયત્ન કર્યો. જે યુવાને ખોટી શરૂઆત કરી હોય છે એને મદદ કરવાનું સારી પેઠે મુશ્કેલ હોય છે. એણે ફક્ત પુસ્તકિયા જ્ઞાનથી જ પોતાનું મગજ ભરી દીધેલું હોવાથી, જ્યારે એના મગજમાં એમ ખ્યાલ પેસી જાય છે કે દુનિયાએ એને ગુજરાનનું સાધન આપવું જોઈએ, ત્યારે તો એનામાં ફેરફાર કરવો મુશ્કેલ હોય છે. પ્રસ્તુત યુવાન વિષે મેં છેવટનું એવું સાંભળ્યું હતું કે, પુસ્તકોના દલાલ તરીકે દુઃખી હાલતમાં એ પોતાનું ગુજરાન કમાવાનો પ્રયત્ન કરે છે. વળી સરકારમાં એક દરવાન કે એવી બીજી કોઈ હલકી નોકરી મેળવાનો તે પ્રયત્ન કરે છે, એમ પણ મેં સાંભળ્યું હતું.

મેં વર્ણવ્યા એવા અભાગી અને અવળે માર્ગે દોરવાયેલા યુવાનોના દાખલા મને અવારનવાર મળે છે; અને એવે વખતે મને એમને માટે ખૂબ સહાનુભૂતિ થાય છે; કેમ કે હું જાણું છું કે, એમની સ્થિતિ માટે તેઓ જ પૂરેપૂરા દોષિત હોતા નથી. હું જાણું છું કે, દસમાંથી નવ દાખલામાં તો એવું બન્યું હોય છે કે, એમની કારકિર્દીમાં કોઈક સમયે એમનામાં એવો ખ્યાલ આવી ગયો હોય છે કે, તેઓ હબસીઓ છે માટે દુનિયાની સહાનુભૂતિ મેળવવાનો તેમને હક્ક છે. આ રીતે પોતાનો રસ્તો કરવા પોતાના જ પ્રયત્ન ઉપર આધાર

રાખવાને બદલે તેઓને આવી સહાનુભૂતિ ઉપર આધાર રાખવાની ટેવ પડી ગઈ હોય છે.

મહાવિદ્યાલયમાં હોય છે ત્યારે દુનિયામાં કોઈ ચોક્કસ કામ કરવાની તૈયારી કરવાનો તેઓ નથી જરાય વિચાર કરતા કે નથી ધ્યાન આપતા. પણ જ્યારે જીવન શરૂ કરે છે ત્યારે જાતિના પ્રશ્નનો ઉકેલ કરવાની તૈયારી કરવાનો તેઓ વિચાર કરે છે. મહાવિદ્યાલયમાં ન્યૂ ઇંગ્લેન્ડની સ્વતંત્રતાના ઇતિહાસ વિષે તેઓ ઘણું શીખ્યા હોય છે; તેમનાં મન ગુલામગીરી-વિરોધી લડતની વાતોથી ભરપૂર હોય છે; અને જ્યારે તેઓ મહાવિદ્યાલયમાંથી બહાર આવે છે ત્યારે એમના મનમાં એક એવો ખ્યાલ હોય છે કે, દક્ષિણના દરેક પ્રશ્નનો ઉકેલ કરવા ફક્ત એક જ બાબતની જરૂર છે, અને તે એ કે, સ્વાતંત્ર્યના ઢંઢેરાના તથા માનવ હકનામાના સિદ્ધાન્તોને દેશમાં લાગુ કરવા. દક્ષિણમાં પ્રવર્તતી પરિસ્થિતિ ખરેખર કેવી છે એ સંબંધીનું તેમના અભ્યાસમાં તેઓ જરાય શીખ્યા હોતા નથી. વળી, જાતિને ઘડવાના કાર્યને લાગુ પડે છે તે પૂરતું વિચારતાં, રાજકીય પ્રશ્ન અને કેળવણીના પ્રશ્ન વચ્ચે તથા ખંડનાત્મક કાર્ય અને રચનાત્મક કાર્ય વચ્ચે કેટલો ઊંડો તફાવત છે, એ સંબંધે એમણે વિચાર કર્યો હોતો નથી.

કેટલાક માણસોએ પુસ્તકોનું જ્ઞાન એટલું બધું મેળવ્યું હોય છે કે, શેકસપિયર, મિલ્ટન, સિસેરો અથવા કોઈ મહાન લેખકનું સુભાષિત અથવા ભાવનાવાળું વાક્ય તેઓ દરેક પ્રસંગે મોઢે બોલી શકે છે. અનેક લોકને હું મળ્યો છું; પરંતુ આવા માણસોનો મેળાપ મારે માટે એક ભારેમાં ભારે કસોટી જ છે. જ્યારે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે તેઓ તરત

જ એકાદ સુભાષિત ટાંકી દે છે. તેમને માટે કોઈ પણ પ્રશ્ન એવો મુશ્કેલ હોતો નથી કે જે તેની વ્યાખ્યા આપીને કે તે વિષે કોઈ ફિલસૂફી ડહોળીને ઊકલી ન શકે. મને સુભાષિતો ગમે છે, અને એમને હું વાતચીતમાં ઉપયોગી અને અનુકૂળ માનું છું, પણ જીવનના વાસ્તવિક પ્રશ્નોનો ઉકેલ મને એમાંથી જડતો નથી.

મહાવિદ્યાલયમાં તેઓ મુશ્કેલીભર્યા પ્રશ્નોનો અભ્યાસ કરે છે અને કાગળ ઉપર એના ઉકેલ આણે છે. પણ આ પ્રશ્નો તો બીજાઓએ તેમને માટે ક્યારનાય ઉકેલેલા હોય છે, અને એમને તો ફક્ત એમના જવાબ જ શીખવાના હોય છે. મહાવિદ્યાલયમાં તેમને કોઈ દિવસ અણઉકેલેલા પ્રશ્નોનો સામનો કરવો પડતો નથી, અને તેઓ જે શીખે છે એનાથી ધીરજ અને ખંતનું શિક્ષણ, જે ખરા પ્રશ્નોના ઉકેલથી જ મળી શકે છે, એ પ્રાપ્ત થતું નથી.

આ હકીકતને તદ્દન અનુરૂપ ઉદાહરણ મેં કેટલાંક વર્ષો પૂર્વે એક હબસી પાદરી પાસેથી સાંભળ્યું હતું, એમ મને યાદ છે. મહાન આત્મભોગ આપ્યા પછી અને ખૂબ મહેનત કર્યા પછી અનાથ બાળકો તથા વૃદ્ધ હબસી સ્ત્રીઓને રક્ષણ આપવાના હેતુથી એણે દક્ષિણમાં એક મકાન બંધાવ્યું હતું. આ મકાન પૂરું બંધાયા પછી અને એના પૈસા અપાયા પછી એક યુવાન હબસી એનું નિરીક્ષણ કરવા આવ્યો અને એકદમ મકાનની ખામીઓ બતાવવા લાગ્યો. એ પાદરીએ કેટલાક વખત સુધી ધીરજથી બધું સાંભળ્યું અને પછી એ યુવાન તરફ ફરીને એણે કહ્યું, 'મારા મિત્ર, તને મારા કરતાં એક વધારે લાભ છે.' પછીથી તે થોભ્યો અને

એણે યુવાન સામું જોયું, અને એ સંબંધી પ્રશ્ન પૂછતો હોય એમ યુવાને પાદરી તરફ જોયું. પાદરીએ આગળ ચલાવ્યું, 'તમે જે કોઈ મકાન બંધાવ્યું હોય એની ભૂલો હું કાઢી શકું એમ નથી.'

મેં જે ઉપર જણાવ્યું એથી કોઈ અવળે રસ્તે ન દોરવાઈ જાય માટે મારે વધુમાં કહેવું જોઈએ કે, મહાવિદ્યાલયના જે પ્રકારના માણસની મેં વાત કરી તેઓ ફક્ત મારી જાતિમાં જ છે એવો અર્થ કરવાનો નથી. દરેક પ્રકારના જીવનમાં એની ખાસિયત પ્રમાણે કંઈ ને કંઈ જાતની નિષ્ફળતાઓ રહેલી હોય છે, અને એ નિષ્ફળતાઓ કોઈ એક જ જાતિને મળે છે એવું નથી. મેં જે વર્ણન આપ્યું છે તે ફક્ત ન્યૂ ઇંગ્લૅન્ડના અથવા બીજાં મહાવિદ્યાલયોના હબસી સ્નાતકોને જ લાગુ પડે છે અને બીજા કોઈને નહિ, એવી છાપ જો હું તમારા ઉપર પાડું તો એ તદ્દન ખોટી ગણાય. વાસ્તવિક રીતે તો લગભગ શરૂઆતથી જ ટસ્કેજીમાં અમને આ મહાવિદ્યાલયોમાંથી માણસો મળ્યા છે. દક્ષિણની જુદી જુદી સંસ્થાઓમાં કામ કરનારા બીજા માણસોના સંસર્ગમાં હું આવ્યો છું, અને મને માલૂમ પડયું છે કે, કેટલાક સૌથી શાણા અને સૌથી ઉપયોગી કાર્ય કરનારાઓ તો હાર્વર્ડ અને ન્યૂ ઇંગ્લૅન્ડનાં બીજાં મહાવિદ્યાલયોના સ્નાતકો જ હતા. જેમના વિષે મેં ઉલ્લેખ કર્યો છે તેઓ નિયમ તરીકે નહિ પણ અપવાદરૂપ છે.

હબસીઓનો એક બીજો વર્ગ એવો છે કે જેઓ હબસીઓની મુશ્કેલીઓ, એમને પડતાં દુઃખો, અને એમને થતા અન્યાયો જ સમાજ સમક્ષ રજૂ કરવાનો ધંધો લઈ

બેઠા હોય છે. એમની મુશ્કેલીઓમાંથી તેઓ પોતાનું ગુજરાન કમાઈ શકે છે એવું જાણવાથી, એમની મુશ્કેલીઓની જાહેરાત કરવાની એમને ટેવ પડી ગઈ હોય છે. એમ કરવાથી કંઈક અંશે એમને સહાનુભૂતિ મળે છે, તો કંઈક અંશે પૈસા પણ મળે છે. આ લોકોમાંથી કેટલાક તો એવું ઇચ્છે છે કે, હબસીઓનાં દુઃખ દૂર ન થાય તો સારું, કેમ કે એમને પોતાનો ધંધો ગુમાવવો હોતો નથી.

લોકો કેટલીક વખત એવી પરિસ્થિતિમાં હોય છે કે એમાંથી એમની ફરિયાદો દૂર ન થાય એમ તેઓ ઇચ્છે છે ! દક્ષિણ કેરોલિનાના એક હબસીએ મને કરેલી વાત આનું સરસ ઉદાહરણ પૂરું પાડશે. એક અમુક સમાજમાં એક જૂની પદ્ધતિના કોઈ એક હબસી ડૉક્ટર સાહેબ હતા. એમને દવાઓ સંબંધીના હાલના વિચારોની જરાય ખબર નહોતી. તેમ છતાં એમણે કોઈ ને કોઈ રીતે લોકોનો વિશ્વાસ સંપાદન કરી લીધો હતો, અને પોતાની ખાસ પદ્ધતિની સારવારને લીધે ઠીક ઠીક પૈસા પણ પેદા કર્યા હતા. આ સમાજમાં એક વૃદ્ધ હબસી બાઈ હતી. એની પાસે સદ્‌ભાગ્યે દુનિયાની દોલત સારા પ્રમાણમાં હતી. એને એવો ખ્યાલ થઈ ગયો હતો કે, એને 'કેન્સર'નો રોગ છે. એ 'કેન્સર' માટે એણે એ ડૉક્ટરની વીસ વરસ સુધી સારવાર લેવાની મજા માણી. આ 'કેન્સર'ની તથા બીજાંની સારવારમાંથી ડૉક્ટર સાહેબ ઠીક ઠીક પૈસાદાર બન્યા. એટલે એમણે એમના એક છોકરાને દાક્તરી કૉલેજમાં મોકલવાનું નક્કી કર્યું. ત્યાંથી સ્નાતક થયા બાદ એ યુવાન ઘેર પાછો ફર્યો અને એના પિતા રજા ભોગવવા બહાર ગયા. આ સમય દરમિયાન 'કેન્સર'થી

પીડાતાં વૃદ્ધ બાઈ એ યુવાન પાસે આવ્યાં, અને એણે સારવાર શરૂ કરી. થોડાં જ અઠવાડિયાંમાં 'કેન્સર' (અથવા જેને કેન્સર ધારવામાં આવતો હતો તે રોગ) જતો રહ્યો, અને વૃદ્ધ બાઈએ જણાવ્યું કે એને સારું થઈ ગયું છે.

જ્યારે છોકરાના પિતા પાછા ફર્યા અને માલૂમ પડ્યું કે દરદી તદ્દન સાજો થઈ હરતો ફરતો થઈ ગયો છે, ત્યારે તેઓ ખૂબ ગુસ્સે થઈ ગયા. તેમણે યુવાન પુત્રને પોતાની સમક્ષ બોલાવ્યો અને કહ્યું, "બેટા, હું જોઉં છું કે તેં પેલા મારા 'કેન્સર'ના દરદીને મટાડી દીધું છે. હવે હું તને કંઈક કહેવા માગું છું. એ 'કેન્સર'થી તો મેં તને કેળવણી આપી છે. હાઈસ્કૂલ, કૉલેજ અને છેવટે દાક્તરી શાળામાં થઈને તું પસાર થયો તે એ કેન્સરની મદદ વડે જ. હવે તું દાક્તરનો ધંધો ચલાવવાના તારા નવા વિચારો લઈને આવ્યો છે, અને તેં એ કેન્સરને મટાડી દીધો છે. બેટા, હું તને કહું છું કે તેં ખોટી શરૂઆત કરી છે. એ રીતે ધંધો ચલાવીને તું તારું ગુજરાન કેવી રીતે ચલાવવાની આશા રાખે છે?"

મને ભય છે કે, જાતિ સંબંધોના પ્રશ્નો ઉકેલનારાઓનો એક એવો વર્ગ છે કે જે દરદી સાજો થાય એમ ઇચ્છતો નથી. કેમ કે જ્યાં સુધી રોગ ચાલુ રહે ત્યાં સુધી એમનું ગુજરાન ચલાવવાનો એક સહેલો રસ્તો એમને મળી જાય છે. વળી એ રસ્તે લોકોમાં જાણીતા પણ સહેલાઈથી થવાય છે.

મારો અનુભવ એવો છે કે, જે લોકો પોતાને 'બુદ્ધિમાન' કહેવડાવે છે તેઓ સિદ્ધાન્તો સમજે છે, પરંતુ વસ્તુસ્થિતિ સમજતા નથી. મારી ખાતરી છે કે, જો આ લોકો દક્ષિણમાં

જઈ શક્યા હોત અને રસ લઈને કંઈક પ્રત્યક્ષ કાર્યો ઉપાડયાં હોત. તો તેઓ લોકોના સંસર્ગમાં આવત, વસ્તુસ્થિતિ સમજત, અને જગત તેમને ઘણું જુદું જ જણાત. શરૂમાં તો એમને કદાચ પરિસ્થિતિ અતિ ખરાબ જણાત, પણ તેઓને જ્યારે દેખાત કે સાચેસાચ પ્રગતિ થાય છે, ત્યારે તેઓએ આખી પરિસ્થિતિને વધારે આશાજનક રીતે નિહાળી હોત.

પરંતુ જે વાતાવરણમાં તેઓ તૈયાર થયા હતા તેણે તેમને બીજી દુનિયામાં ફેંકી દીધા હતા. વિરોધ ઉઠાવવાના તાત્ત્વિક સિદ્ધાન્તો લાગુ પાડવાનો આગ્રહ રાખ્યા સિવાય એમને બીજું કશું કરવાનું નહોતું. બોસ્ટનના 'ફેનીલ હોલ'માં રોષ દર્શાવવાની સભાઓ એક વખત એટલી બધી થઈ ગઈ હતી કે લોકોને એ એક કનડગત જ થઈ પડી હતી. જે વિષયો ઉપર ચર્ચા કરવાને માટે એ સભાઓ બોલાવવામાં આવતી એ વિષયની હદમાં રહીને કામ ચાલતું હોત તો તો એટલું બધું ખરાબ ન ગણાત. પણ જ્યારે 'બુદ્ધિમાનો'ને એમ જણાયું કે, દક્ષિણના લોકો એમના વિરોધો ભાગ્યે જ સાંભળે છે અને સાંભળતા હોય તો જરાકે ધ્યાન નથી આપતા, ત્યારે તેમણે ઘરની વધારે નજીકના પાડોશીઓ ઉપર હુમલા કરવા માંડ્યા. તેમણે બોસ્ટનના લોકો ઉપર હુમલા કરવા માંડ્યા. તેમનું કહેવું એવું હતું કે બોસ્ટનના લોકોને હબસીઓના પ્રશ્નમાંથી રસ ઊડી ગયો છે.

હબસીઓના મિત્રો ઉપર બીજે ઠેકાણે હુમલો કર્યા પછી અને ખાસ કરીને હબસીઓને મદદ કરવાની એમની પદ્ધતિ સાથે બરાબર સંમત નહિ થનારા સામે હુમલો કર્યા પછી, તેમણે મારા ઉપર વારંવાર હુમલા શરૂ કર્યા, અને મને

તેમણે હુમલાનું માનીતું નિશાન બનાવ્યું. એનાં કારણો તો મેં ઉપર જણાવ્યાં છે. એ ઉપરાંત વળી એમને એમ પણ લાગેલું કે, મારા ઉપર ખાસ કરીને કોઈ સખત હુમલો કરવામાં આવશે તો લોકોને નવાઈ લાગશે અને એમનું ધ્યાન પણ ખેંચાશે. ખાલી સભાઓ ભરવામાં અને વિરોધો ઘડવામાં કશો સંતોષ મળતો નથી; વર્તમાનપત્રોમાં એ બધું છપાવાય ત્યારે જ સંતોષ થાય છે. જે માણસના ઉપર એમણે જુદે જુદે સમયે હુમલા કર્યા છે, એ માણસ એમના શબ્દોમાં જણાવ્યા જેટલો ખરાબ હોવાનું તેઓ ધારતા હોય, એમ હું ખરેખર માનતો નથી. તેઓ તો ફક્ત એમનો અવાજ દૂર સંભળાવવા માટે એક ધ્વનિવર્ધક ભૂંગળા તરીકે કે નગારી તરીકે જ એમનો ઉપયોગ કરતા હતા. એમની આ જાતની જાહેરાત કરવા એમણે ખૂબ ખંત રાખી અને તેમને ફતેહ પણ મળી, અને એને લીધે લોકો પર એવી છાપ પડી છે કે, હબસી જનસમાજમાં મારા વિરોધીઓની સંખ્યા ખરેખર છે તેના કરતાં અતિ મોટી છે.

કેટલાંક વર્ષો પૂર્વે બોસ્ટનમાં મારા વિરોધીઓ વિષે ચર્ચા ચાલતી હતી, ત્યારે કહેવાતા 'બુદ્ધિશાળી દશમ'ના મંડળમાં જે નહોતો, એવા મારા એક હબસી મિત્રે એક દૃષ્ટાન્ત વાપર્યું હતું. એ દૃષ્ટાન્ત મારા મનમાં ઠસી ગયેલું છે. મૂળ તો એ દક્ષિણનો વતની હતો, જોકે કેટલાંક વર્ષો એ બોસ્ટનમાં રહ્યો હતો. એણે કહ્યું કે, તે એક વખતે વર્જીનિયામાં એક ફેશનેબલ હોટેલમાં રહેતો હતો. એક દિવસે એના મનમાં એક સરસ વિચાર સ્ફુર્યો. તે એ હોટેલના માલિક પાસે ગયો. એની સાથે એણે સોદો કર્યો કે, તે તેને નિયમિત રીતે સંખ્યાબંધ

દેડકાં પૂરાં પાડશે. જમણમાં દેડકાંની વાની ઘણી સ્વાદિષ્ટ ગણાય છે, અને એને લીધે એની ઘણી માગણી હોય છે. માલિકે પૂછ્યું કે, 'તમે રોજ કેટલાં દેડકાં પૂરાં પાડી શકશો?' મારા મિત્રે જવાબ આપ્યો કે, 'જરૂર પડે તો અઠવાડિયામાં એક વખત એક ગાડું ભરીને હું પૂરાં પાડી શકીશ, એમ મારી ખાતરી છે.' સોદો નક્કી થયો. બીજે દિવસે જેટલાં બને એટલાં બધાં દેડકાં હોટેલમાં આપી જવાનું એ માણસે નક્કી કર્યું.

જ્યારે એણે દેખા દીધી ત્યારે મારા મિત્રની પાસે ફક્ત છ દેડકાં જ હતાં. માલિકે દેડકાં સામે અને પછી મારા મિત્ર સામે જોયું અને તેને પૂછ્યું, 'બીજાં ક્યાં છે?'

મારા મિત્રે જવાબ આપ્યો, 'જુઓ સાહેબ, વાત એમ છે કે, કેટલાક મહિનાથી મારા ઘર નજીકના તળાવમાં મેં મોટા બળદ જેવા દેડકાઓના અવાજ સાંભળ્યા હતો. તેઓ એટલો બધો અવાજ કરતા હતા કે મને લાગ્યું કે તેઓ દસેક લાખ તો હશે; છતાં જ્યારે મેં તપાસ કરી ત્યારે જણાયું કે ત્યાં તો ફક્ત છ જ હતા.'

પોતાનું કહેવું સાંભળવું પડે અને, તેઓ કહેતા તે શબ્દોમાં મૂકું તો, તેમની ફરિયાદો તરફ લોકને ધ્યાન દેવાની ફરજ જ પડે એમ કરવું, એ મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને, આ નાના ટોળાએ જુદા જુદા સ્વરૂપમાં અને જુદી જુદી રીતે તેમની ચળવળ ચાલુ રાખી. છેવટે એમની યુક્તિઓ ઈ. સ. ૧૯૦૩માં એક રાત્રે બોસ્ટનમાં પરાકાષ્ઠાએ પહોંચી. તેમના ખાસ વિચારોમાં તેઓ કેવા પ્રામાણિક છે, અને એના સંબંધી તેઓ કેવા ઊંડા ઊતર્યા છે, તથા એમનાથી જુદો અભિપ્રાય

ધરાવનાર દરેક જણની સામે એમનો વિરોધ કેવો ઊંડો છે, એ બાબતની લોકોને ખાતરી કરાવવા તેમણે કંઈક આખરી કરી બતાવવાનો નિશ્ચય કર્યો. બોસ્ટનના હબસીઓએ એમના એક મોટા દેવળમાં એમની સમક્ષ મને એક વ્યાખ્યાન આપવાનું આમંત્રણ આપ્યું હતું. સભાની જાહેરાત બહોળા પ્રમાણમાં થઈ હતી, અને શ્રોતાઓનો એક મોટો સમૂહ હાજર હતો. મારા બોસ્ટનના મિત્રોની જાણ બહાર, મોટે ભાગે ન્યૂ ઇંગ્લંડનાં મહાવિદ્યાલયોના સ્નાતકોના બનેલા આ ટોળાએ, સભામાં તોફાન કરાવવાને તથા બને તો એને તોડી પાડવાને માટે લોકોનું એક ટોળું ઊભું કર્યું હતું. સભાના પ્રમુખસ્થાને એમહર્સ્ટ કૉલેજ અને હાર્વર્ડના કાયદાના વિદ્યાલયના એક સ્નાતક, નામ૦ વિલિયમ એચ. લેવિસ કરીને સદ્‌ગૃહસ્થ હતા. ટોળાના જુદા જુદા સભ્યો દેવળના જુદા જુદા વિભાગોમાં છૂટાછવાયા વીખરાઈને ગોઠવાયા હતા. એમના ઉપરાંત બોસ્ટનની અધમ વસ્તીના અખાડાઓમાંથી કેટલાંક નીચ કોટીનાં સ્ત્રી-પુરુષો પણ શ્રોતાસમૂહમાં હતાં. કોઈ ને કોઈ રીતે સભામાં ધાંધલ કરવાની મદદ કરવા એમને લલચાવી આણવામાં આવ્યાં હતાં. વિરોધીઓમાં એમના અભિપ્રાય માટેનું અંધ ઝનૂન કેટલા પ્રમાણમાં હતું, એ બીજી કોઈ પણ બાબત કરતાં આ બાબત વધારે સારી રીતે દર્શાવે છે.

મેં બોલવાનું શરૂ કર્યું કે તરત જ મકાનના જુદા જુદા ભાગોમાં ગોઠવવામાં આવેલા આગેવાનોએ પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું. આ અને બીજી અનેક રીતે તેમણે મારે માટે બોલવાનું અસંભવિત બનાવી મૂક્યું. સ્વાભાવિક રીતે જ બાકીના

શ્રોતાઓને આ સામે રોષ ઉત્પન્ન થયો, અને છેવટે પોલીસને બોલાવી ધાંધલ કરનારાઓને પકડવાની જરૂર પડી.

અલબત્ત, ધાંધલ પૂરું થયા પછી તરત જ તોફાનમાં ભાગ લેનારાઓમાંથી ઘણાને પોતાના કાર્ય માટે શરમ આવી. પહેલાં પોતાને 'બુદ્ધિમાનો'ની ટોળીમાં કહેવડાવનાર ઘણાએ ધાંધલ ગોઠવનારાઓની પદ્ધતિ તરફ અમને કોઈ જાતની સહાનુભૂતિ નથી, એમ ઝટપટ એકરાર કર્યો. પહેલાં જેઓ મારા મોળા મિત્રો હતા તેવા ઘણા હવે મારા ચુસ્તમાં ચુસ્ત મિત્રો બન્યા. અલબત્ત, જે બે જણ આના આગેવાનો હતા અને જેમના ઉપર પાછળથી કામ ચલાવવામાં આવ્યું અને ચાર્લ્સ સ્ટ્રીટ જેલમાં જેમને સજા ભોગવવા રહેવું પડ્યું, એ બે જણ તો પસ્તાવો કર્યા વિના રહ્યા; પોતે એક મહાન કાર્યને માટે શહીદ બન્યા હતા એમ ખાતરીપૂર્વક માનવા તેમણે પ્રયત્ન કર્યો; પરંતુ બીજા હબસી લોકોએ એમના આ ખ્યાલમાં એમને બહુ ઉત્તેજન આપ્યું નહિ, કેમ કે કયા મહાન કાર્ય માટે તેમણે દુઃખ ઉઠાવ્યું છે એ સંબંધી કંઈ પણ સ્પષ્ટતા કરવી એ તેમને માટે અસંભવિત હતું.

બોસ્ટનની અને સંયુક્ત સંસ્થાનોની આમ-જનતાએ મારા કાર્યને અનુમોદન આપતો એક ઠરાવ કર્યો, અને સભામાં ધાંધલ કરનારાઓને વખોડી કાઢ્યા. એકંદરે હબસી વર્તમાનપત્રોએ તો સખત શબ્દોમાં એમની ઝાટકણી કાઢી. ત્યાર પછીનાં કેટલાંક અઠવાડિયાં સુધી તો હબસી લોકો તરફથી મને સંખ્યાબંધ પત્રો મળ્યા કર્યા. તેમાં જુદા જુદા વિભાગોમાં મુલાકાત લઈ લોકો સમક્ષ વ્યાખ્યાનો આપવાનું મને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

આ ધાંધલનાં જે પરિણામ આવ્યાં તે જોવામાં મને ખૂબ રસ પડ્યો. આમાંથી એક તો મારે એ શોધવું હતું કે, મનુષ્ય-સ્વભાવમાં રહેલા એક સિદ્ધાન્તનું મેં અન્ય સ્થળે જે નિરીક્ષણ અવારનવાર કર્યું હતું, એ આ બાબતમાં પણ સાચું પડે છે કે કેમ.

હબસીઓ સાથેના મારા પ્રસંગો ઉપરથી મને માલૂમ પડ્યું છે કે, લોકોને એકત્ર રાખવાને રચનાત્મક અને પ્રગતિશીલ કાર્યક્રમ રાખવો એ જ એક રસ્તો છે. હું માનું છું કે બધી જાતિના લોકો માટે પણ એ જ રસ્તો સાચો છે. મનુષ્યના મનને વશ કરનાર, અને કોઈ એક સામાન્ય ધ્યેયને ટેકો આપવા લોકો દોડી જાય એવા ઐક્યના બંધનથી બાંધનાર જો કોઈ એક વસ્તુ હોય, તો તે રચનાત્મક પ્રકારનું કાર્ય છે અને નહિ કે દલીલ, ટીકા અને ધિક્કાર.

ઘણાં અઠવાડિયાં પસાર નહિ થયાં હોય, એટલામાં તો આ આગેવાનોમાં અંદરેઅંદર મતભેદ પડવા માંડ્યો. પછીથી તેમણે લડવાનું શરૂ કર્યું અને એક પછી એક તેઓ ખરવા લાગ્યા. અત્યારે પરિણામ એ આવ્યું છે કે આખુંય ટોળું સંપૂર્ણ વીખરાઈ ગયું છે. 'બુદ્ધિમાનો'માંના ઘણા તો એક-બીજા સાથે આજે બોલતા પણ નથી.

આ ધાંધલની એક સૌથી આશ્ચર્યકારક બાબત તો એ છે કે, ધાંધલને ગોઠવનારાઓ તો એ જ હતા કે જેમણે દક્ષિણના ગોરાઓને, તેઓએ જાહેર પ્રશ્નો પર લોકમતને દાબ્યો હતો અને હબસીને વાણીસ્વાતંત્ર્ય આપવા ના પાડી હતી, એમ કહીને, સૌથી વધારે જોસભેર વખોડી કાઢ્યા હતા.

વસ્તુતઃ દેશના દરેક ભાગમાં શ્રોતાસમૂહ સમક્ષ મેં વ્યાખ્યાનો આપ્યાં છે; ઉત્તરના હબસી શ્રોતાસમૂહ સમક્ષ અને દક્ષિણના ગોરા શ્રોતાસમૂહ સમક્ષ હું બોલ્યો છું; દક્ષિણના બધા ભાગોના બન્ને જાતિના શ્રોતાસમૂહ સમક્ષ પણ હું બોલ્યો છું; દરેક સ્થળે નિખાલસતાથી, અને હું માનું છું કે પ્રામાણિકપણે, મારા મનમાં કે હૃદયમાં જે કંઈ લાગતું તે બધું હું બોલ્યો છું. ગોરાઓને વિષે મારે કંઈક કહેવાનું હોતું ત્યારે હું તે ગોરાઓને કહેતો; હબસીઓ વિષે જ્યારે મારે કંઈ કહેવાનું હોતું ત્યારે હું તે હબસીઓને કહેતો. આ બાબતમાં એક વસ્તુ વિચિત્ર લાગે છે. આ બધાં વર્ષોમાં જે સભામાં હું હાજર રહેતો એ સભાને હરકત કરવા કે તોડી પાડવા કોઈએ કદી પ્રયત્ન કર્યો નથી એમ, મને યાદ છે ત્યાં સુધી તો, હું કહી શકું છું. બોસ્ટનમાં મારી જાતિના જ 'બુદ્ધિમાનો'એ એ કાર્ય સૌથી પ્રથમ કર્યું.

હબસીઓમાં 'બુદ્ધિમાનો' કહેવાતો આ વર્ગ જે જાતનું માનસ ધરાવે છે તેમાં રહેલી ખામીઓ સ્પષ્ટ રીતે દર્શાવવી ઠીક એમ મને લાગવાથી, મેં ઉપરનો કિસ્સો કંઈક લંબાણથી વર્ણવ્યો છે.

મેં જે કહ્યું એના ઉપરથી હું એવી છાપ પાડવા માગતો નથી કે, એમનાં સ્વચ્છંદ અને અસહિષ્ણુતાની પાછળ સાચી લાગણીનો, અને કોઈક વખત તો સાચી શૂરવીરતાનો, એમનામાં અંશ નહોતો. મુશ્કેલી તો એ છે કે, આ બધાં ઉદ્રેક અને ઉગ્રતા અડફાઉ અને નજીવી બાબતોમાં નિરર્થક વેડફાય છે. મદદગાર થઈ પડે અને રચનાત્મક હોય એવી કોઈ બાબતો સાથે એ સંકળાયેલું હોતું નથી. આ ધર્મયોદ્ધાઓ,

હું જોઈ શકું છું ત્યાં સુધી તો, (ડોન કિવગ્ઝોટ પેઠે) પવન-ચક્કીઓ સાથે યુદ્ધ કરે છે.

મેં અગાઉ સૂચન કર્યા પ્રમાણે, મને સાચી વાત તો એ લાગે છે કે, 'બુદ્ધિમાનો' ભૂતકાળમાં બહુ જ રમે છે. તેઓ પુસ્તકોને ઓળખે છે, પણ મનુષ્યોને ઓળખતા નથી. દાખલા તરીકે, ગુલામીની ચર્ચાસ્પદ બાબતો સંબંધી તેઓ જાણે છે, પરંતુ ગુલામ સંબંધી કંઈ જાણતા નથી. ખાસ કરીને દક્ષિણના હાલના લોકોને ખરેખરી શાની જરૂરિયાત છે, એ સંબંધી તેઓ અજ્ઞાન છે.

કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જે એક વ્યક્તિ બીજી વ્યક્તિઓ માટે કરી શકે છે, અને કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જે એક જાતિ બીજી જાતિઓને માટે કરી શકે છે. પણ એકંદરે દરેક વ્યક્તિએ અને દરેક જાતિએ પોતાનો ઉદ્ધાર પોતાની જાતે જ કરવો જોઈએ. વધુમાં હું કહું છું કે, મારી જાતિના લોકોમાં શીખવાની ઇચ્છા (અને ઉત્કંઠા પણ) છે, એક બીજાને સહાય કરવાની વૃત્તિ છે, અને કામ કરવાનું શાખ્યા પછી તરત જ તેઓ સ્વાશ્રયી બની જાય છે. બીજી કોઈ પણ બાબત કરતાં આ બાબતે મારી જાતિના આમ-લોકોમાં વિશ્વાસ રાખવાનું મને શીખવ્યું છે.

૬

# કોબી ઉપર પ્રારંભિક વ્યાખ્યાન

અમેરિકાના હબસીઓ લગભગ જેવા છે, તેવી કોઈ પણ નવી પ્રજાને કે જાતિને એક ફાયદો હોય છે. બીજા લોકોને કેટલીક વખત રૂઢિની પ્રણાલિકા નડે છે એ પ્રમાણે એમને નડતી નથી. દૃષ્ટાન્ત તરીકે, દક્ષિણના હબસીઓને કેળવણીની બાબતમાં રૂઢિની પ્રણાલિકાનું નડતર નથી, કેમ કે તેવા નામને પાત્ર કોઈ પ્રણાલિકા એમને કદી હતી જ નહિ. જાતિ તરીકે, આપણે એકદમ સૌથી છેવટની ઢબની અને સ્વીકાર પામેલી કેળવણીની પદ્ધતિઓ, આપણી નજરમાં આવે તો, અખત્યાર કરવાને સ્વતંત્ર છીએ; કેમ કે જીર્ણ થયેલી પ્રણાલિકાઓ આપણને પાછળ રોકી રાખતી નથી, અને નૂતન અને વધારે સારી શિક્ષણ-પદ્ધતિઓ શરૂ કરતા પહેલાં જેમને દૂર કરવી પડે એવી ખરાબ શિક્ષણની ટેવો આપણને જૂજ પડી છે.

મેં કદી શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી, એને મેં કેટલીક વખત મારું સદ્‌ભાગ્ય માન્યું છે. જો મેં એનો અભ્યાસ કર્યો હોત, તો નવી રીતે કોઈ પણ કાર્ય કરતાં બધાય ભૂતકાળની મને ગણતરી કરવાની ફરજ પડી હોત, અને મારી બાબતમાં તો તેણે મારો એટલો બધો વખત ખાધો હોત કે હું કદી કાંઈ કરી શક્યો ન હોત. વસ્તુસ્થિતિ હતી તે

પ્રમાણે તો હું આગળ ધપવા માટે સંપૂર્ણ સ્વતંત્ર હતો. વળી પહેલાં કોઈએ કદી અમુક કાર્ય કર્યું હતું કે નહિ એનો ઉલ્લેખ કર્યા વિના જ મને જે વખતે જે કંઈ કરવાની જરૂર લાગતી તે હું કરી શકતો.

હદ કરતાં વધારે જ્ઞાન, પુસ્તકમાં ન હોય એવા નવા પ્રશ્નનો ઉકેલ કરવામાં માણસને હરકતકર્તા કેવી રીતે નીવડે છે એનું એક દૃષ્ટાન્ત હું નીચે આપું છું. કેટલાંક વર્ષ પહેલાં ટસ્કેજીની શાળામાં હાર્વર્ડના એક યુવાન સ્નાતકે બે સત્ર સુધી શિક્ષકનું કાર્ય કર્યું હતું, એની દશા મને યાદ આવે છે. આ યુવાનને શિક્ષક તરીકે જરાય વ્યાવહારિક અનુભવ નહોતો, પણ મહાવિદ્યાલયમાં હતો ત્યારે કેળવણીના વિષયનો એણે ખાસ અભ્યાસ કર્યો હતો. મોટે ભાગે તો શિષ્ય તરીકેની એની ઊંચી કારકિર્દીને લીધે ટસ્કેજીમાં એને શિક્ષક તરીકેની જગા આપવામાં આવી હતી.

મને ભય છે કે, તે ટસ્કેજીમાં આવ્યો ત્યાં સુધી તો, શિક્ષણશાસ્ત્ર વિષે અમે ટસ્કેજીવાળા લોકો ઘણું જ ઓછું જ્ઞાન ધરાવતા હતા. તેમ છતાં એણે અમારા ઉપર જ્ઞાનનો પ્રકાશ નાંખવા માંડ્યો. કોમેનિયસ, રૂસો, પેસ્ટેલોઝી અને બીજા વિદ્વાનો વિષે એણે વ્યાખ્યાનો આપ્યાં અને ઉપદેશ કર્યો. એ જે કહેતો એમાં ખૂબ રસ પડતો હતો. પણ પંચાત એ હતી કે એના પોતાના વર્ગમાં તે સાવ નિષ્ફળ નીવડ્યો. પણ એટલે જ વાત પૂરી નથી થતી. ગ્રામ-વિસ્તારમાં જઈને શિક્ષક તરીકે કામ કરી શકે એને માટે, અમે અમારા વિદ્યાર્થીઓને લાયક બનાવવાનો પ્રયત્ન કરતા હતા. મેં એને કહ્યું કે, જો તું અમને સારી રીતે મદદ

કરવા ઇચ્છતો હોઉં, તો ગ્રામ-જનતાની સ્થિતિ કેવી છે, એ સંબંધીનો તું અભ્યાસ કરી લે. વળી ગામડાના હબસીઓના નાના નાના કેટલાક પ્રત્યક્ષ પ્રશ્નોનો પરિચય પણ મેળવી લેવાની જરૂર મેં એને જણાવી. એ બાબત અગત્યની એણે ગણી હોય એમ લાગ્યું નહિ, કેમ કે, એણે કહ્યું તે પ્રમાણે, સિદ્ધાન્તો તો સર્વ બાબતોમાં એક છે, અને જે કંઈ જરૂરનું છે એ તો એ સિદ્ધાન્તોને લાગુ પાડવાની બાબત જ છે.

પછી મેં એને કહ્યું કે, આ ગ્રામ-સમાજના પ્રશ્નો ઉકેલવાની કેટલીક ચોક્કસ પદ્ધતિઓ અમે ટસ્કેજીમાં અજમાવી જોઈ છે એમ મારું માનવું છે; અને એને સૂચવ્યું કે, જો તારે શિક્ષણના સામાન્ય સિદ્ધાન્તો શીખવવા હોય, તો એ પદ્ધતિઓને માટે તારે એક સિદ્ધાન્ત તારવીને યોજવો જોઈએ, જેથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો પોતે કયા સિદ્ધાન્તોને આધારે ખરેખર કામ કરે છે એ સમજી શકે. આ સૂચનનો એણે ગંભીરતાથી સ્વીકાર ન કર્યો હોય એમ જણાયું. કેળવણીની બાબતમાં કંઈક નવીન વસ્તુ શોધી કાઢવા માટે એલાબામાની કાળી વસ્તીમાં કોઈને આવવું પડે એ વસ્તુ જ એને બેવકૂફી-ભરેલી લાગી. ટૂંકમાં, પ્રણાલિકાઓ અને કેળવણીની બીજી પદ્ધતિઓના જ્ઞાનથી એનું મન એટલું બધું લદાઈ ગયું હતું કે, આ પ્રણાલિકાઓ તોડવાને માટે કોઈ પણ પ્રકારની કેળવણીની બીજી પદ્ધતિઓ છે કે કેમ તે એ જોઈ શકતો નહિ. વસ્તુતઃ અમે જે પદ્ધતિઓ અખત્યાર કરતા, એમાં જ્યારે જ્યારે એને કંઈક નવું અથવા વિચિત્ર જડી આવતું, ત્યારે ત્યારે એને એમ લાગતું કે એમાં કંઈક ખોટું અથવા જોખમભરેલું છે.

હું ધારું છું કે, મારો શરૂનો અનુભવ બીજા ઘણાખરા શિક્ષકો જેવો જ હતો. મારી આજુબાજુ શિક્ષણની જે પદ્ધતિઓ પ્રચલિત હતી અથવા પાઠ્યપુસ્તકોમાં જે પદ્ધતિઓ નક્કી કરવામાં આવી હતી એ પદ્ધતિઓ જ હું ગ્રહણ કરી લેતો, એ તદ્દન સ્વાભાવિક છે. પુસ્તકમાં શું છે એ શીખવાનું વિદ્યાર્થીઓને કહેવું અને પછી શિખવાડેલું મોઢે બોલાવી જવું, એ મારી શિક્ષણની પદ્ધતિ હતી.

જૂની શિક્ષણ-પદ્ધતિમાં ઘણી વસ્તુઓમાં મૂર્ખામી અને નિરુપયોગિતા રહેલી છે એવું ભાન મને જે દિવસે થયું, એ દિવસ મને લાંબા સમય સુધી યાદ રહેશે. પશ્ચિમ વર્જીનિયાના મારા જૂના ઘર નજીકની એક ગ્રામ-શાળામાં હું શિક્ષણ આપતો હતો. આ શાળાનું મકાન એક મેદાનની નજીક આવેલું હતું. એ મેદાન હતું તો ભેજવાળું અને કાંપવાળું, પણ એનો દેખાવ સુંદર હતો. જૂન માસનો દિવસ હતો. તાપ પડતો હતો અને ઘામ થતો હતો. હંમેશ મુજબનો આરામ અને રમતનો સમય થયો ત્યારે બાળકોની માફક મને પણ શાળાના બંધ અને ગોંધિયાર ઓરડામાંથી બહાર ખુલ્લી હવામાં જતા રહેવાનું મન થયું. તે દિવસે મેં હંમેશનો રમતનો સમય બેવડાવ્યો.

રજા પહેલાંના સમય-વિભાગમાં હું ભૂગોળનો પાઠ આપતો હતો. એમાં બાળકોને રસ લેતાં કરવાનો હું પ્રયત્ન કરતો હતો. પરંતુ એમ કરવામાં મારી મૂર્ખામી સાબિત થઈ હતી. શુષ્ક અને કંટાળો ઉત્પન્ન કરે એવા ઘણા પ્રશ્નો હું બાળકોને પૂછતો હતો. સરોવરો, ભૂશિરો, દ્વીપકલ્પો, ટાપુઓ અને બીજાં એવાં નામોની વ્યાખ્યાઓ તેમની પાસે બોલાવતો

હતો. બાળકોના જવાબો પણ સ્વાભાવિક રીતે મારા પ્રશ્નોના જેવા જ શુષ્ક અને મૂર્ખામીભરેલા મળતા હતા.

તેમ છતાં, રમત સમયે બાળકો મકાન બહાર નીકળ્યાં કે તરત જ, જાણે કે સામાન્ય પ્રેરણાથી, તેઓ કાંપવાળા મેદાનમાં દોડી ગયાં. થોડી જ વારમાં ઠંડા પાણીમાં તેઓ ફરવા લાગ્યાં, સુગંધીદાર ઘાસમાં આમતેમ કૂદવા લાગ્યાં, અને આનંદ કરવા લાગ્યાં. ભૂગોળના પાઠની શુષ્ક મહેનતના મુકાબલે આ આનંદની સ્પષ્ટતા વધુ તરી આવતી હતી. મને પણ તરત જ એ આનંદનો ચેપ લાગ્યો. થોડી જ વારમાં હું પણ એ બાળકોની પૂંઠે સપાટાબંધ દોડ્યો અને શાળાના શુષ્ક અને મૃતપ્રાય વાતાવરણને બદલે, બહારના ચેતન અર્પે તથા ઝણઝણાટી ઉત્પન્ન કરે એવા આનંદી વાતાવરણમાં સામેલ થયો.

પહેલાંના ભૂગોળના પાઠમાંથી છૂટીને, શાળાના મકાનની બહાર નીકળ્યા પછી થોડા જ વખતમાં, એક છોકરો આ એક પ્રકારની શોધખોળ કરનારી મંડળીનો આગેવાન થઈ ગયો. શાળાના ઓરડામાં તો, મુખપાઠ કરવામાં એ સૌથી ઠોઠ હતો. એની નેતાગીરી નીચે અમે શોધખોળ શરૂ કરી. ઝરાઓ ખૂંદતાં ખૂંદતાં અમે ટાપુઓ, ભૂશિરો અને દ્વીપકલ્પો શોધી કાઢ્યા. વળી કોઈ કોઈ ઠેકાણે એકાદ નાનું સરોવર કે અખાત પણ જણાતો. કેટલાક વિદ્યાર્થીઓ એ બતાવીને કહેવા લાગ્યા કે, ઝરો જો પૂરતો મોટો હોત તો વહાણો માટે સહીસલામત બંદરો બની શકે એવું છે. તરત જ એકેએક બાળક જમીન અને પાણીના કુદરતી વિભાગોને બતાવી તેમનાં નામ જણાવવામાં મશગૂલ બની ગયું. અને પછી, કેટલાક દિવસ બાદ અમે

લાકડાના ટુકડા અને છાલ મેળવ્યાં અને ઝરાઓમાં વહેતાં મૂકી દીધાં. અમે કલ્પના કરી કે, દુનિયાના એક ભાગમથી બીજા ભાગ તરફ વેપારી માલ લઈ જનાર આ મોટાં વહાણો છે. સપાટ પ્રદેશમાં જે રીતે ઝરો આમતેમ વહેતો હતો, એનો અમે અભ્યાસ કર્યો. ઝરાથી નીચે ગબડી પડેલા રેતીના કણ અને માટીથી, રેતીની પાળ કેવી રીતે બને છે તથા એને અનુરૂપ બંદરો પણ કેવી રીતે બને છે, એ પણ અમે જોયું. આ બંદરો ઉપર અમે શહેરોનાં સ્થાન નક્કી કર્યાં, અને જલ-શક્તિથી ઔદ્યોગિક કેન્દ્રો બાંધી શકાય એવી જલશક્તિ ક્યાં છે એ શોધી કાઢવાનો અમે પ્રયત્ન કર્યો.

થોડા જ વખતમાં અમને માલૂમ પડ્યું કે, શાળાના પાઠ શીખવાનું અમે તદ્દન અજાણપણે શરૂ કર્યું છે અને નવી પદ્ધતિએ અમે ભૂગોળ શીખી રહ્યા છીએ. તેમ છતાં, આ વખતે અમને અમારા કાર્યમાં સાચો આનંદ અને ઉત્સાહ મળતા હોય એમ જણાયું. હું ધારું છું કે શિક્ષક અને શિષ્યો બન્ને, એ ટૂંક સમયમાં, ખૂબ ભૂગોળ શીખ્યા. એટલા ટૂંક સમયમાં પહેલાં કે ત્યાર પછી કોઈ દિવસ તેઓ એવી ભૂગોળ શીખ્યા નહિ હોય.

અમુક વસ્તુઓનો પુસ્તકો દ્વારા અભ્યાસ કરવો અને પુસ્તકોના વાહન વિના અભ્યાસ કરવો એ વચ્ચે સાચો તફાવત શો છે, એ બાબત મને પહેલી જ વાર આપોઆપ સમજાઈ. શાળાના ઓરડામાં રહીને ભૂગોળનો ઘણા દિવસ સુધી અભ્યાસ કરવાથી પૃથ્વીના કુદરતી ભાગો સંબંધી વિદ્યાર્થીઓ જે ખ્યાલ મેળવત, એના કરતાં, રજાના આ સમય-વિભાગમાં બાળકોએ વધારે ખ્યાલ મેળવ્યા હતા. ખરેખર, તેઓ નહોતા શીખ્યા

નામો કે નિયત કરેલાં સ્થાનો, નહોતા શીખ્યા ભૂશિરોની કે અખાતોની અને ટાપુઓની વ્યાખ્યાઓ, પરંતુ એથી વધારે અગત્યનું કંઈક શીખ્યા હતા. ભૂશિરો, ટાપુઓ અને દ્વીપકલ્પો વિષે વિચાર કરવાનું તેઓ શીખ્યા હતા. તે દિવસથી, જ્યાં જ્યાં તેમને જળ વા જમીનના કુદરતી વિભાગો મળી આવતા, ત્યાં ત્યાં એ ઓળખી કાઢવાની એમને જરા પણ મુસ્કેલી માલૂમ પડતી નહિ, અને તેમને એમ કરવામાં સાચો રસ પડતો.

આવી રીતે જે પાઠ હું શિક્ષક તરીકેના મારા અનુભવની શરૂઆતમાં શીખ્યો હતો તે હું કદી પણ ભૂલી ગયો નથી. વિદ્યાર્થીઓ અભ્યાસ કરે, પૃથક્કરણ કરે અને વાસ્તવિક વસ્તુઓની તુલના કરે, એવી તાલીમ આપવી એ કેટલી અગત્યની વસ્તુ છે એ સંબંધી, મારા ટસ્કેજી સંસ્થાના બધાય કામ દરમિયાન, અમારા શિક્ષકો ઉપર છાપ પાડવાની મેં કોઈ પણ તક ગુમાવી નથી. વળી શાળાના વર્ગમાં અને પાઠ્ય-પુસ્તકમાં વિદ્યાર્થી જે શીખ્યા હોય એનો ઉપયોગ તેઓ એવી રીતે કરે કે જેથી એ નિરીક્ષણ કરી શકે, વિચાર કરી શકે, અને વસ્તુઓ તથા વાસ્તવિક જીવનની પરિસ્થિતિ સાથે પ્રસંગ પાડી શકે, એ બાબતની અગત્ય શિક્ષકો ઉપર ઠસાવવાની એક પણ તક મેં ગુમાવી નથી.

થોડાક સમય ઉપર ટસ્કેજીના એક નવા શિક્ષકના વર્ગની મેં મુલાકાત લીધી. તેઓ તોલ-માપનો વિષય વર્ગમાં ચલાવતા હતા. આ શિક્ષક એવો આગ્રહ રાખતા હતા કે દરેક વિદ્યાર્થીએ તોલ-માપનાં કોષ્ટક મોઢે કરવાં. જ્યારે હું વર્ગમાં પેઠો ત્યારે તેઓ ફૂટ, વાર, રૂડ, ગીલ પિંટ, ક્વાર્ટ,

ઔંસ, પાઉંડ વગેરે કોષ્ટકના શબ્દો આવે એવું, પ્રાર્થનાની ઢબે ગવાતું હોય એમ લાગતું, એક જોડકણું કે ગીત મોઢે બોલી જવામાં બધા મશગૂલ હતા. થોડી મિનિટો સુધી તો આ કાર્યક્રમ તરફ હું જોઈ રહ્યો. ત્યાર પછી મને એક મજાનો વિચાર સૂઝી આવ્યો. વર્ગ લેવાનું મને સોંપવા મેં શિક્ષક પાસે માગણી કરી. જે વર્ગમાં તેઓ બેઠા હતા એ વર્ગને કોઈએ કદી માપ્યો હતો કે નહિ, એ પ્રશ્નથી મેં શરૂ કર્યું. વર્ગમાં તદ્દન શાંતિ પથરાઈ ગઈ.

પછી મેં તેમને પૂછ્યું કે, તમારામાંથી કોઈએ કદી એક એકર જમીન એટલે શું, એ વાત પ્રત્યક્ષ માપણીની દૃષ્ટિએ જોઈ છે? અને પાણીનું માપલું અથવા એક અધોળ કે એક રતલ ખાંડ એટલે શું, એનો પ્રત્યક્ષ સાચેસાચો ખ્યાલ મેળવ્યો છે? જવાબમાં એક પણ હાથ ઊંચો થયો નહિ.

પછી મેં શિક્ષકને કહ્યું કે, એક અઠવાડિયા સુધી હું એ વર્ગનું કામકાજ સંભાળી લઉં છું. અઠવાડિયું પૂરું થયું ત્યાર પહેલાં તો વર્ગના દરેક વિદ્યાર્થી પાસે કોઈ ને કોઈ જાતના માપનું સાધન છે કે કેમ એની મેં ખાતરી કરી લીધી, મારી દોરવણી નીચે વિદ્યાર્થીઓએ વર્ગના ઓરડાનું માપ લઈ લીધું, અને ઓરડાની દીવાલો રંગવાની કેટલી કિંમત થશે એ પણ એમણે ખોળી કાઢ્યું.

વર્ગના ઓરડામાંથી અમે ખેતરના એક એવા ભાગમાં ગયા કે જ્યાં વિદ્યાર્થીઓ શકરિયાં રોપતા હતા. અમે તરત જ શકરિયાંની એક એકર જમીનની માપણી કરી કાઢી. એ એકર જમીનમાં કેટલાં શકરિયાં થયાં તથા એ

ઉગાડવામાં કેટલું ખર્ચ અને કેટલો નફો થયો એની પણ અમે ગણતરી કરી કાઢી.

અઠવાડિયું પૂરું થયું ત્યાર પહેલાં તો આખા વર્ગને કોઠારમાં લઈ જવામાં આવ્યો, અને ત્યાં ખાંડને પ્રત્યક્ષ માપી જોવાની તક મળી. કોઠારી પાસેથી, રોજ કેટલી ખાંડ વપરાય છે, એના કેટલાક મજાના આંકડા જાણવાના મળ્યા. પછી દરેક વિદ્યાર્થી દરરોજની કેટલી ખાંડ વાપરે છે એની ગણતરી કરી. અમે ફરીથી ખેતરમાં ગયા અને એક જીવતા કુક્કરને તોળ્યું, અને વર્ગની પાસે ખોળી કઢાવ્યું કે, શિકાગોમાં નહિ પણ એલાબામામાં, કુક્કરના માંસનો એ દિવસે કેટલો બજાર-ભાવ હશે. વળી કોઈ કાલ્પનિક કુક્કરની કે શિકાગોના કુક્કરની નહિ, પણ તેમણે જે કુક્કરને પ્રત્યક્ષ જોખી જોયું હતું એની, સ્થાનિક બજારમાં કેટલી કિંમત ઊપજશે, એ પણ એમની પાસે ગણાવ્યું. આ બધી વિધિઓ કરતાં કેટલોક વખત લાગ્યો, પણ હું ધારું છું કે એનો બદલો સારો મળ્યો હતો. વળી એમાં બધાંને મજા પણ પડી હતી. મનેય રમૂજ પડી અને વિદ્યાર્થીઓને તો વળી એથી પણ વધારે રમૂજ પડી. શિક્ષક પણ પ્રસંગવશાત્ જાગ્રત થઈ ગયા અને એક એવો પાઠ શીખ્યા કે જે તેઓ કદી ભૂલ્યા નથી એમ હું હિંમતપૂર્વક કહું છું.

હાલમાં વિદ્યાલયમાં કામ કરતા બધા શિક્ષકો પાસેથી એવી આશા રાખવામાં આવે છે કે, ઉદ્યોગ-વિભાગમાં કામ કરતા વિદ્યાર્થીઓના કામનો તેઓ કાળજીથી અભ્યાસ કરે. દાખલા તરીકે, ગણિતશાસ્ત્રનો વર્ગ શિક્ષકની દેખરેખ નીચે દુકાનોમાં, દુગ્ધાલયોમાં કે બહાર ખેતરમાં લગભગ દરરોજ

જાય છે અને ગણિતશાસ્ત્રના કૂટ પ્રશ્નોનો પ્રત્યક્ષ અભ્યાસ કરે છે. અંગ્રેજીના વર્ગના વિદ્યાર્થીઓને કોઈ ધંધાનો કે દુકાનમાં વિદ્યાર્થીઓએ કરેલા કોઈ એક કામનો ઇતિહાસ તપાસવા મોકલવામાં આવે છે, અને વર્ગના બીજા વિદ્યાર્થીઓના લાભાર્થે એ ધંધા કે કામનો હેવાલ લખવાનું તેમને કહેવામાં આવે છે. આવી રીતે લખાતા હેવાલો કેવા રૂપમાં લખાય છે એના ઉપર ધ્યાન આપવામાં આવે છે એટલું જ નહિ, પરંતુ ચોકસાઈ અને સ્પષ્ટતા તરફ તો ખાસ વધારે ધ્યાન અપાય છે. જે વિદ્યાર્થી આ જાતનો નિબંધ તૈયાર કરે છે તે એવું કંઈક લખે છે કે જેમાં બીજા વિદ્યાર્થીઓને વ્યાવહારિક રસ હોય છે. અને જો વિદ્યાર્થીઓ ચોકસાઈથી ન લખે તો વર્ગમાં એક કે એકથી વધારે વિદ્યાર્થીઓ હંમેશાં એવા તો હોય છે જ કે જેઓ એ વિષયનું વિવેચન કરવા પૂરતું અને એમાં કરેલાં વિધાનો સુધારવા પૂરતું જ્ઞાન ધરાવતા હોય. આવી બાબતમાં વિદ્યાર્થી જાણે છે કે, તે રોજના વ્યવહારમાં આવતી પ્રત્યક્ષ વસ્તુઓ સાથે કામ પાડે છે, અને તેથી સ્વાભાવિક રીતે, તે જે વિધાનો કરે છે તેને માટે એ જવાબદાર છે એમ તેને લાગે છે. કોઈ જ્ઞાનકોશમાંથી કે આડકતરી રીતે બીજા પાસેથી મેળવેલી હકીકત જ એકઠી કરીને એને મૂકવાની હોય તો એવી જવાબદારી એને લાગે નહિ.

પુસ્તકોના કરતાં વસ્તુઓના અભ્યાસને હું વધારે ભારપૂર્વક મહત્ત્વ આપું છું, એનો અર્થ એ નથી કે ઇતિહાસ, સામાન્ય સાહિત્ય અથવા સંસ્કાર વધારનાર વિષયો તરીકે ઓળખાતા વિષયોની કિંમત હું ઓછી આંકું છું. તેમ છતાં હું એવો વિચાર તો જરૂર ધરાવું છું કે, યુવાન સ્ત્રીપુરુષોએ

સૌથી પ્રથમ એમની આજુબાજુ આવેલી વસ્તુઓ સંબંધી સ્પષ્ટ ખ્યાલ બાંધી લેવા જોઈએ. કારણ કે, આ ખ્યાલો વડે જ તેઓ પોતાના પ્રત્યક્ષ વ્યવહારથી અસંબદ્ધ અને દૂર રહેલી એવી વસ્તુઓને સમજવાના કે તોળી જોવાના છે. યુવાન અને બિનઅનુભવી મનને અસ્પષ્ટ, દૂરની અને ભેદી બાબતો માટે એક જાતની ઘાતક મોહિની હોય એમ જણાય છે.

હબસીના સ્વાતંત્ર્યના શરૂઆતના દિવસોમાં, જ્યારે કેળવણી એક નવી વસ્તુ હતી ત્યારે નિશાળે જતા છોકરામાં એક તદ્દન સ્વાભાવિક અને માનવોચિત મહત્ત્વાકાંક્ષા હતી કે, પોતે જે નવી અને વિચિત્ર વસ્તુઓ શાળામાં શીખ્યો હોય તે ઘેર જઈને વૃદ્ધોને કહેતો અને તેમને અચંબો પમાડતો. એનાં માતપિતાએ જે ભાષા કદી સાંભળી ન હોય એ ભાષામાં થોડાક વિચિત્ર શબ્દો જો તે બોલી શકતો, અથવા વિચિત્ર અને ચમત્કારિક અક્ષરોવાળા કોઈ પુસ્તકમાંથી થોડાંક વાક્યો વાંચી શકતો, તો તે તેમને ગૌરવનો અનુભવ કરાવી ઘણું સુખ પમાડી શકતો. પરિણામે, શાળાઓ અને શિક્ષકો કેળવણી સાથે સંકળાયેલી સર્વ બાબતોને, સંધ્યાકાળના સામ્રાજ્ય પેઠે, ગૂઢ અને પ્રકૃતિથી પર એવા ભાવમાં રાખવાને સતત લલચાતા. તદ્દન અજાણપણે, તેઓ તેમના શિષ્યોના મનમાં એવી છાપ ઉત્પન્ન કરતા કે, જે કુમાર કે કુમારિકા કેળવણીના અમુક બીબામાં થઈને અથવા વિધિઓમાં થઈને પસાર થાય છે તે, બાકીની દુનિયાને અગમ્ય, એવા એક ગૂઢ જ્ઞાનના પ્રદેશમાં પ્રવેશ કરે છે. આની સાથે સાથે એવો ખ્યાલ પણ પેદા થતો કે, કોઈ માણસ આ કેળવણીના ખોખામાંથી અને

વિધિઓમાંથી પસાર થયો હોય છે તેથી જ તે બાકીની દુનિયાથી અલગ એવો એક વધારે ઊંચો માનવી બની જાય છે. તે એક ‘બુદ્ધિશાળી દશમ'ના વર્ગનો અથવા તો એવી જ બીજી કોઈ અસ્પષ્ટ વ્યાખ્યાવાળી અને ખાસ અલગ જમાતનો સભ્ય બની જાય છે.

મારા અભિપ્રાય પ્રમાણે, આવા વિચારોનો સામાન્ય સ્વીકાર થાય તો વિદ્યાર્થીની ફતેહને કે કેળવણીના હિતને વધારે ઘાતક બીજી કોઈ પણ વસ્તુ ન બને. લાંબે ગાળે એવું જણાશે કે, કાળા કે ગોરા કોઈનેય એમનાં બાળકો માટે આવી કેળવણી જોઈતી નથી, અને એવી કેળવણી આપનાર શાળાઓને તેઓ આશ્રય નહિ આપે.

મારા અનુભવે મને શીખવ્યું છે કે, કેળવણીમાં જ નહિ, કોઈ પણ ધંધામાં ફતેહ મેળવવાનો સૌથી ખાતરી-લાયક રસ્તો તો એ છે કે, સામાન્ય અને પરિચિત વસ્તુઓને નિકટ વળગી રહેવું. જે વસ્તુઓ સાથી મોટા ભાગના લોકોને સૌથી વધારે સમય માટે લાગતી વળગતી હોય એને જ વળગી રહેવાથી ફતેહ મળે છે.

ઘાસ જેમ બધે હોય છે, અને સૂર્યનો પ્રકાશ અને વરસાદ જેમ સૌને મફત મળે છે, તેમ કેળવણી પણ બધાને મફત મળે એવું જોવાની મારી ઇચ્છા છે.

તેમ છતાં, દરેક જણને કેળવણી સુલભ કરવાનો રસ્તો એ છે કે, જે વસ્તુ જાણવાની દરેકને જરૂર હોય તે વસ્તુ તેને શીખવવી. હું હિંમતપૂર્વક કહું છું કે, કોઈ પણ શાળામાં કાંઈ પણ શીખવાય તે જો, દાખલા તરીકે, વિદ્યાર્થીને અન્ન ઉત્પન્ન કરવાની કે તેને લગતી સેવાઓની લાયકાત અર્પશે,

તો તે શાળા લોકપ્રિય થશે અને તે શિક્ષણ પસંદ પડશે. આનું કારણ સાવ સાદું છે: દિવસમાં કેટલીય વાર દરેક જણને અન્નની સાથે સંબંધ કે લેવાદેવા આવે છે, અને અન્નના ઉત્પન્ન અને વેચાણમાં દુનિયાના મોટા ભાગના લોકોનું સીધી યા આડકતરી રીતે હિત સમાયેલું હોય છે.

થોડાક સમય ઉપર એક વણે ભાગે ગરીબ સમાજની હાઈસ્કૂલના વર્ષના અંતિમ સમારંભમાં હું હાજરી આપવા ગયો હતો.

પાસ થનારા વિદ્યાર્થીઓને જે નિબંધ વાંચી સંભળાવવાનો હતો, તેનો વિષય 'યુરોપનો કાલ્પનિક પ્રવાસ' એ હતો. અલબત્ત, શ્રોતાઓ કંટાળી ગયા અને કેટલાક તો ઝોકાં પણ ખાવા લાગ્યા. એ જોઈને મને કંઈ નવાઈ ન લાગી. વાસ્તવિક રીતે તો, આ વ્યાખ્યાન આપનાર વિદ્યાર્થીઓમાંથી કોઈનાં માતાપિતા કદી યુરોપ ગયાં હોય અથવા નજીકના ભવિષ્યમાં જવાની કદી તેમને તક મળવાની હોય, એમ હું ધારતો નથી. આમ, તે વ્યાખ્યાન શ્રોતાઓને કોઈ રસ પડે એવી વાત છેડી ન શક્યું. તેઓએ અનુભવેલી કોઈ પણ વ્યવહારુ કે માનવોચિત રસની વાતથી તે વ્યાખ્યાન તદ્દન વેગળું જ હતું. અમેરિકાનું સામાન્ય કુટુમ્બ સાધારણ રીતે યુરોપમાં મુસાફરી કરતું નથી. એ ઉપરાંત શાળામાંથી પાસ થનાર કોઈ પણ વિદ્યાર્થી કદી યુરોપ ગયો નહોતો. તેથી જે બાબત વિષે વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ જ્ઞાન હોય એ બાબત વિષેનું તેઓનું લખાણ નહોતું.

કેટલાંક વર્ષો પૂર્વે ટસ્કેજીમાં અમે એક અખતરો કર્યો હતો. અમારી વક્તૃત્વકળા અને અમારા માંગળિક સમારંભોનાં

વ્યાખ્યાનો પ્રત્યક્ષ વસ્તુઓના વધારે નિકટ સંબંધમાં આણવાનો એ પ્રયત્ન હતો. વિદ્યાર્થીને જે વસ્તુઓનું પ્રત્યક્ષ જ્ઞાન હોય એ વિષય ઉપર અમે નિબંધ લખવાનું કહ્યું હતું. ખરી રીતે જોતાં, આ દિશામાં સુધારો કરવાનો પ્રથમ પ્રયત્ન કરનાર ટસ્કેજીની સંસ્થા જ હતી, એમ હું માનુ છું.

સાધારણ રીતે, હાઇસ્કૂલના વાર્ષિક અંતિમ સમારંભમાં,* પાસ થઈને બહાર પડતા વિદ્યાર્થીઓ વ્યાસપીઠ પર ઊભા રહે, અને કશાય અનુભવના અભાવ છતાં, જીવનમાં કેમ સફળ થવું એની ઉપર પોતાનાં મોટેરાંને બોધ આપે, એવી આશા રખાય છે.

ટસ્કેજીમાં સદ્‌ભાગ્યે અમે સાડત્રીસ ઉદ્યોગો ચલાવતા હતા, એક હજાર એકર જમીન ખેડતા હતા, અને વિદ્યાર્થીઓને સામાન્ય કેળવણી આપવા ઉપરાંત સામાન્ય પરિચિત વેપાર-ધંધાઓમાંથી ગમે તે એક બાબતનું તેમને ઠીક ઠીક સારું જ્ઞાન પણ આપતા હતા. તેથી કરીને, શ્રોતાઓ જે બાબતથી પરિચિત હોય છે અને જેમાં તેમને ઓછોવત્તો રસ પડે એવું હોય છે, એવી બાબતોનો ઉલ્લેખ જ વિદ્યાર્થીઓના નિબંધોમાં આવે છે.

'આલ્પ્સની પેલી પાર ઇટલી આવેલું છે,' એવા કોઈક વિષય ઉપર અમારા વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીની પાસે નિબંધ વંચાવવાને બદલે, ઘરનું છાપરું કેવી રીતે બાંધવું,

* આ સમારંભો વખતે, પાસ થનાર વિદ્યાર્થીઓ કોઈક નિશ્ચિત વિષય પર વ્યાખ્યાન આપે, એવી ગોઠવણ અમેરિકાની શાળામાં હોય એમ લાગે છે. એ ગોઠવણનું આ વર્ણન છે. અનુ૦

પનીર બનાવવાની યોગ્ય રીત કઈ છે, અથવા કૃત્રિમ ગરમી આપી ઈંડાં કેવી રીતે સેવી શકાય છે, એવા વિષયોની સપ્રયોગ સમજૂતી શ્રોતાઓ સમક્ષ અમે તેમની પાસે અપાવડાવીએ છીએ. કદાચ, માંદાની માવજતની કેળવણી આપવાની શાળાની કોઈ વિદ્યાર્થિની, અકસ્માત સમયે પ્રાથમિક મદદ કેવી રીતે આપવી, એ સંબંધીને પ્રયોગ પણ કરી બતાવતી હોય છે. દુગ્ધાલયના વિષય ભણતી કોઈ કુમારિકા, પોતે શું શીખી છે, તેનું વર્ણન કરતી હોય છે એટલું જ નહિ, પરંતુ આધુનિક દુગ્ધાલયમાં જુદી જુદી કેવી પદ્ધતિઓએ કામ કરવામાં આવે છે, તે પણ કરી બતાવતી હોય છે.

સત્ય શું કામ આચરવું જોઈએ એ વિદ્યાર્થી પાસે કહેવડાવવાને બદલે, ભૂંડને ખવડાવવા સંબંધી, એના રોગ સંબંધી અને એની માંદગીના પ્રસંગે તેની કાળજી કેવી રીતે લેવી, એ સંબંધી તે શું શીખ્યો છે, એ કહેવા અમે તેને જણાવીએ છીએ. એટલે, એની માવજતની પદ્ધતિઓ પ્રત્યક્ષ બતાવવા માટે, તથા શ્રોતાઓ ઉપર પોતે કયા મુદ્દા ઠસાવવા મથે છે તેના પદાર્થપાઠ આપીને બતાવવા સારુ, વિદ્યાર્થી ભૂંડને વ્યાસપીઠ પર સામે રાખશે.

ગયા એ માસના પ્રારંભિક વ્યાખ્યાન-પર્વમાં, અમારા એક વિદ્યાર્થીએ તેના વ્યાખ્યાનમાં એક એકર જમીનમાં તેણે કોબી કેવી રીતે વાવીને તેનો પાક લીધો એનું વર્ણન આપ્યું. એની બાજુમાં, વ્યાસપીઠ ઉપર, કોબીના સૌથી સરસમાં સરસ ને મોટામાં મોટા ગઠ્ઠાનો એણે ઢગલો કર્યો હતો, કે જેવા મેં કદી નહોતા જેયા. એ કોબીનાં બીજ એણે કયાંથી અને કેવી રીતે મેળવ્યાં હતાં એ સંબંધી એણે વાત કરી.

તેણે જમીનને કેવી રીતે તૈયાર કરી અને ફળદ્રુપ બનાવી તથા જમીન ઉપર કેવી રીતે કામ કરીને પાકની લણણી કરી, અને છેવટે, આ બધા કામમાં તેને કેટલું ખર્ચ થયું, એ બધાનું તેણે વર્ણન આપ્યું. આ પ્રક્રિયા આમ તો સાવ સાદી જ હતી, પણ એનું વર્ણન કરતાં વિદ્યાર્થીએ નિબંધ-લેખન, વ્યાકરણ, ગણિતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને કૃષિશાસ્ત્ર સંબંધી પોતે જે શીખ્યો હતો, તેનો ઘણો ભાગ ઉપયોગમાં આણ્યો હતો. મેં ઉપર જણાવેલાં બધાં જુદાં જુદાં તત્ત્વો એણે એના વર્ણનમાં વણી લીધાં હતાં એટલું જ નહિ, પરંતુ આસપાસના પ્રદેશમાંથી એકત્ર થયેલા હબસી શ્રોતાઓને એક એવા વિષય સંબંધી કેટલીક ઉપયોગી અને વ્યાવહારિક માહિતી આપી હતી, કે જે શ્રોતાઓ સારી રીતે સમજતા હતા અને જેમાં એમને રસ હતો. વ્યાખ્યાનને અંતે વ્યાખ્યાતાએ જ્યારે વ્યાસપીઠ પરથી કોબીનો એક સૌથી મોટો ગટ્ટો લઈને શ્રોતાઓને જોવાને માટે ઊંચો કર્યો, ત્યારે તેમણે તેને હર્ષના ઉમળકાથી તાળીઓ પાડી વધાવી લીધો. પ્રારંભિક વ્યાખ્યાન-પર્વમાં કોબી જેવા વિષય ઉપરનું વ્યાખ્યાન રસિક ન બની શકે એમ માનનારાઓ આ તાળીઓનો ગડગડાટ સાંભળવા ત્યાં હાજર હોત એમ હું ઇચ્છું છું. ખરી રીતે જોતાં, લૅટિનનું એક પાન જેટલું મનોરંજક ને નવીનતાવાળું હોય છે, એમાં જેટલી ચમત્કૃતિ, ગૂઢતા અને આશ્ચર્ય હોય છે, એનો અભ્યાસ જેટલો જ્ઞાનવર્ધક, વિશાળ દૃષ્ટિ બનાવનાર અને સંસ્કાર-દાયી હોય છે, તે બધું એક કોબીમાં રહેલું છે. તેમ છતાં, આ એક તફાવત છે: હબસીનો એક છોકરો લૅટિનના એક પાનનો અર્થ કરવાનું શીખે છે કે નહિ, એનાથી દુનિયામાં

ભાગ્યે જ કંઈ ફેર પડી જશે. પરંતુ, એક છોકરાને કેળવણીની ખેતીમાં મન લગાડવાનું, તેનો અભ્યાસ કરવાનું, અને તેમાં નવા વિચારોના પ્રયોગ કરવાનું શીખવવામાં આવે, તો તે છોકરાએ એક એવી પ્રક્રિયા શરૂ કરી હશે કે જે જો સતત ચાલ્યા કરે તો તે આખરે, દક્ષિણમાં આજે જે દશા છે, તે બધાની સિકલ જ ફેરવી નાંખે.

અત્યાર સુધી મેં જે આદ્યોગિક કેળવણીની વાત કરી છે, તે તો કેળવણીને જીવન સાથે સાંકળનાર એક સાધન તરીકેની જ વાત છે. એક છોકરો શાળામાં રંધો ચલાવવાનું શીખ્યો છે અથવા તો જમીનના રસાયણશાસ્ત્ર સંબંધી તેણે જ્ઞાન મેળવ્યું છે, એટલામાત્રથી એવી ખાતરી નથી મળતી કે, એનામાં એની આજુબાજુના જીવન ઉપર કંઈ નૂતન અને પ્રાણવાન અંકુશ ધરાવવાની શક્તિ આવી ગઈ છે. તેની સાથે એણે એ પણ શીખવું જોઈએ કે, પોતાની આસપાસની સ્થિતિમાં ફેરફાર કરી તેને સુધારવાને, તેને મળેલાં જ્ઞાન અને તાલીમનો તે ઉપયોગ કરી શકે.

પોતાના શિક્ષણનો પ્રત્યક્ષ વસ્તુઓ સાથે સંબંધ જોડવાની તક હાથવંત હોવા છતાં, કેટલાક શિક્ષકો તેનો લાભ લેવામાં નિષ્ફળ નીવડયાનાં રસપ્રદ અને રમૂજી દૃષ્ટાન્તો મારા પ્રવાસો દરમિયાન મને જોવાનાં મળ્યાં છે. અત્રે મને કાંઈક પ્રખ્યાતિ પામેલી એક શાળાનું દૃષ્ટાન્ત યાદ આવે છે. બહુ વેગળા સમયની એ વાત નથી. આ શાળામાં હાથની કેળવણી કે ઉદ્યોગનું ખાતું ચાલે છે. તે વિષે શાળાના અધિકારીઓએ ઠીક ઠીક મોટી વાતો કરી હતી. કહેવાતી ઔદ્યોગિક તાલીમને માટે વપરાતા મકાનની લગભગ સામે જ, મેં જોયું કે, એક મોટું

ઈંટેરી મકાન બંધાતું હતું. આ સંસ્થાના ઔદ્યોગિક શિક્ષણ ખાતામાં શીખવાતા યંત્રશાસ્ત્રનો દરેક સિદ્ધાન્ત આ મકાનના બાંધકામમાં પ્રત્યક્ષ અમલમાં ઉતારાતો હતો. આમ છતાં, તપાસ કરતાં મને જણાયું કે, ઔદ્યોગિક શિક્ષણ ખાતામાં જે શીખવાતું હતું તેનું, સામે જ થતા ઈંટેરી મકાનના બાંધકામ સાથે અનુસન્ધાન કરવાને શિક્ષકે પ્રયત્ન જ કર્યો નહોતો. આ મકાન ઉપર કામ કરવાની વિદ્યાર્થીઓને તક જ મળી નહોતી; તેમના શિક્ષક સાથે તે ત્યાં ગયા પણ નહોતા; એનું બાંધકામ કરતાં જે પ્રત્યક્ષ કૂટ-પ્રશ્નો ઉપસ્થિત થતા હતા, એનો વિચાર કરવાનો તેમણે પ્રયત્ન જ કર્યો નહોતો. વર્ગમાં જે વિષયો શિખવાડવામાં આવતા હતા અથવા શાળાના ઔદ્યોગિક ખાતામાં જે કામ કરવામાં આવતાં હતાં, તેમની અને શાળાની બહાર જે કામ ચાલતું હતું એની વચ્ચે કશો પણ સંબંધ જોડવામાં આવતો નહોતો. હું જેટલું જોઈ શક્યો તે પરથી તો, તે શાળામાં વિદ્યાર્થીઓને જે કાંઈ મળતું હતું તે માત્ર ઔપચારિક વિધિ જેવું હતું; એક અંગ્રેજી વાક્ય સમજવું કે લૅટિન ક્રિયાપદનાં રૂપો કહેવાં એના જેવી જ એ શિક્ષણપ્રક્રિયા હતી.

પશ્ચિમ વર્જીનિયાની નાનકડી ગ્રામ-શાળાના અનુભવ ઉપરથી હું પ્રથમ એટલું તો શીખ્યો હતો કે, પાઠ્ય-પુસ્તકો સિવાય બહારની સાચી વસ્તુઓના પ્રત્યક્ષ જ્ઞાનથી પણ શિક્ષણ પ્રાપ્ત થઈ શકે છે. ત્યાર પછી મળેલા અનુભવે હું એ પણ શીખ્યો છું કે, શાળાના મકાનની બહાર ખેતરોમાં, ઘરોમાં અને શાળાની આસપાસ વસતા લોકોના દૈનિક જીવનમાં શિક્ષણના કાર્યને લઈ જવું એ એટલું જ અગત્યનું છે.

ટસ્કેજીની અમારી સંસ્થાની એક અગત્યની પ્રવૃત્તિ, જેને અમે ‘Extension work’ (શાળા બહારનું કામ)ના નામથી ઓળખીએ છીએ, તે છે. એની અંદર સંસ્થાનાં લગભગ બધાં ખાતાં ભાગ લે છે. વસ્તુતઃ શાળાની પ્રવૃત્તિઓની કોઈ પણ શાખા કરતાં શાળા બહારની આ શાખામાં હાલ અમે વધારે ધ્યાન રોકીએ છીએ, વધારે શક્તિ અને મહેનતનો ઉપયોગ કરીએ છીએ.

આ શાળા બહારની પ્રવૃત્તિઓની હાલમાં જે શાખાઓ નીકળી છે અને એમનું જે સ્વરૂપ બંધાયું છે, તે બધાનું અત્રે વર્ણન કરવું અશક્ય છે. છતાં, જે એક વસ્તુ ઉપર હું ભાર મૂકવા ઇચ્છું છું તે એ છે કે, શિક્ષણના જૂની પદ્ધતિના ખ્યાલ પ્રમાણે શીખવવા કરતાં પરિસ્થિતિ સુધારવા અમે આમાં વધારે પ્રયત્ન કરીએ છીએ. શાળાની આસપાસના પ્રદેશમાં ખેતી કરવાની પદ્ધતિઓ સુધારવાનો, ખેડૂતોના ગૃહ-જીવનમાં ફેરફાર કરી એને સુધારવાનો, તથા માત્ર મેકન પરગણા માટે જ નહિ, પણ સંસ્થાનનાં બીજાં અનેક પરગણાં સારુ એક આદર્શ શાળા-પદ્ધતિની સ્થાપના કરવાનો અમે પ્રયત્ન કરીએ છીએ.

શિક્ષણે જીવન સાથે સંબંધ રાખવો જોઈએ એમ જે હું કહું છું એનો અર્થ સૌથી સારી રીતે સ્પષ્ટ કરવા હું એક પ્રકારની ગ્રામ-શાળાનું દૃષ્ટાંત આપીશ, કે જે પ્રકાર અમે અમલમાં મૂક્યો છે અને મેકન પરગણામાં જે સ્થાપવા અમે મથીએ છીએ. અમારા પરગણામાં કેટલીક શાળાઓ એવી છે કે જેમને એક અર્થમાં આદર્શ ગ્રામ-શાળાઓ કહી શકાય. આશરે પચાસેક સમાજોએ છેલ્લાં ચાર પાંચ વર્ષોમાં શાળાનાં

નવાં મકાનો ઊભાં કર્યાં છે, અને શાળાનાં સત્રો પણ આઠ નવ માસ સુધી લંબાવ્યાં છે. ટસ્કેજી સંસ્થાની દોરવણી અને પ્રેરણાથી એમણે હબસી ખેડૂતો પાસેથી ફંડ ઉઘરાવીને મોટે ભાગે આ કામ કર્યું છે.

જે શાળાની હું વાત કરું છું તે 'Rising Star' 'ઊગતો તારો' એ નામથી ઓળખાય છે. હબસીઓએ પોતાના દેવળને એ જ નામ આપ્યું છે, અને એની આસપાસ વસતા નાના ખેડૂત-સમાજનું પણ એ જ નામ પડી ગયું છે. સખત પરિશ્રમ કરનાર, કરકસરિયા અને ખેડૂત તરીકે ફતેહમંદ નીવડેલા આશરે વીસ કે એથી પણ વધારે હબસી ખેડૂતોનો એ 'ઊગતો તારો'–સમાજ બનેલો છે. તેમનામાંના ઘણાને પોતાની માલકીની જમીન છે. આ સમાજમાં ધનની છત નથી; અને પ્રત્યક્ષ તંગી કદાચ હોય તોપણ બહુ નથી. એલાબામામાં મેં કામ શરૂ કર્યું ત્યાર પછી થોડા જ વખતમાં મને 'ઊગતા તારા'–સમાજની પિછાન થઈ હતી. તે વખતે, જે દેવળને લીધે એનો પાડોશ સમાજ 'ઊગતો તારો' એ નામથી ઓળખાતો હતો, એ દેવળનું મકાન જીર્ણ થઈ ગયું હતું અને એની આજુબાજુનાં ખેતરના પણ હાલહવાલ થઈ ગયા હતા. આવા કંગાળ દેખાવનું મકાન મેં પહેલાં કદી જોયું નહોતું. અને એમાં તો માનવ આત્માના ઉદ્ધારનો પ્રયાસ કરવાનું કામ થતું હતું! ખેતરોમાંનાં ઝૂંપડાં, ખેતરો અને શાળા દેવળની કંગાળ સ્થિતિને તદ્દન અનુરૂપ હતાં. પાદરીની બાબતમાં પણ એવું જ હતું. એ પણ ખખડી ગયેલો અને હતાશ થઈ ગયેલો હતો. ઘણી વાર રવિવારે હું તેનો ઉપદેશ સાંભળવા જતો. દોઢેક કલાક એ ઉપદેશ ચાલતો. મને યાદ છે કે,

અઠવાડિયાંનાં અઠવાડિયાં સુધી હું એ ઉપદેશનો કાળજીપૂર્વક અભ્યાસ કરતો અને એવી આશા સેવતો કે, ઉપદેશ સાંભળવા એકત્ર થતા સમૂહમાંથી કોઈ બાળક, સ્ત્રી કે પુરુષને વ્યવહારમાં ઉપયોગી થઈ પડે એવું એકાદ વાક્ય કોઈ ને કોઈ વખતે તો તે એના ઉપદેશમાં ઉચ્ચારશે. પરંતુ એ બાબતમાં હું હમેશાં નાસીપાસ થતો. એના ઉપદેશમાં લગભગ હમેશાં એ ત્રણ હજાર વર્ષ ઉપર બનેલો ધારવામાં આવતા કોઈક બનાવનું વર્ણન આવતું, અથવા તો નરકના ત્રાસનું અને સ્વર્ગના આનંદોનું તાદૃશ વર્ણન અપાતું.

દેવળથી થોડેક દૂર, બીજા એક ખેતરમાં, એક બેડોળ મકાન હતું. એ પણ ખખડી ગયેલું હતું. કોઈ દિવસ એને ધોળવાની કે રંગવાની તસ્દી કોઈએ લીધી હોય એમ લાગતું નહોતું. આ જ શાળાનું મકાન હતું. શિક્ષક પણ પાદરીના જેવા જ હતા. એમની શાળામાં પચાસ સાઠ બાળકો ભણતાં હતાં. પણ પાદરી સાહેબની માફક એમનું શિક્ષણ પણ એ સમાજના લોકોને જીવનવ્યવહારમાં ઉપયોગી નીવડે એવું નહોતું. આમ છતાં આ હબસી સંસ્થાનના લોકોની નબળાઈ અને ગરીબાઈને લીધે, મને મારે જોઈતી તક મળી ગઈ. એક આદર્શ શાળા ઊભી કરવાનો અહીં અખતરો કરવા મેં નિશ્ચય કર્યો. દૈનિક જીવનવ્યવહારને એ શાળાજીવન ઉપયોગી થઈ પડે એવું કરવાનો એ પ્રયત્ન હતો. આ અખતરાનો વિગતવાર ઇતિહાસ અત્રે હું આપી શકતો નથી; પરંતુ હાલમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે એનો હું ટૂંકમાં ચિતાર આપીશ.

ઉપરોક્ત જૂના મકાનને સ્થાને પાંચ ઓરડાવાળું એક સગવડવાળું મકાન હાલમાં ઊભું છે. પાડોશના વધારે

સમૃદ્ધ ખેડૂતોનાં જે ઢબનાં અને દેખાવનાં ઝૂંપડાં છે, તેમને મળતાં જ ઢબ અને દેખાવનું આ મકાન છે. તેમાં શાળાનાં શિક્ષકો (પતિ, પત્ની) રહે છે ને ભણાવે છે. મકાનની આસપાસ પોતાનો બગીચો છે તથા તબેલો અને નોકરચાકરો માટેની ઓરડીઓ છે. મકાનના બધા ઓરડાઓ, બગીચો અને તબેલો એ સર્વે, દિવસના જુદા જુદા સમયે એ પ્રદેશના ખેડૂત અને એની પત્નીને જે સામાન્ય ઘરકામ કરવાનાં હોય છે, એનું શિક્ષણ આપવાના કામમાં વપરાય છે. અહીં બાળકો પથારી પાથરતાં અને દીવાનખાનાને સાફસૂફ કરી તેને વ્યવસ્થિત ગોઠવતાં શીખે છે. બપોરે બાર વાગ્યે તેઓ રસોડામાં જાય છે, ત્યાં રાંધવાનું શીખે છે; જમવાના ઓરડામાં જઈ ટેબલ ઉપર એક ખેડૂતનો ખોરાક કેમ પીરસવો એ શીખે છે. શાળાની સામેના બગીચામાં ફૂલોની સંભાળ શાળાનાં બાળકો કરે છે. જમીનને સૌથી વધારે અનુકૂળ હોય અને એ સમાજમાં જોઈતી હોય એવી શાકભાજી બગીચામાં ઉગાડવામાં આવે છે. કામ પણ શિક્ષકો અને શિષ્યો કરે છે. તબેલામાં એક ગાય છે, અને નજીકમાં કુક્કર અને મરઘાં બતકાં છે. ગાયનો તબેલો, કુક્કરખાનું અને મરઘાંનું પાંજરું કેવી રીતે સ્વચ્છ અને આકર્ષક રાખવાં, એ સંબંધી શિક્ષણ પણ બાળકોને અપાય છે. શાળાના સામાન્ય વર્ગ-શિક્ષણનું કામ બેસવાના ઓરડામાં થાય છે. પણ એમાં આ એક તફાવત છે: ઘર, બગીચો કે આસપાસના સમાજનાં ખેતરોમાં જે કામ ચાલતું હોય એને લગતા પ્રશ્નો જ ઘણે ભાગે ગણિતશાસ્ત્રમાં શીખવવામાં આવે છે. અને ત્યાં સુધી સમાજના દૈનિક જીવન સાથે સંબંધ ધરાવતા વિષયોનો આધાર જ અંગ્રેજી નિબંધ-લેખન માટે લેવામાં આવે છે. વાચન માટે

સામાન્ય પાઠ્ય-પુસ્તક ઉપરાંત, આ શાળાના વિદ્યાર્થીઓ દર અઠવાડિયે કેટલોક સમય, આસપાસના પ્રદેશના ખેડૂતોના અને બાળકોના લાભાર્થે, ટસ્કેજીની સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતું એક સ્થાનિક ખેતીવિષયક નાનું સમાચારપત્ર વાંચે છે.

આ શાળામાં ભણતાં બાળકોનાં માતાપિતા ઉપર આ શિક્ષણની જે અસર થાય છે તેનું નિરીક્ષણ રસ ઉત્પન્ન કરે એવું છે. જ્યારે તેમને માલૂમ પડ્યું કે, ડુક્કર, કપાસ અને અનાજની કિંમત આંકી શકે એવું જ્ઞાન તેમનાં બાળકોને શાળામાં મળે છે, ત્યારે તરત જ તેઓને લાગ્યું કે નહિ, આખરે શાળા કંઈક ઉપયોગની તો છે. બાકી પહેલાંની કેળવણીના પરિણામથી તેઓ થોડેઘણે અંશે નાસીપાસ થઈ ગયાં હતાં. જ્યારે બાળાઓએ પોતાની માતાઓને કહ્યું કે, અમને તમારાં કપડાં શાળામાં લઈ જવા દો, જેથી કરીને અમે એમને થીંગડાં મારી સુધારીએ, ત્યારે શાળા એટલે શું, એ સંબંધી માતાઓના મગજમાં તદ્દન નવા જ ખ્યાલો આવવા માંડ્યા. આગળ ઉપર જ્યારે બાળાઓને સાદાં કપડાં સીવવાનું શાળામાં શીખવવામાં આવ્યું, ત્યારે વળી માતાઓને વધુ રસ પડ્યો. માતાઓની સભાઓમાં હાજર રહેવાનું તેમણે શરૂ કર્યું, અને થોડા વખતમાં તો એ સમાજમાં સાચો ઉત્સાહ પેદા થયો,— શાળા અને એના શિક્ષકો માટે જ નહિ, પરંતુ તેઓ જે ઘર-સુધારણા શીખવતાં હતાં એને માટે પણ. શિક્ષકોએ, બાળકો ઉપર પોતે પાડેલી છાપનો ઉપયોગ, મકાન-ધોળામણી અને સામાન્ય સાફસૂફીની ઝુંબેશ ઉઠાવવાથી શરૂ કર્યો. જે ઘરોએ કદી ચૂનાનું મોં નહોતું જોયું તે એકદમ સ્વચ્છ અને આકર્ષક દેખાવા લાગ્યાં. બીજા બધા કરતાં

વધારે સારું પરિણામ તો એ આવ્યું કે, આ અને એના જેવી બીજી શાળાઓની પ્રેરણાને લીધે આ સમાજની આખી ભાવનામાં સુધારો થયો તથા પરગણામાં બધે બીજા લોકોની ભાવનામાં પણ એ જ પ્રમાણેનો સુધારો થઈ ગયો.

થોડા જ વખતમાં, 'ઊગતા તારા'–સમાજના ભૌતિક, કેળવણીવિષયક, નૈતિક અને ધાર્મિક જીવનમાં એક નાની સરખી ક્રાન્તિ જ થઈ ગઈ છે. શાળાની અસર વધીને પાદરી અને દેવળ સુધી પહોંચી છે. હાલમાં દેવળમાં જે ઉપદેશો અપાય છે એમને સમાજના નૈતિક જીવન સાથે જીવંત સંબંધ હોય છે. તાજેતરમાં એ દેવળની મેં લીધેલી એક મુલાકાત હું ઝટ ભૂલું એમ નથી. પાદરી સાહેબે પોતાનું પ્રવચન કરવા માટે નીચેનું સૂત્ર પસંદ કર્યું હતું: 'પ્રભુ, તારી સમૃદ્ધિથી આ ભૂમિ ભરપૂર ભરેલી છે — બહુરત્ના વસુંધરા.' અને પ્રવચનનું દૃષ્ટાન્ત આપવા, પોતે જાતે પોતાના ખેતરમાં ઉગાડેલા ઉત્તમ ધાનના બે બુશલ પડખેના વ્યાસપીઠ પર મૂક્યા હતા. પ્રવચનના સૂત્રનું વિવેચન કરતાં, તેણે ધાન્યનો એ નમૂનો બાઈબલના ઉપલા વાક્યનું સાચું રહસ્ય સૂચવે છે એમ કહી, ગૌરવભેર તે બતાવ્યો અને કહ્યું કે, 'એનો કશો ચોક્કસ અર્થ પહેલાં કદી મને સમજાયો નહોતો.'

જે જાતની કેળવણીનું વર્ણન આપવા મેં પ્રયત્ન કર્યો છે, તે ગોરા તેમ જ હબસી બન્નેના જીવનને સ્પર્શે છે. હબસી ખેડૂતોને જમીન ખરીદવાનું તથા ખેતીની રીતો સુધારવાનું ઉત્તેજન આપવાથી, નાના નાના જમીનદારોની સંખ્યામાં ખૂબ વધારો થયો છે તથા જમીનના ઉત્પન્નમાં તથા વિઘોટીમાં પણ વધારો થયો છે. તાજેતરમાં થયેલી તપાસો ઉપરથી જણાય

છે કે, મેકન પરગણામાં હબસી જમીનદારોની સંખ્યા છેલ્લાં પાંચ છ વર્ષમાં એટલી વધી છે કે, ગુલામીની પદ્ધતિ નાબૂદ થઈ ત્યારથી ત્યાં સુધીની સંખ્યા કરતાં તે મોટી છે. પાંચ છ વર્ષ ઉપર જે જમીનનો ભાવ એકરના બે કે ત્રણ ડોલર હતો, તે હાલમાં વીસ કે પચીસ ડોલર છે. દેશના ઘણા ભાગોમાં જમીનના મોટા મોટા લાટના ટુકડા કરી નાખવામાં આવ્યા છે અને હબસી ખેડૂતોને એ ટૂકડા વેચવામાં આવ્યા છે. બર્મિંગહામમાં મળેલી 'કલર્ડ સ્ટેટ ટીચર્સ એસોસિયેશન'ની છેલ્લી વાર્ષિક સભા સમક્ષ મેકન પરગણાની એક શિક્ષિકાએ નિવેદન કર્યું હતું કે, ગયે વર્ષે તેણે ખેડૂતોની એક કલબ જમાવી હતી અને એની મારફત એણે પોતાની જાતિ માટે છસો એકર જમીન ખરીદી હતી.

હબસી ખેડૂતે શાળાનું સત્ર લંબાવવાને માટે કરેલી માથાકૂટ, તથા પરગણાની જુદી જુદી સ્થાનિક જમાતોએ શાળાઓ માટે મકાનો તથા રાચરચીલું ઇ૦ વસાવી આપવા માટે માંહેમાંહે બતાવેલી હરીફાઈ,— આનું પરિણામ એ આવ્યું છે કે, તેઓ પોતાના હિતને લગતી અનેક જાતની બાબતો વિષે વિચાર કરતા થયા છે.

દૃષ્ટાન્ત તરીકે, મદ્યનિષેધના કાયદાનો અમલ કરવામાં મદદ કરવા માટે આખા મેકન પરગણામાં 'કાયદો અને વ્યવસ્થા સંઘો' સ્થપાયા છે. અમારા પરગણામાં જેવી સારી રીતે એ કાયદો અમલમાં મુકાય છે, એવી સારી રીતે સંસ્થાનના બીજા કોઈ પણ પરગણામાં એ કાયદો આજ અમલમાં નહિ મુકાતો હોય, એમ મારું માનવું છે. છેલ્લી મહાન જૂરી જ્યારે ભરાઈ ત્યારે તેની સમક્ષ બધી જાતના ગુનાઓ મળી ફક્ત સત્તર

જ રજૂ થયા હતા. અને મને કહેવામાં આવે છે કે, આવતી ફોજદારી અદાલતમાં રજૂ થનાર મુકદ્દમાઓની સંખ્યા આખાય ઇતિહાસમાં સૌથી ઓછામાં ઓછી હશે. મારી ખાતરી છે કે, આવડી મોટી વસ્તીવાળું છતાં આટલા ઓછા ગુનેગારોવાળું બીજું એકે પરગણું એ સંસ્થાનમાં નથી.

શાન્તિથી અને લગભગ અદૃશ્ય રીતે, કેળવણીનું કાર્ય પ્રતિવર્ષ આગળ ને આગળ ધપ્યા કર્યું છે. એનાથી મેકન પરગણામાં જ નહિ, પરંતુ વત્તે ઓછે અંશે એલાબામા અને દક્ષિણના બીજા ભાગોમાં પણ આસ્તે આસ્તે ફેરફાર પડતો ગયો છે. જે જાતની કેળવણીનું મેં વર્ણન કર્યું છે, તે જાતની કેળવણીએ ખેતીના ઉત્પાદનનું ખર્ચ ઘટાડવામાં સહાય કરી છે, અને સાથે સાથે ખેડૂતોની જરૂરિયાતો પણ એકધારી વધારી છે. બીજા શબ્દોમાં કહીએ તો, એ કેળવણીએ હબસી ખેડૂતમાં વધારે પૈસા કમાવાની શક્તિ આપી છે અને તેની સાથે, શા માટે તે કમાવા, તેનું કારણ પણ તેને સમજાવ્યું છે.

ખેડૂતો બગીચા બનાવતાં શીખ્યા છે, ભૂંડ અને મરઘીનાં બચ્ચાં ઉછેરતાં શીખ્યા છે, અને બની શકે ત્યાં સુધી પોતાનો ખોરાક અને ઢોરનો ચારો પણ ઉત્પન્ન કરવાનું શીખ્યા છે. આને પરિણામે તેમને તેમની વાર્ષિક મહેનત પણ વધારીને લગભગ બેવડી કરવી પડી છે. પહેલાંના સંયોગોમાં તો હબસી ખેડૂત વર્ષમાં દોઢસો દિવસથી વધુ કામ કરતો નહોતો. કપાસની રોપણી અને લણણીનું જ કામ હોવાથી એને એમ કરવાની જરૂર નહોતી.

પોતાનો ખોરાક ઉત્પન્ન કરવા માટે હબસીને પહેલાંની માફક જમીનદાર કે દુકાનદારની ઉપર આધાર રાખવો પડતો

નથી. જૂની પદ્ધતિમાં ખેડૂતને દુકાનદારની પાસેથી ઉધાર લેવું પડતું હતું. કપાસનો પાક ઊતરે ત્યાં સુધી વર્ષ દરમિયાન પોતાનું ગાડું ગબડાવવા માટે કોઈ સ્થાનિક દુકાનદાર શાહુકાર પાસેથી પૈસા ઉછીના લેતો. સ્થાનિક શાહુકાર શહેરના બીજા શાહુકારો પાસેથી, અને એ શાહુકારો વળી ઉત્તરની બીજી શાહુકારી પેઢીઓ પાસેથી, એમ ઉછીનું લેવાની પરંપરા ચાલતી. આમ નાણાં એકથી બીજા હાથમાં પસાર થતાં ત્યારે લેણદાર દેણદાર પાસેથી પોતાનો લાગો ચડાવતો. આ માળામાં સૌથી છેવટે હબસી ખેડૂત હતો. તે બરોબર કામ કરે છે કે નહિ એની દેખરેખ રાખવાનું ખર્ચ ચૂકવવા અને આ ધીરધારના સાહસના વીમા તરીકે, જમીનદાર અથવા દુકાનદાર, ઉપર કહ્યા મુજબ છેવટે આવતાં, વધતી જતી રકમમાં વળી ઉમેરો કરતા. અલબત્ત, આ બધું ખર્ચ છેવટે તો ખેડૂત ઉપર જ પડતું.

જો ખેડૂત પોતાની ખોરાકી ઉત્પન્ન કરવા પૂરતો સ્વતંત્ર થયો હોય છે, અથવા તો ખોરાકીનો મોટો ભાગ મેળવતો હોય છે, તેને પોતાના ખેતીના કામ ઉપર જમીનદારની દેખરેખની જરૂર પડતી નથી. હાલમાં તો મેકન પરગણાના હબસી ખેડૂતોનો મોટો ભાગ સીધેસીધો બેંકમાંથી પૈસા ઉપાડી પોતાની ખોરાકીના રોકડ પૈસા આપી દે છે. કેટલાક તો સ્થાનિક બેંકમાં પૈસા જમા કરાવેલા હોય છે. શાહુકારોની પાસે બેંકમાં એટલી બધી મૂડી અને થાપણો એકત્ર થયેલી હોય છે કે, પરગણાના ખેતીના કામમાં સહાય કરવાને તેઓને પહેલાં જેમ પરદેશી થાપણ ઉપર આધાર રાખવાની જરૂર પડતી નથી.

હું એમ કહેવા નથી માગતો કે આ બધું કેળવણીનું સીધું પરિણામ છે. હું તો ફક્ત એ બતાવવા ઇચ્છું છું કે, જે જાતની કેળવણી અમે દાખલ કરવા પ્રયત્ન કરીએ છીએ, તે સમાજનાં મૂળભૂત બધાં હિત સાથે ખરેખર સંબંધ ધરાવે છે.

જે અસરોની મેં વાત કરી તેમનાં પરિણામ, મેં ઉપર વર્ણવ્યાં એટલે જ અટકતાં નથી, એ તો સ્વાભાવિક છે. આમ આવેલાં પરિણામોએ પાછી શાળાઓ ઉપર પણ પોતાની અસર પહોંચાડી છે. ટસ્કેજીના મારા કાર્યની શરૂઆતથી જ મેં જોયું કે અમારો પ્રશ્ન બેવડો છે. એક તો અમારે હબસી આમ-જનતાની જરૂરિયાતોને પહોંચી વળે એવી કેળવણી સાધવાની હતી. અને બીજું, ગોરા લોકોને અમારે ખાતરી કરી આપવાની હતી કે, કેળવણીને હબસીઓને માટે સાચેસાચ એક કીમતી વસ્તુ કરી શકાય છે.

દક્ષિણમાં હાલ એવા પણ માણસો છે કે જેઓ પ્રામાણિક-પણે અને અંતઃકરણપૂર્વક એવું માને છે કે, હબસીને કેળવણીથી કંઈ પણ લાભ થયો નથી અને થશે પણ નહિ. આ માણસોની સહાનુભૂતિ અને ટેકો જ્યાં સુધી નહિ મળે, ત્યાં સુધી હબસીની કેળવણીને દક્ષિણમાં પૂરેપૂરી ફતેહ કદી નહિ મળે, એમ મારો મત છે. આવા માણસોને દલીલોથી બહુ નહિ સમજાવી શકાય; એમને તો પરિણામો બતાવવાની જરૂર છે.

મેકન પરગણાના લોકો આ બાબતમાં અપવાદરૂપ નથી. મને લાગે છે, કેટલાંક વર્ષો પૂર્વે તો મેં એ પરગણાના ગોરા લોકોના મોટા ભાગ માટે એમ જ કહ્યું હોત કે તેઓ બેપરવાઈ-

વાળા લોક છે. આજે તો હું ડર વિના કહી શકું છું કે મેકન પરગણામાં દસમાંથી નવ જણ હબસી-શિક્ષણમાં માને છે.

ગોરા લોકોનું આવું વલણ કઈ રીતે બહાર પ્રગટે છે તે સંબંધી હું તમને કંઈક કહીશ. સૌથી પહેલાં તો, જ્યારે કોઈ શાળાનું મકાન બંધાવવાનું હોય, અથવા તો જે સમાજની મધ્યમાં કોઈ ગોરો રહેતો હોય તેમાં કંઈક સુધારણા કરવાની હોય, ત્યારે એ ગોરો એમાં આર્થિક ફાળો આપે છે. તાજેતરમાં જ મેકન પરગણાના એક ગોરાએ આવી એક શાળાનું મકાન ઊભું કરવા પાંચસો ડૉલરની રકમનું દાન કર્યું હતું. કેટલાક ગોરા જમીનદારો હબસી-શિક્ષણ તરફ કેટલાંક વર્ષો પૂર્વે ઉપેક્ષા ધરાવતા હતા. એ જ લોકો હાલમાં પોતાની જમીન ઉપર કામ કરનારા હબસીઓને દર વર્ષે ઇનામો આપે છે. એક ગોરા જમીનદારને હું ઓળખું છું; જે હબસી ખેડૂત એક એકર જમીનમાં સૌથી વધારે કુશલ અનાજ ઉગાડે તેને તે દર વર્ષે ઇનામ આપે છે. વળી જે હબસી કુટુમ્બ પોતાનાં બાળકોને વર્ષ દરમિયાન સૌથી વધારે દિવસ કોઈ લોકશાળામાં ભણવા મોકલે છે, તેને તે એક બીજું ઇનામ આપે છે. વળી એક બીજું ઇનામ એવી સ્ત્રીને માટે એણે રાખ્યું છે કે જે પોતાના ઘર આગળનો વાડો સાૈથી સરસ સ્થિતિમાં રાખતી હોય.

મેકન પરગણાના એક ગોરા શાહુકારે એક એવું વાર્ષિક ઇનામ રાખ્યું છે કે, નક્કી કરેલી જમીનના ટુકડા ઉપર જે હબસી સૌથી સરસ જવ ઉગાડે એને એ મળે. પરગણાના એક પત્રના અધિપતિએ એક એવું વાર્ષિક ઇનામ કાઢ્યું છે કે, જોડણીની બાબતમાં પરગણાની શાળાઓમાં જેનો વર્ગ

શ્રેષ્ઠ નીવડે એને એ ઇનામ આપવામાં આવે; અને એની હરીફાઈ મેકન પરગણાના હબસીઓનો મેળો દર વર્ષે ભરાય ત્યારે રખાય. આ મેળાઓ વખતે શાળાનાં ખેતરોમાં બાળકોએ ઉગાડેલી શાકભાજી અને અનાજનાં પ્રદર્શન પણ રાખવામાં આવે છે. પરગણાની લોક-શાળાઓનાં બાળકોના રાંધણકામ તથા સીવણકામનું પ્રદર્શન પણ ત્યાં રાખવામાં આવે છે. આ મેળાના પ્રદર્શનમાં ખેતીવાડીના સૌથી સરસ નમૂનાઓ માટે ઘણા ગોરા વેપારીઓ તથા ખેડૂતો ઇનામો આપે છે.

મેં ઉપર જણાવ્યા પ્રમાણે, હબસીઓને શિક્ષણ આપવાની સુધરેલી પદ્ધતિઓની અસર ધીમે ધીમે આખાય એલાબામા સંસ્થાનમાં તથા દક્ષિણમાં ફેલાતી જાય છે. ખરું જોતાં, સમાજને આવશ્યક વસ્તુઓ તૈયાર કરવાનું સાચું શિક્ષણ જે શાળામાં બાળક-બાળકીઓને અપાય છે, તે શાળાને તે સમાજના લોકોની — પછી તે ગોરા હો કે કાળા હો — સહાનુભૂતિ અને સહકાર મેળવવામાં ભાગ્યે જ નિષ્ફળતા મળે છે. કેળવણીકારો કોમી પ્રશ્નનો ઉકેલ જે રસ્તે લાવી શકે અને લાવે છે, તે રસ્તો આ છે, એ મારો અનુભવ મારાથી બને એટલી દૃઢતાથી જણાવું છું.

૭

# કર્નલ રુઝવેલ્ટ

થોડાંક જ વર્ષો પૂર્વે જો મેં કહ્યું હોત કે અમેરિકાના સામાન્ય હબસીની સર્વોચ્ચ મહત્ત્વાકાંક્ષા કોઈ પણ પ્રકારની અમલદારી અથવા તો સરકાર સાથે સંબંધ સાધી આપે એવું કોઈ કામ મેળવવું એ છે, તો એમાં ખોટા પડવાનો કશો ડર નહોતો. રાજધાનીમાં રહેવાની શક્તિ હોવી એ જ એક માન હતું. વૉશિંગ્ટનમાં લિફ્ટ ચલાવનારો કે ફક્ત બારીઓ ધોવાનું કામ કરનારો (ખાસ કરીને એ જો સરકારી મકાનનાં હોય તો), દેશના બીજા વિભાગમાં એ જ પ્રકારનાં કામ કરનાર કરતાં, પોતાને એક રીતે વધારે મોટો માનતો. તેને એમ લાગતું કે પોતે એક સરકારી પદવી ધરાવે છે!

આ બાબતમાં હવે એક ભારે ફેરફાર થયો છે. મારી જાતિના ઘણા જણને એવું લાગ્યું છે કે, સરકારી નોકરી કરતાં ઘણે ભાગે બીજી કોઈ પણ જગાએ લાંબે ગાળે વધારે પૈસા મળી શકે છે અથવા તો પોતાની જાતિની વધારે સેવા થઈ શકે છે. હાલમાં કેટલાક એવા દાખલા બન્યાનું મારી જાણમાં છે કે જેમાં હબસી વેપારીઓએ સારી અને વિશ્વાસપાત્ર સરકારી નોકરીઓ સ્વીકારવાનું ના પાડ્યું છે. વેપારમાં મળતા લાભ જતા કરવા એમને યોગ્ય જણાયા નહિ એ જ એનું કારણ. આમ હોવા છતાંય, હજુ પણ વૉશિંગ્ટનમાં

એક જાતનું ખાસ આકર્ષણ રહ્યું છે અને સામાન્ય હબસી એની મોહિનીમાં ફસાયેલો રહે છે.

મને રાજકારણ ગમતું નથી, છતાંય હાલમાં થોડાંક વર્ષોથી મને રાજકીય બાબતોનો કંઈક અનુભવ મળ્યો છે. જાહેર પ્રશ્નો સાથે જરા પણ સંબંધ ધરાવનાર મનુષ્ય રાજકારણ સાથેના કોઈ ને કોઈ પ્રકારના સંબંધમાંથી, એને રાજકીય મોભો ન જોઈતો હોય તોપણ, છટકી શકતો નથી એમ મને લાગે છે. ખરું જોતાં તો, જ્યારે એ વાત સારી પેઠે જાણીતી થઈ ગઈ કે હું કોઈ પણ જાતની તેવી ઊંચા પગારની સરકારી નોકરી અથવા તો વગર પગારની માનદ ન હોય એવી સરકારી જગા મેળવવા ઇચ્છતો નથી, ત્યારે જ મારો સંબંધ આસપાસના રાજકારણ સાથે જોડાયો.

રાજકારણ પ્રત્યે અણગમો રાખતાં મને શીખવનારું એક કારણ આ છે. મેં જોયું કે, કોઈ પણ વ્યક્તિ અથવા વસ્તુ રાજકારણની ચર્ચાનો વિષય બને છે કે તરત જ એના ખરેખરા ગુણો કરતાં એનું મહત્ત્વ જાહેર જનતા સમક્ષ હદ બહારનું વધી જાય છે. કેટલીય વખત મેં જોયું છે કે, માસિક પચીસ કે પચાસ ડોલરના પગારવાળી રાજકીય નિમણુક થતાં જ આખી જાતિમાં, અને કોઈ કોઈ વખત તો આખા પરગણામાં કે સંસ્થાનમાં, ભારેમાં ભારે ખળભળાટ મચી રહે છે. સાથે ને સાથે મેં એ પણ જોયું છે કે, કેટલીય વ્યક્તિઓએ ઔદ્યોગિક કાર્યાલયોના મુખ્ય અધિકારીની જગા મેળવેલી હોય છે, અથવા કેળવણી ખાતામાં ત્રણ કે ચાર ગણા પગારની કોઈ અગત્યની જગા મેળવેલી હોય છે, અથવા કોઈ ખેતર ખરીદેલું હોય છે, અને એ કામોમાં

એટલી જ વ્યવસ્થા-શક્તિની જરૂર હોય છે; છતાંય જાહેર જનતાનું ધ્યાન એ તરફ ખેંચાતું નથી અથવા તો વર્તમાન-પત્રોમાં એ સંબંધી જરાય ચર્ચા આવતી નથી. વળી મેં એ પણ જોયું છે કે, ઘણા ગોરાઓ અને હબસીઓ પોતાની વધારે આવકવાળી અગત્યની ખાનગી જગાઓનો ત્યાગ કરી ઓછા પગારની સરકારી નોકરીઓ સ્વીકારે છે. રાજકીય પદવીઓ સંબંધી પોતાના ખોટા અને ભૂલભરેલા ખ્યાલોને લીધે જ તેઓ એ પ્રમાણે કરે છે. આ બધી બાબતોને લીધે રાજકારણ તરફ મને અણગમો ઉત્પન્ન થયો છે.

દૃષ્ટાંત તરીકે, મિસિસિપીમાં એક હબસી સદ્‌ગૃહસ્થ અને તેની પત્નીના તાબામાં કેટલાંક વર્ષો પૂર્વે એક પોસ્ટ-ઑફિસ હતી. આ બાબતમાં કોઈ ને કોઈ પ્રકારે ઊહાપોહ શરૂ થયો, અને થોડા જ વખતમાં આખી જાતિમાં ખળભળાટ મચી રહ્યો; કેમ કે એ જગા એક હબસીને અપાઈ હતી. થોડા વખત પછી એ જગાનો ત્યાગ કરી તે હબસી સદ્‌ગૃહસ્થ મિ. કોકસે એ જ શહેરમાં એક બેંક કાઢી. હાલમાં તે એ બેંકનો પ્રમુખ છે અને તેની પત્ની તેના કામમાં સહાય કરે છે. પોસ્ટમાં તેને પગાર મળતો તે કરતાં ત્રણ ચાર ગણા પૈસા બેંકર તરીકે તેને મળે છે. કાળા અને ગોરા બન્ને જાતિના લોકો એ બેંકને અપનાવે છે, અને એ વિષે છેલ્લા ખબર મને એ મળેલી છે કે, એની સ્થિતિ ઘણી જ આબાદ છે. હબસીઓની બેંકના પ્રમુખ તરીકે મિ. કોકસ પોસ્ટ-માસ્તર તરીકે પોતાની જાતિની જે સેવા બજાવતા તેના કરતાં વધારે બજાવે છે. બેશક, તેના શહેરમાં ઘણાય લોકો એવા છે કે જેઓ પોસ્ટ-માસ્તરનું કામ બજાવી શકે; પરંતુ એવા લોકો ઘણા જ થોડા

છે કે જેઓ હબસીઓની બેંક સ્થાપી, તેને સારી રીતે ચલાવી, પોતાની જાતિનું હિત આવી રીતે સાધી શકે. પોસ્ટ-માસ્તર તરીકે એક સરકારી નોકરી હતી અને એને લીધે જ મિ. કૉક્સ એક સમય, સારાય મિસિસિપી સંસ્થાનના લોકોની જીભે ચઢયા હતા; વસ્તુતઃ તે અને તેની પત્ની બન્ને જણે, થોડા સમય માટે તો એક રાષ્ટ્રીય વ્યક્તિની મહત્તા પ્રાપ્ત કરી હતી. હાલમાં ખાનગી જીવનમાં તેઓ એક વધારે આવકવાળી અને અગત્યની પદવી ધરાવે છે; પરંતુ પોતે જે સમાજમાં રહે છે એની બહાર, તેઓ કંઈ પણ ધ્યાન ખેંચે એવી મહત્તા ધરાવતાં નથી.

આ કિસ્સા વિષે જે ઊહાપોહ થયો હતો એની અસર એ થઈ કે, સરકારી નોકરીની મહત્તામાં અતિશયતા ભરેલો વધારો થઈ ગયો. સામાન્ય હબસીને તો સ્વાભાવિક રીતે એમ જ લાગે છે કે, ફક્ત હબસી હોવાને કારણે જે સ્થાન ગોરાઓ એમને આપવા ઇચ્છતા નથી, એ સ્થાનમાં, વ્યક્તિગત તેમ જ આખી જાતિનું હિત સધાય, એવું કંઈક ખાસ મૂલ્ય રહેલું હોવું જોઈએ. એને લીધે એ એમ માનતો થઈ ગયો છે કે, ખાનગી શહેરી તરીકે પોતાની જાત કે જાતિ માટે કામ કરવું એના કરતાં, સરકારી અમલદાર તરીકેનું પદ વધારે માનવંતું અને આદરણીય છે.

આ બધી હકીકતોને લીધે તેમ જ બીજાં પણ કારણોને લીધે, મેં કદી સરકારી પદ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો નથી. રુઝવેલ્ટ સાહેબ જ્યારે પ્રમુખ હતા ત્યારે તેમના વહીવટ દરમિયાન લાઇબેરિયામાં અમેરિકન સંસ્થાનોના કમિશનર તરીકે

જવાનું મને કહેવામાં આવ્યું હતું. આ પદ મારે સ્વીકારવું કે કેમ એ બાબતમાં એમ કહેવામાં આવ્યું હતું કે, સરકારને જે કામ કરવાની ઇચ્છા છે તે કાર્ય માટે હું જ સૌથી વધારે લાયક છું, કેમ કે આ દેશમાં મારી જાતિના લોકો માટે મેં કામ કર્યું છે અને મારું નામ લાઇબેરિયાના લોકોમાં કેટલેક અંશે ક્યારનું જાણીતું થયું છે. એ નોકરી મને પસંદ તો નહોતી, અને વળી અમેરિકામાં મારી જાતિ માટે કામ કરવામાંથી વખત કાઢવો એ પણ સારું નહોતું; છતાં છેવટે એ પદ સ્વીકારવાનો મેં નિર્ણય કર્યો. તેમ છતાં જ્યારે પ્રેસિડેન્ટ ટેફ્ટે ત્યાં જવાની આવશ્યકતામાંથી મને મહેરબાની કરીને મુક્ત કર્યો, અને મારે બદલે મારા મંત્રી મિ. એમેટ જે. સ્કોટને આફ્રિકા જવાની રજા આપી, ત્યારે મને ખૂબ આનંદ થયો. કદી સરકારી નોકરી મેં સ્વીકારી હોય તો તે આટલે સુધી જ; એથી આગળ હું કદી ગયો નથી. પણ પદ ધારણ કરવા સિવાય રાજકારણમાં દાખલ થવાના બીજા રસ્તાઓ પણ છે.

પદ મળે કે તરત સામાન્ય માણસ તદ્દન ફરી જાય છે એમ મને જણાયું છે. જવાબદારીના ભારથી કેટલાકમાં સારો ફેરફાર થાય છે, ત્યારે કેટલાક બગડી પણ જાય છે. અમેરિકન રાજકારણમાં એવું શું છે કે જેથી મનુષ્યના ચારિત્ર્યમાં આવો વિનાશકારક ફેરફાર થઈ જાય છે, એ મારા સમજવામાં કદી પણ આવી શક્યું નથી. હું એવા માણસોને ઓળખું છું કે જેઓ ખાનગી જીવનમાં તથા વેપાર ધંધામાં સાચા દિલથી અને કાળજીપૂર્વક આપેલું વચન પાળતા હોય છે; એ માણસો એમના સંસર્ગમાં આવનાર વ્યક્તિઓને સીધી કે આડકતરી

રીતે કદી છેતરતા હોતા નથી. પરંતુ જ્યાં રાજકીય પદનો સ્વીકાર કરે છે કે તરત જ આ બધું બદલાઈ જાય છે.

વૉશિંગ્ટનમાં એક ભાડાની ગાડીવાળાને મેં પૂછ્યું કે, અમુક ભાઈનું કેમ ચાલે છે? એમને એક ખાનગી વ્યક્તિ તરીકે હું સારી રીતે જાણતો હતો. પણ તે વખતે તે એક અગત્યનો હોદ્દો ધરાવતા હતા. ગાડીવાળાનું ભણતર જૂજ હતું, પણ મનુષ્યની પારખવાળો તે હતો. એણે આ મતલબનું ટૂંકમાં કહ્યું :

'મિ.......ફલાણા વિષે એક વાત તો નક્કી છે. એમાં એ ફરક નહિ પડવા દે.' એટલું કહી એ ઘરડો ગાડીવાન ડોકું ધુણાવીને હસ્યો, અને પછી તેણે કહ્યું, 'જો એ મહાશય તમને કહે કે, તેઓ અમુક કાર્ય કરવાના છે તો તમારે હમેશાં ખાતરી રાખવી કે તેઓ એ કાર્ય જરૂર કરવાના નથી.'

હોદ્દો પ્રાપ્ત કર્યા પછી આ પ્રકારનું પરિવર્તન ફક્ત હબસીમાં જ થાય છે એમ નથી. બીજી જાતિઓમાં પણ એ રોગ જોવામાં આવે છે. મેં એવા મનુષ્યો જોયા છે કે જેઓ આમ તો સામાન્ય જીવન-વ્યવહારમાં શાંત અને સમતોલ મગજના હોય છે, પરંતુ હોદ્દાની શોધમાં નીકળતાં જ તેઓ વહેમી અને અદેખા બની જાય છે, બીજી બધી બાબતોમાંથી તેમનો રસ ઊડી જાય છે, કામધંધા તરફ તેઓ બેદરકાર બની જાય છે, અને કેટલીક વખત એમના કુટુંબ પ્રત્યે પણ બેદરકાર બની જાય છે. ટૂંકમાં, તેમનું માનસિક અને નૈતિક સમતોલપણું તેઓ ગુમાવી બેસે છે.

આવા રાજકીય રોગનાં જંતુના હુમલાનો ભોગ બન્યા પછી આ મનુષ્યોનું મેં નિરીક્ષણ કર્યું છે. તેથી થતા

રોગનાં બધાં ચિહ્નોને હું સારી પેઠે ઓળખું છું. દૈનિક વર્તમાનપત્રોના કાળજીપૂર્વક અભ્યાસથી તેઓ સામાન્ય રીતે શરૂઆત કરે છે. જે વ્યક્તિઓ, તેમના માનવા પ્રમાણે, રાજકીય લાગવગ અથવા સત્તા ધરાવે છે, તેઓ કોઈ પણ નજીવી બાબતનું ઉચ્ચારણ કરે છે (અથવા નથી કરતા), ત્યારે તેને તેઓ ભારે મહત્ત્વ આપે છે. હોદ્દાઓની વહેંચણી કરનાર આ વ્યક્તિઓ, થોડા જ સમયમાં, હોદ્દાના લાલચુઓના મનમાં ભારે મોટું મહત્ત્વ ધરાવતી થાય છે. રાજકીય નેતાઓની બધી હિલચાલ ઉપર તેઓ ભારેમાં ભારે કાળજી સહિત નજર રાખે છે અને તેમના મુખમાંથી આકસ્મિક જે શબ્દો સરી પડે છે તેમનો તેઓ અભ્યાસ કરે છે. જાણે કે એ શબ્દોમાં કંઈક ભારે અને ભયંકર ભેદ ન રહેલો હોય! જરા વધારે આગળ જતાં, આ હોદ્દાના લાલચુઓ શેરીઓ ખૂંદતા અને, પોતે નજર સમક્ષ રાખેલા હોદ્દાઓ પૂરવા પોતે જ સૌથી વધુ લાયક છે, એવી ખાતરીનું પ્રમાણપત્ર મેળવવા ચૂંથાભાઈ, પેથાભાઈ કે મરઘાભાઈની સહીઓ મેળવતા કદાચ માલૂમ પડશે.

મને આ સંબંધી એક બાબત યાદ છે. મૅકકિન્લી જ્યારે પ્રમુખ તરીકે પ્રથમ વાર ચૂંટાયા ત્યારે એલાબામામાં રહેતા એક ગોરાની આ વાત છે. આ માણસે પોતાનો ધંધો મૂકી દીધો અને પ્રમુખના પ્રધાનમંડળમાં જગા મેળવવાનો પૂરેપૂરો નિશ્ચય કરી તે વૉશિંગ્ટન ગયો. એની ભાવિ આશાઓ સંબંધી એણે મને એક પત્ર લખ્યો. પ્રેસિડેન્ટ મૅકકિન્લીએ પોતાના પ્રધાનમંડળની બધી જગાઓ પૂરી દીધી ત્યાર બાદ પેલા માણસે પરદેશ ખાતાના એક એલચી તરીકેની

જગા માટે અરજી કરી; એમાં નિષ્ફળ નીવડતાં એક ખાતામાં હિસાબ તપાસનારની જગા માટે અરજી કરી; એમાં પણ નિષ્ફળ નીવડતાં વૉશિંગ્ટનમાં એક કારકુન તરીકેની નોકરી મેળવવા અરજી કરી; એમાં પણ નિષ્ફળતા પ્રાપ્ત થતાં છેવટે એણે મારા ઉપર (અને એલાબામાના બીજા પિછાનવાળાઓ ઉપર પણ) એક પત્ર લખ્યો અને તેમાં એવી માગણી કરી કે, એલાબામા તરફ પાછા ફરવાને માટે મુસાફરીના ખર્ચ જોગી રકમ એને ઉછીની મોકલી આપવી!

અલબત્ત, રાજકારણમાં જનારા બધાની ઉપર, મેં ઉપર વર્ણવી તેવી અસર થતી નથી. હું જણાવવા માગું છું કે, ઘણી જાહેર વ્યક્તિઓને હું ઓળખું છું અને મેં તેમના વિષે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો છે; પરંતુ એ બધામાં, જેવા ખાનગી જીવનમાં તેવા જ રાજકીય હોદ્દા ઉપર એકસમાન રહેનાર, સર્વોત્તમ અને સર્વોચ્ચ વ્યક્તિનું દૃષ્ટાંત તો કર્નલ થિયોડોર રુઝવેલ્ટનું છે. આનું દૃષ્ટાંત તે એકલા જ નથી, પરંતુ મારી જાણનાં આ બાબતનાં દૃષ્ટાન્તોમાં તેઓ સૌથી આગળ તરી આવે છે.

મારી કારકિર્દીમાં જરા વહેલું ગણાય એવે સમયે, કર્નલ રુઝવેલ્ટના સંબંધમાં હું આવી પડ્યો હતો. કોઈ પણ કોમ કે જાતિનું હિત સાધે એવું કોઈ પણ પ્રકારનું કાર્ય કરવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય સ્વાભાવિક રીતે જ જેમની સહાય અને સલાહ લેવા જાય, એવા પ્રકારના આદમી કર્નલ રુઝવેલ્ટ હતા. મેં તેમને અનેક જુદા જુદા સંજોગોમાં જોયા છે, અને તેમના ગાઢ સંસર્ગમાં હું આવ્યો છું. તેઓ હોદ્દા ઉપર હતા ત્યારના તેમ જ ત્યાર પછીના તેમના ખાનગી

જીવનનો મેં અભ્યાસ કર્યો છે, અને એમાંથી હું ઘણું શીખ્યો છું. મિ. રુઝવેલ્ટ વિષેની એક બાબતે મારા ઉપર ખૂબ છાપ પાડી છે; વચન આપીને તેઓ તેને વીસરી ગયા હોય અથવા તો એના તરફ બેદરકાર રહ્યા હોય એવું કદી મેં જાણ્યું નથી. ખરી રીતે જોતાં, તેઓ નજીવામાં નજીવો બનાવ પણ વીસરી જતા નથી એમ જણાય છે. ખાનગી શહેરી તરીકે કે ન્યૂ યોર્કના ગવર્નર તરીકે, સંયુક્ત સંસ્થાનોના ઉપપ્રમુખ તરીકે કે પ્રમુખ તરીકે, સર્વ સ્થળે મિ. રુઝવેલ્ટ એ ને એ જ હતા. ખરેખર, હું નિ:સંકોચ કહી શકું છું કે, તેઓ બધી રીતે કુશળ માણસનો ઉત્તમ નમૂનો છે, અને એવા બીજા મારી જાણમાં નથી.

ખાનગી કે જાહેર જીવનમાં નિખાલસતા એ એમનો સૌથી વધારે ધ્યાન ખેંચે એવો એક સદ્‌ગુણ છે. તેમની વાણીની તદ્દન સરળતા અને સીધાપણાથી મને ઘણી વખતે અચંબો ઉત્પન્ન થયો છે. કશું પણ કેવી રીતે છુપાવવું એ તો તેઓ જાણતા જણાતા જ નથી. વસ્તુતઃ તેઓ વાણીથી વિચાર કરતા હોય એમ લાગે છે. ઘણા લોકોને એમ લાગે છે કે, તેઓ આવેશવાળા આદમી છે અને યોગ્ય વિચાર કર્યા સિવાય વર્તનારા છે. મિ. રુઝવેલ્ટ સંબંધી મેં જે કંઈ જોયું છે તે ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, લોકો જેને તેમના આવેશ તરીકે ઓળખાવે છે તે આવેશ નથી, પરંતુ વિચારોનું ઝડપીપણું છે. લોકો જ્યારે કોઈ પ્રશ્નની આસપાસ વિચાર કરતા ફર્યા કરે છે, ત્યારે તેઓ એમાં સોંસરા પેસીને વિચાર કરે છે. બીજા લોકો તો પ્રશ્નની પ્રાથમિક વિચારણામાં પડ્યા હોય છે, ત્યારે તેઓ તો એના નિર્ણય

ઉપર પહોંચી જાય છે. પોતાની વિચાર-પદ્ધતિઓમાં, તેઓ જાણે આખું ખેતર ભેદીને પાર ન પડતા હોય એમ લાગે છે. અલબત્ત, એમ કરવામાં તેઓ ઘણી વખત ભારે વીમો ખેડીને જોખમમાં ઊતરે છે. પરંતુ તેઓ એક એવા માણસ છે કે જરૂર જણાતાં વીમો ખેડવામાંથી પણ કદી પાછા હઠતા નથી. એક પ્રસંગે મને લાગ્યું કે, તેઓએ અમુક કાર્યદિશા લેવામાં ભારે જોખમ ખેડયું છે, ત્યારે મેં તેમને એ સંબંધી સૂચન કર્યું હતું એમ મને યાદ છે. તેમણે જવાબમાં જણાવ્યું, 'કંઈક જોખમ ખેડયા સિવાય કોઈને યુદ્ધમાં વિજય પ્રાપ્ત થતો નથી.'

જાહેર જીવનની બીજી પ્રખ્યાત વ્યક્તિઓની સરખામણીમાં કર્નલ રુઝવેલ્ટમાં એક બીજું લક્ષણ પણ જોવામાં આવે છે. ભાગ્યે જ તેઓ કોઈ મિત્રને વીસરી જાય છે અથવા તો તેનો ત્યાગ કરે છે. એક વખત કોઈ મનુષ્ય તેમનો વિશ્વાસ સંપાદન કરે છે, તો તેઓ તેને પડખે હમેશાં ખડા રહે છે. તેમને ક્યાં ખોળી કાઢવા એ દરેક જણ હમેશાં જાણતો હોય છે, અને મારે મતે, એ જ એમની ભારે લોકપ્રિયતાનું કારણ છે. તેમનો કોઈ મિત્ર જાહેરમાં ખાસ કંઈ ઊંચું સ્થાન ધરાવતો હોય, અને કદાચ લોકોમાં તે ઘણો અપ્રિય બની ગયો હોય તોપણ, જો તેણે પોતાની જાતને નાલેશી અપાવે એવું કશું ન કર્યું હોય તો, મિ. રુઝવેલ્ટ હમેશાં તેની સાથે ઊભા રહેશે, અને એમ કરવામાં કોઈનાથી જરા પણ બીશે નહિ કે શરમાશે નહિ. ખાનગી જીવનમાં કે જાહેર જીવનમાં, જે મનુષ્ય પોતાના મિત્રની સાથે ઊભા રહેવાની હિંમત ધરાવે છે, તેને દુનિયાના લોકો લાંબે ગાળે

માન આપે છે. મિ. રુઝવેલ્ટ કરતાં વધારે સમજણા કે સુજ્ઞ મુત્સદ્દીઓ જે કાર્યો કરતાં ભય પામે તે કાર્યો કરીને તેમણે ઘણી વખત લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે.

પત્રવ્યવહાર દ્વારા મિ. રુઝવેલ્ટનો મને પ્રથમ પરિચય થયો. પછી એક દિવસ અમે વાતો કરતા હતા. તે સમયે જરાસરખું ચિહ્ન નહોતું દેખાતું કે તે કદી પ્રમુખ થશે. એ જગા માટે એમનું નામ સરખું ઉચ્ચારાયું તે પહેલાંની આ વાત છે. વાતચીતમાં તેમણે તદ્દન નિખાલસતાથી જણાવ્યું કે, 'મારે એક દિવસ સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ થવું છે.' કોઈ પણ સામાન્ય માણસ આવા સંયોગોમાં પોતાનો વિચાર હોઠથી ન કહે. તે માનતો હોય કે પ્રમુખપદ મેળવવાનો લાંબે ગાળે પણ તેને યોગ છે, તો તે એમ જ જણાવે કે, હોદ્દો મેળવવાનો તે પ્રયત્ન કરતો જ નથી, મિત્રો તેના ઉપર એ પદવી લાદે છે, પોતે પ્રમુખ થવાની તાકાત ધરાવતો નથી, વગેરે વગેરે. પરંતુ કર્નલ રુઝવેલ્ટ એ પ્રમાણેના આદમી નહોતા. એમના રિવાજ મુજબ, એમના મનમાં જે હતું તે તેમણે બોલી નાખ્યું. વળી તે વખતે—પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પડી તે પહેલાં ઘણાં વર્ષ અગાઉ, પોતે જો કદી પ્રમુખ થાય, તો પોતે હબસીને એકલાને જ નહિ પરંતુ આખા દક્ષિણ પ્રદેશને કેવી રીતે સહાય કરવા માગતા હતા, તેની રૂપરેખા મારી સમક્ષ દોરવા લાગ્યા. હું પૂછું છું કે, મિ. રુઝવેલ્ટ માફક, દક્ષિણની સાચી સેવા કરવાની, તેમના કરતાં વધારે નિષ્ઠાની સાથે કોઈએ પ્રમુખપદ સ્વીકાર્યું છે?

મિ. રુઝવેલ્ટ શાથી ફતેહમંદ નીવડે છે એનું એક કારણ એ પ્રસંગ ઉપરથી જણાય છે. તેઓ ત્વરાથી વિચાર

કરે છે એટલું જ નહિ, પરંતુ તેમની યોજનામાં અને વિચારણામાં ખૂબ દીર્ઘદૃષ્ટિ પણ હોય છે. તેમને કોઈ અગત્યનો રાજદ્વારી ખરીતો લખવાનો હોય, કોઈ સામયિકને માટે અગત્યના લેખ લખવાનો હોય, કે કોઈ અગત્યનું વ્યાખ્યાન આપવાનું હોય, તો છ કે આઠ માસ પૂર્વે તેમણે તેની તૈયારી કરી હોવાનું મારી જાણમાં છે. પરિણામે, પોતાની જાત અને પરિસ્થિતિ ઉપર તેઓ હમેશાં સ્વામિત્વ ધરાવે છે. એમનું કામ એમને ધકેલતું નથી; તેઓ પોતે પોતાના કામને ધકેલે છે.

પ્રમુખ તરીકે દક્ષિણ પ્રદેશને માટે તેમણે જે કંઈ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેની રૂપરેખા તેમણે ઘણાં વર્ષો પૂર્વેની મારી સાથેની વાતચીત દરમિયાન દોરી હતી. તે સમયે ઘણાખરા લોકોને ખ્યાલ પણ નહોતો કે તેઓને પ્રમુખ થવાનો જરા પણ યોગ છે. તેમણે જે કંઈ કર્યું હતું તે આવેશથી પ્રેરાઈને નહિ, પણ અગાઉથી કાળજીપૂર્વક વિચારીને પાકી કરેલી યોજના અનુસાર જ કર્યું હતું.

મિ. રુઝવેલ્ટનું મન જાહેર હિતના પ્રશ્નો ઉપર કેવી રીતે કામ કરે છે, તે એક કિસ્સા પરથી જણાય છે. તેઓ પ્રમુખ થયા પછી થોડા વખતમાં જ એ બનાવ બન્યો હતો. પ્રેસિડેન્ટ મેકકિન્લીના મૃત્યુ બાદ, મને મિ. રુઝવેલ્ટ તરફથી સ્વહસ્તે લખેલો એક પત્ર મળ્યો. જે દહાડે બફેલોના કાર્યાલયમાં પ્રમુખપદના સોગન લીધા તે જ (કે કદાચ પછીને ?) દિવસે એ પત્ર લખ્યો હતો. તેમાં તેમણે મને વૅાશિંગ્ટનમાં મળવા આવવાનું જણાવ્યું હતું. દક્ષિણને મદદ કરવાની જે યોજનાઓ અમે વર્ષો અગાઉ ચર્ચી હતી,

તે યોજનાઓ સંબંધી મારી સાથે વાત કરવાની તેમને ઇચ્છા હતી. મહિનાઓ અને વર્ષોથી એ યોજનાઓ તેમના મનમાં પરિપકવ દશામાં પડી હતી, અને તક મળતાં જ તે પ્રમાણે તેમણે અમલ શરૂ કર્યો.

મિ. રુઝવેલ્ટ તરફથી વૉશિંગ્ટનમાં તેમને મળવાનો આ પત્ર જ્યારે મને મળ્યો ત્યારે, હું કબૂલ કરું છું કે, મારા મનમાં કેટલીક ગંભીર શંકાઓ ઉત્પન્ન થઈ. મને લાગ્યું કે, જે પ્રવૃત્તિઓથી દૂર રહેવાનો મેં ચોક્કસપણે નિર્ણય કર્યો હતો, તે પ્રવૃત્તિઓમાં મારી જાતને ઘસડાવા દેવી કે કેમ, એ સંબંધી મારે ગંભીરપણે વિચાર કરવો જોઈએ. પણ મારી પાસે તો એક એવો પત્ર આવી પડ્યો હતો કે જેને, મારી અંગત ઇચ્છાઓ કે લાગણી ગમે તે પ્રકારની હોય, છતાં મારાથી હળવે હૃદયે બાજુ ઉપર હડસેલી શકાય એમ નહોતું. 'વ્હાઈટ હાઉસ'માં મિ. રુઝવેલ્ટ ફરી ઠામ થયા પછી તરત જ હું ત્યાં જઈને તેમને મળ્યો, અને દક્ષિણ સંબંધી વાતચીત કરવામાં એક દહાડો સાંજનો મોટો ભાગ અમે ગાળ્યો. આ વાતચીતમાં તેમણે ખાસ કરીને બે મુદ્દાઓ ઉપર ભાર મૂક્યો. પહેલું એમણે એ કહ્યું કે, દક્ષિણમાં જ્યાં જ્યાં કોઈ ગોરાની તે નિમણૂક કરશે, ત્યાં ત્યાં તે માણસ દક્ષિણના સર્વોચ્ચ પ્રકારનો ગોરો હોય — એવો કે જેનામાં આખા દેશને વિશ્વાસ હોય — એવી એમની ઇચ્છા છે. રાજદ્વારી વગવસીલા કે પરિણામોની દરકાર નહિ કરતાં, એવા પ્રકારના મનુષ્યની નિમણૂક કરવાના નિશ્ચય પર તેમણે ભાર મૂક્યો ને ફરી તે મને કહ્યો.

ત્યાર પછી તેમણે મારી આગળ તદ્દન ખુલ્લા દિલથી

જણાવ્યું કે, હબસી લોકોને દક્ષિણના કોઈ ભાગમાં તેઓ મોટી સંખ્યામાં નીમવા માગતા નહોતા; પરંતુ તે અગાઉ ન કરાયેલી (ઓછામાં ઓછું તેમણે મનમાં ધારેલી તેટલી હદ સુધી ને તે ચોક્કસ હેતુથી ન કરાયેલી) એવી બે બાબતો કરવા તેઓ જરૂર ઇરાદો રાખતા હતા. દક્ષિણમાં જ્યાં ક્યાંય હબસીની નિમણૂક કરવાની હશે ત્યાં એ માણસ શક્તિશાળી હોવો જોઈશે એટલું જ નહિ, પરંતુ એનામાં ચારિત્ર્યબળ પણ હોવું જોઈશે; એવો કે જે પોતાના ગોરા તેમ જ કાળા પાડોશીઓનો વિશ્વાસ ધરાવતો હશે. તાત્કાળિક રાજકીય જરૂર કે લાભ સાધવા માટે જ હબસીને તેઓ ક્યાંય નીમવા માગતા નહોતા. વળી વધુમાં તેમણે કહ્યું કે, દક્ષિણમાં તેઓ ઓછા હબસીઓને નીમવા માગતા હતા; પરંતુ ઉત્તર સંસ્થાનોમાં ચારિત્રવાન અને શક્તિશાળી હબસીઓને અમુક સંખ્યામાં તેઓ મૂકવા માગતા હતા. હબસીઓની નિમણૂક દક્ષિણમાં થાય અને ઉત્તર સંસ્થાનોમાં ન થાય એને માટે તેઓને કોઈ પણ વાજબી કારણ જણાતું નહોતું, એમ તેમનું કહેવું હતું.

હકીકત જોતાં, મિ. રુઝવેલ્ટ પ્રમુખ બન્યા ત્યાર પહેલાં, મારી જાણ મુજબ, એક પણ હબસીને ઉત્તરમાં સમવાયતંત્રની એક પણ પદવી કદી મળી નહોતી. પોતાના શહેરમાં જ એક હબસીને ઊંચી જગાએ નીમી, મિ. રુઝવેલ્ટે એક દાખલો બેસાડવાનો નિશ્ચય કર્યો, જેથી દેશના લોકો જોઈ શકે કે, પોતે જે વાત સ્વીકારવા ખુશી નથી તેને દેશના બીજા ભાગ ઉપર પોતે લાદવા માગતા નથી. કેટલાક માસ પછી, આ નીતિના પરિણામે, નામ૦ ચાર્લ્સ ડબલ્યુ ઍન્ડર્સનને ન્યૂ યૉર્કના

બીજા વિભાગના આંતરિક મહેસૂલના કલેક્ટર નીમવામાં આવ્યા. આ વિભાગમાં 'વૉલ સ્ટ્રીટ' આવેલું છે અને સંયુક્ત સંસ્થાનોમાં બીજા વિભાગો કરતાં વધારે મહેસૂલ પણ કદાચ આ વિભાગમાંથી જ આવતી હશે. પાછળથી મિ. રુઝવેલ્ટે પશ્ચિમ અને ઉત્તરમાં બીજા હબસીઓને ઊંચી નોકરીઓ પર નીમ્યા. હું ધારું છું કે, કોઈ પણ માણસ મિ. રુઝવેલ્ટે નીમેલા હબસીઓની લાયકાતની તપાસ કરે તો તેને જણાશે કે, મિ. રુઝવેલ્ટ જેવા માણસ માટે આગ્રહ ધરાવતા હતા, તેવા જ પ્રકારના—ઉચ્ચ શક્તિ અને ચારિત્ર ધરાવતા—તે માણસો છે.

સદ્‌ભાગ્યની વાત છે કે, પ્રેસિડેન્ટ ટેફ્ટ પણ એ જ નીતિને અનુસર્યા છે. વૉશિંગ્ટનના વતની વ્હિટફિલ્ડ મૅકકિન્લેને તેમણે જ્યૉર્જ ટાઉન બંદરના કલેક્ટર તરીકે નીમ્યા છે. એ હોદ્દા પર આ સમય અગાઉ કોઈ હબસી નહોતો. નૅશવીલની 'વન-સેન્ટ સેવિંગ્સ બૅન્ક'ના પારેખ જે. સી. નેપિયરને તેમણે સંયુક્ત સંસ્થાનોના તિજોરી-કામદાર નીમ્યા હતા. અને તાજેતરમાં તેમણે મેસેચ્યુસેટ્સ, બોસ્ટનમાં કામ કરતા સંયુક્ત સંસ્થાનોના જિલ્લા-એટર્ની, વિલિયમ એચ લેવીસને સયુક્ત સંસ્થાનોના મદદનીશ એટર્ની-જનરલ નીમ્યા છે. સમવાય-સરકારના આનાથી ઊંચે હોદ્દે કોઈ હબસી આ અગાઉ પહોંચ્યો નથી.

જે જાતના હબસીઓનાં નામોનો મેં ઉલ્લેખ કર્યો છે, તેમની એ હોદ્દાઓ ઉપર નિમણૂક કરવામાં જાહેર સેવાઓ સુધારવા ઉપરાંત, મિ. રુઝવેલ્ટ અને મિ. ટેફ્ટના મનમાં એક બીજો પણ ઉદ્દેશ હતો. તેઓ કહેતા કે, ઉચ્ચ ચારિત્રવાળા

હબસીઓની નિમણૂક કરવાથી ભવિષ્યની યુવાન પેઢી પણ જોઈ શકે કે, શક્તિ અને વિશુદ્ધ ચારિત્ર્ય માટે પ્રખ્યાત થયેલી વ્યક્તિઓની કદર જીવનનાં બીજાં ક્ષેત્રોની માફક રાજકારણમાં પણ થાય છે. અને તેઓએ આશા રાખી છે કે, આવી કદરને લીધે હબસી લોકો ઉચ્ચ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા પ્રેરાશે.

મિ. રુઝવેલ્ટ નિમણૂંકો સંબંધીનો આવો નિયમ ફક્ત હબસીઓને માટે જ લાગુ પાડતા હતા એવું નહોતું. તેઓ માનતા હતા કે, એ રીતે જાહેર નોકરીઓ ખૂબ સુધારી શકાશે એટલું જ નહિ, પરંતુ દક્ષિણના રાજકારણના સ્વરૂપમાં તેઓ કેટલેક અંશે ફેરફાર કરી શકશે; અને પોતાના ધંધામાં ઉચ્ચ પદ ધરાવનારા, તથા હબસીઓના મિત્ર હોય એટલું જ નહિ, પરંતુ ગોરાઓનો પણ વિશ્વાસ સંપાદન કરનારા મનુષ્યોની નિમણૂક કરવાથી, બન્ને જાતિઓ વચ્ચેનો સંબંધ પણ સુધારી શકાશે. પોતાના અમલદારોએ બધા પક્ષો તરફ કેવા પ્રકારનો સંબંધ રાખવો જોઈએ, એ સંબંધી સમવાય-સરકારની અપેક્ષા કેવી છે, એનો નમૂનો આ માણસો પૂરો પાડશે, એવી આશા મિ. રુઝવેલ્ટ રાખતા હતા.

વ્હાઈટ હાઉસમાં મિ. રુઝવેલ્ટ સાથેની પ્રથમ મુલાકાત દરમિયાન ઘણી બાબતોની ચર્ચા થયા બાદ, છેવટે તેમણે, એક ગોરાના નામની ચર્ચા કરીને, ન્યાયખાતાના એક અગત્યના હોદ્દા ઉપર તેની નિમણૂક કરવાનું સ્વીકાર્યું હતું. થોડા જ દિવસમાં એની નિમણૂક કરવામાં આવી અને એણે એ જગા સ્વીકારી. હું પૂછું છું કે, દક્ષિણમાં થયેલી નિમણૂકોમાંથી

કોઈ પણ નિમણૂકે પ્રજાના બધા વર્ગોનું આથી વધુ ધ્યાન કદી ખેંચ્યું છે? અથવા તેમના તરફથી આથી વધુ આવકાર મળ્યો છે?

ઈ. સ. ૧૯૦૧ની આખરમાં હું મિસિસિપીમાં પ્રવાસ કરતો હતો એ સમયે મને સંદેશો મળ્યો કે, કેટલીક અગત્યની બાબતોની ચર્ચા કરવા માટે પ્રમુખ સાહેબ મને મળવા ઇચ્છે છે. મારી અનુકૂળતાએ બનતી ત્વરાએ મારે જવાનું હતું. મારી સાથે પ્રવાસમાં એક મિત્ર હતો. મારે માથે જે જવાબદારીઓ હતી એ ઉપરાંત બીજી વધારાની લેવી કે કેમ, એ સંબંધી મેં એની સાથે ગંભીરતાથી ચર્ચા કરી. કાળજીપૂર્વક એનો વિચાર કર્યા પછી અમે નક્કી કર્યું કે, જેમ જેમ નવી જવાબદારીઓ આવી પડે તેમ તેમ તેમને સ્વીકારી લેવી, કેમ કે નવી જવાબદારીઓને લીધે નવી તકો પ્રાપ્ત થાય છે, અને એ તકોનો ઉપયોગ મારી જાતિના હિતને માટે મારે લેવો જોઈએ. આમ કરવું એ મને તો ફરજરૂપ લાગતું હતું, કેમ કે એલાબામામાંના મારા કાર્યની શરૂઆતથી જ મેં જે નીતિની હિમાયત કરી હતી, તે જ નીતિ મિ. રુઝવેલ્ટ અમલમાં મૂકવા માગતા હતા. મિસિસિપીનું મારું કાર્ય પૂરું કર્યા બાદ તરત જ હું વૉશિંગ્ટન ગયો. સાંજનો હું પહોંચ્યો અને મિ. વ્હિટફિલ્ડ મેકકિન્લે કરીને મિત્રને ત્યાં ઊતરવાનું હતું ત્યાં ગયો.

વૉશિંગ્ટનના આ પ્રવાસની બાબત પર હવે હું આવું છું. એ એવી છે કે જે વિષે અત્યાર સુધી મેં લખી કે બોલીને જાહેરમાં ચર્ચવાની સતત ના પાડી છે, જોકે મને તેમ કરવા માટે ઘણા લોકોએ વિનંતી કરી હતી. તે સમયે તે મુલાકાતથી જે

વિરોધી ચર્ચા જાગ્રત થઈ હતી તેમાં, બળતામાં ઘી હોમવા જેવું કરવાની મારી મરજી નહોતી. અને હાલ હું એ બાબત વિષે એટલા માટે જ કહું છું કે, તેનો ખુલાસો એ કિસ્સાને તેના સત્ય સ્વરૂપે અને યોગ્ય પ્રમાણમાં બતાવશે એમ મને લાગે છે.

જ્યારે હું મિ. મૅકકિન્લેને ત્યાં પહોંચ્યો ત્યારે મને પ્રમુખ મિ. રુઝવેલ્ટનું તે રાત્રે આઠ વાગ્યે વ્હાઈટ હાઉસમાં તેમની સાથે જમવાનું નિમંત્રણપત્ર મળ્યું. નિયત સમયે હું વ્હાઈટ હાઉસમાં ગયો અને પ્રમુખશ્રી, તેમનું કુટુમ્બ તથા કૉલોરેડોના એક સદ્‌ગૃહસ્થ, એ બધાંની સાથે મેં ભોજન લીધું. ભોજન બાદ, પ્રમુખશ્રીના મગજમાં દક્ષિણની જે કેટલીક યોજનાઓ રમી રહી હતી, એના વિષે અમે ઠીક ઠીક લંબાણપૂર્વક વાતચીત કરી. વાર્તાલાપ પછી તરત જ મેં વ્હાઈટ હાઉસ છોડ્યું અને તે રાત્રે જ ન્યૂ યૉર્ક જવાની ટ્રેન પકડી. બીજે દિવસે સવારે જ્યારે હું ન્યૂ યૉર્ક પહોંચ્યો ત્યારે, આગલી રાત્રે પ્રમુખશ્રી સાથે મેં ભોજન લીધું હતું, એમ જણાવતી બેએક લીટીઓ ન્યૂ યૉર્કના 'ટ્રિબ્યુન' પત્રમાં મારી નજરે પડી. મારી જાણ મુજબ તો એ બાબતનો ઉલ્લેખ કરનાર ન્યૂ યૉર્કનું એ જ એક સમાચારપત્ર હતું. થોડા કલાકમાં તો એ આખોય પ્રસંગ મારી સ્મૃતિ બહાર પૂરેપૂરો ચાલ્યો ગયો. તે દિવસે વાતવાતમાં મેં એ બાબતનો ઉલ્લેખ મારા એક મિત્ર, મિ. વિલિયમ એચ. બૉલ્ડવિન ('જુનિયર'), જેઓ તે વખતે 'લૉંગ આયલૅન્ડ રેલવે'ના પ્રમુખ હતા, તેમની આગળ કર્યો હતો. બીજા કોઈની આગળ મેં એ વિષે વાત કરી નહોતી અને કરવાનો ઇરાદો પણ નહોતો. ખરું જોતાં,

એ સંબંધી ચર્ચા કરવાનું કે કોઈની આગળ એનો ઉલ્લેખ કરવાનું કોઈ કારણ પણ નહોતું.

બેત્રણ દિવસ પછી ઉત્તર અને દક્ષિણનાં તમામ વર્તમાનપત્રોમાં પ્રમુખશ્રીની સાથે મેં ભોજન લીધું હતું એ સંબંધી ચર્ચા કરતા ભરપૂર લેખો અને અધિપતિની નોંધો જ્યારે મારા જોવામાં આવી, ત્યારે મને કેટલું આશ્ચર્ય થયું હશે એની કલ્પના કરી લો. કેટલાય દિવસો અને અઠવાડિયાં સુધી મારી મુલાકાત લેવાની શોધમાં ખબરપત્રીઓએ મારો કેડો પકડ્યો. કંઈક અભિપ્રાય દર્શાવવા માટે અથવા તો ખુલાસો કરવા માટે માગણી કરતા અનેક તાર અને પત્રોના ઢગલા મારી પર વરસ્યા. પરંતુ આ ખળભળાટ અને ઉશ્કેરણીના આખા સમય દરમિયાન મેં ન તો એક પણ મુલાકાત આપી, કે ન તો કોઈ પણ રીતે એ બાબતની ચર્ચા કરી.

કેટલાંક વર્તમાનપત્રોએ આ પ્રસંગમાં એવી ફૂલગૂંથણી કરવાનો પ્રયત્ન કર્યો કે, બન્ને જાતિઓમાં સામાજિક મેળમિલાપ સાધવાનો માર્ગ ખુલ્લો કરવાના હેતુથી પ્રમુખશ્રીએ વિચારપૂર્વક વ્યવસ્થિત યોજના ઘડી કાઢી છે. મારી તો ખાતરી છે કે, પ્રમુખશ્રીના મનમાં આવું કાંઈ હતું જ નહિ; મારા પોતાના મનમાં તો જરૂર નહોતું. મિ. રુઝવેલ્ટને તો ફક્ત એમ જ હતું કે, અમારા સમાન રસની બાબતોની ચર્ચા કરવાની સૌથી સારી ફુરસદ તેમને ભોજન દરમિયાન અને તે પછી મળશે.

આ ભોજન સંબંધી લોકોમાં જે રસ જાગ્રત થયો હતો તે ખાસ વિચિત્ર અને કારણ વિનાનો લાગતો હતો તે એટલા માટે કે, તે અગાઉ મેં 'વિન્ડસર કેસલ'માં મહારાણી વિકટોરિયા

સાથે ચાપાણી કર્યાં હતાં; ઉત્તરના લગભગ દરેક સંસ્થાનના ગવર્નર સાથે હું જમ્યો હતો; સુલેહની જ્યુબિલીના ઉત્સવ-સમયે શિકાગોમાં ગોઠવાયેલા ભોજનમાં પ્રમુખ મૅકકિન્લી સાથે એક જ ઓરડામાં મેં ખાણું લીધું હતું; અને માજી પ્રમુખ હૅરિસન સાથે પૅરિસમાં તથા બીજી ઘણી પ્રખ્યાત જાહેર વ્યક્તિઓ સાથે પણ હું જમ્યો હતો.

આ પ્રસંગ પછી કેટલાંક અઠવાડિયાં બાદ હું ફ્લોરિડામાં પ્રવાસ કરતો હતો. હું ટ્રેનમાં છું. એવી કોઈ ને કોઈ રીતે આખી રેલવે લાઈન ઉપર લગભગ સૌને ખબર પડી ગઈ હતી. પરિણામે, લગભગ દરેક સ્ટેશને લોકોનું મંડળ ટ્રેનમાં ચઢી જઈ મારી સાથે હાથ મેળવતું હતું. 'ગેઈન્સવિલે'ની નજીક એક નાના સ્ટેશને એક ગોરો ટ્રેનમાં દાખલ થયો. એના પોશાક અને એની રીતભાત ઉપરથી જણાતું હતું કે, એ તે પ્રદેશનો એક નાનો ખેડૂત હતો. એણે મારી સાથે અત્યંત ભાવથી હસ્તધૂનન કર્યું, અને કહ્યું: 'તમને જોઈને મને ખૂબ આનંદ થયો છે. મેં તમારા વિષે સાંભળ્યું છે, અને તમને જોવાની મને લાંબા વખતથી ઇચ્છા હતી.' આવા હાર્દિક આવકારથી સ્વાભાવિક રીતે હું ખુશ થયો. પરંતુ મને નિહાળ્યા બાદ એણે જ્યારે કહ્યું કે, 'બોલો, તમે એક મહાન પુરુષ છો, આ દેશના સૌથી મહાન પુરુષ છો, ખરું ને!', ત્યારે મને અચંબો થયો.

નમ્રતાથી મેં એનો વિરોધ કર્યો, પરંતુ એણે તો ડોકું ધુણાવી આગ્રહપૂર્વક ફરીથી બોલવા માંડ્યું, 'હા, સાહેબ, આ દેશમાં તમે સૌથી મહાન પુરુષ છો.' છેવટે મેં તેને પૂછ્યું કે, 'પ્રમુખ રુઝવેલ્ટ વિરુદ્ધ તમારે કંઈ કહેવાનું છે?'

અને સાથે સાથે મેં એને કહ્યું કે, સંયુક્ત સંસ્થાનોમાં, મારા અભિપ્રાય પ્રમાણે, પ્રમુખશ્રી રુઝવેલ્ટ જ સૌથી મહાન વ્યક્તિ છે. એણે અવાજમાં જરા વધારે ભાર આણીને કહ્યું, 'કોણ રુઝવેલ્ટ? તેમણે તમારી સાથે ભોજન લીધું તે પહેલાં તો હું તેમને જ સૌથી મહાન માનતો હતો. પરંતુ એ ખાણાથી હવે મેં મારો નિર્ણય કરી લીધો છે.'

જેને આપણે સામાજિક દ્વેષ, કોમી દ્વેષ અને એવાં બીજાં નામથી ઓળખીએ છીએ, એ વસ્તુ કેવા વિચિત્ર લક્ષણવાળી છે, તે શીખવતા અનેક અનુભવો મને થયા છે; ફ્લોરિડાના ખેડૂતની પેલી ઉક્તિ એક એવો અનુભવ હતો. હું એવા નિર્ણય પર આવ્યો છું કે, આવા પૂર્વગ્રહોને છંછેડવામાં કંઈ માલ નથી. આ બાબતમાં, 'ઊંઘતા કૂતરાને ઊંઘવા દેવો' એ જ ઉત્તમ છે. દુનિયાના બીજા બધા દેશોની માફક સંયુક્ત સંસ્થાનોમાં પણ બધા વર્ગના લોકોને પોતપોતાના રિવાજો અને પૂર્વગ્રહો હોય છે. તેથી એમને માન આપવું એ સામાન્ય બુદ્ધિનો એક અંશ છે. જ્યારે કોઈ યુરોપના દેશોમાં કે દૂર પશ્ચિમના દેશોમાં કે હિંદ અથવા ચીનમાં જાય છે, ત્યારે ત્યાંના ચોક્કસ રિવાજો અને પૂર્વગ્રહોને તે માન આપવાને અને કેટલેક અંશે એને અનુરૂપ વર્તન રાખવાને બંધાયેલો છે. ઉત્તર અને દક્ષિણની પરિસ્થિતિની બાબતમાં પણ એ વાત એટલી જ સાચી છે. દક્ષિણની હોટેલમાં ગોરાઓ અને કાળાઓને એક જ સ્થાને સાથે રાખવાનો રિવાજ નથી; એક જ શાળામાં ગોરાઓ અને હબસીઓનાં બાળકો સાથે ભણાવવાનો રિવાજ નથી. જે પ્રદેશમાં હું ગયો હોઉં ત્યાંના લોકોના રિવાજ સંબંધી કદી મેં પ્રશ્ન ઉઠાવ્યો કે કજિયો કર્યો નથી.

આમ હોવાથી પ્રેસિડેન્ટ રુઝવેલ્ટ સાથે ભોજન લેવામાં દક્ષિણના કોઈ રિવાજ ઉપર હુમલો કરવાની મારા મનમાં જરા પણ વૃત્તિ નહોતી, અને મારી ખાતરી છે કે મિ. રુઝવેલ્ટના મનમાં પણ એવી જરાય વૃત્તિ નહોતી. એથી કેટલીક વખત જે એવું કહેવામાં આવે છે કે, અમે ભેગા જમ્યા એ અગાઉથી બરોબર વિચારી લઈને ગોઠવી લીધેલી યોજના અનુસાર જ હતું, એ બિલકુલ કારણ વગરનું અપ્રમાણ કથન છે. એ પ્રસંગ પાછળ કોઈ પણ ખ્યાલ કે હેતુ નહોતો; પ્રમુખશ્રીની સગવડ જ એમાં હતી.

હું દક્ષિણમાં જન્મ્યો છું અને ત્યાંના લોકોનાં પૂર્વગ્રહો, રિવાજો અને પ્રણાલિકાઓ હું પૂરેપૂરાં સમજું છું. આખી પરિસ્થિતિને પૂરેપૂરી નહિ સમજનારાને કદાચ આ વિચિત્ર લાગશે, પરંતુ હું દક્ષિણને ચાહનારો માણસ છું. દક્ષિણની પ્રગતિ અને આબરૂ વધારે એવી દરેક બાબતમાં મારા કરતાં વધારે ઊંડો રસ ધરાવનાર બીજો કોઈ પણ ગોરો માણસ દક્ષિણમાં નથી. બીજું કાંઈ નહિ તોય આ કારણસર પણ, હું ચાહીને કે જાણીબૂજીને કદી એવું ન કરું કે જે, મારા અભિપ્રાય મુજબ, બે જાતિઓ વચ્ચે કડવાશને ઉશ્કેરે અથવા ઉત્તર અને દક્ષિણ વચ્ચે ગેરસમજ ઊભી કરે.

હવે આ કિસ્સા અંગેની ઉશ્કેરણી રહી નથી; એટલે જો હું બ્રાઉન્સવિલ (ટેકસાસ) માં ફાટી નીકળેલા તોફાનને લીધે, હબસીઓની પચીસમી પાયદળ ટુકડીના અમુક વિભાગને વિખેરી નાખવાના જાણીતા હુકમ સંબંધી વાત હવે યાદ દેવડાવું, તો કદાચ એ અયોગ્ય સ્થાને નહિ ગણાય. મિ. રુઝવેલ્ટના જે લક્ષણોનો મેં ઉલ્લેખ કર્યો છે એ લક્ષણનું

દૃષ્ટાન્ત આ બાબત પૂરું પાડે છે. હબસી સિપાઈઓ ગુનેગાર હતા એમ માની લેવા છતાં, તેમને જે રીતે મિ. રુઝવેલ્ટે સજા કરી તેની સાથે હું સંમત નહોતો, એ બીના અહીં કહેવામાં મને વાંધો નથી. એ હુકમ કાઢતા પહેલાં કેટલાય દિવસ અગાઉ, તેઓ શું કરવાના હતા એ સંબંધી, તેમની હમેશની નિખાલસ રીતે, તેમણે મને વાત કરી હતી. સૈનિકોને શિક્ષા કરવાની બીજી કોઈ રીત ખોળી કાઢવા મેં તેમને આગ્રહ કર્યો હતો. કેટલીક બાબતોમાં તેમણે બાંધેલો અભિપ્રાય ફેરવાવામાં કદાચ હું કારણ બન્યો હતો; પરંતુ આ બાબતમાં તો તેમણે મને જણાવી દીધું કે, પોતે એક ચોકસ નિર્ણય કર્યો છે અને તેને તે ફેરવનાર નથી, કારણ કે પોતે ખરા છે એવી એમને ખાતરી હતી.

જે સમયે આ પ્રખ્યાત હુકમ નીકળ્યો તે સમયે આખી દુનિયામાં કર્નલ રુઝવેલ્ટ જેવી બીજી એક પણ વ્યક્તિ નહોતી કે જે અમેરિકાના એક કરોડ હબસીઓની એમના જેટલી પ્રેમપાત્ર હોય. પ્રસંગ આવે ત્યારે દરેક વખતે હબસીઓ તેમની પ્રશંસાનાં ગીત ગાતા હતા: તે તેમની પ્રેમમૂર્તિ હતા. પરંતુ આ હુકમને પરિણામે, થોડા જ દિવસમાં — અરે, હું કહું કે થોડાક જ કલાકમાં, એક કરોડ મનુષ્યોનાં એ ગુણગાન ટીકા અને નિંદાની સમૂહ-ઘોષણામાં ફેરવાઈ ગયાં.

મિ. રુઝવેલ્ટના અનેક ઉત્તમ મિત્રોએ — ગોરા અને કાળા બન્નેએ — આ હુકમ ફેરવવાને અથવા તો સુધારવાને તેમને વારંવાર વીનવ્યા અને આગ્રહ કર્યો. પ્રેસિડેન્ટ ટેફ્ટ, કે જેઓ તે સમયે યુદ્ધમંત્રી હતા, તેમણે પણ એ હુકમ ફેરવવાને કે સુધારવાને આગ્રહ કર્યો. મેં પણ એવો જ આગ્રહ કર્યો.

પરંતુ તેઓ તો નિશ્ચલ રહ્યા અને ના પાડી. તેમણે કહ્યું કે, મારી વાત સાચી છે એમ મને ખાતરી થઈ છે, અને વખત જતાં એનું ન્યાયીપણું પુરવાર થશે.

આ હુકમના પરિણામ વિષે મને ઊંડી ચિંતા થતી હતી. છતાં મારે કબૂલ કરવું જોઈએ કે, તોફાની વાવાઝોડું પસાર થાય ત્યાં સુધી, મિ. રુઝવેલ્ટે જે ધીરજ રાખી રાહ જોઈ એને માટે મારાથી પ્રશંસા કર્યા સિવાય રહેવાયું નહિ. આ દેશના હબસી લોકોની બાબતમાં જે સામાન્ય નીતિ અખત્યાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો, તે માર્ગમાંથી ચલાયમાન થઈ આઘા પાછા જવાની, તેમના ઉપર આ ટીકાઓએ અને ધિક્કારે અસર કરી હોય, એમ હું માનતો નથી. બ્રાઉન્સ-વિલના એ બનાવ પછી તેમણે હબસીઓ સાથેનું પોતાનું વલણ પહેલાંના જેવું જ મિત્રાચારી-ભરેલું રાખ્યું હતું.

આ હુકમ બહાર પડ્યા પછી મહિનાઓ પસાર થયા છે, ઉશ્કેરાટભરી ચળવળ શમી ગઈ છે, અને કડવાશ અદૃશ્ય થઈ ગઈ છે. અત્યારે હબસીઓના મોટા ભાગને લાગે છે કે, મિ. રુઝવેલ્ટે એ હુકમ બહાર પાડવામાં ભૂલ કરી હતી; છતાં અમેરિકાની એક કરોડ હબસી જનતા માટે, તેમના કરતાં વધારે લોકપ્રિય અને પ્રેમપાત્ર વ્યક્તિ બીજી એક પણ નથી એમ હું કહું, તો તેમાં ખોટા પડવાનો ડર નથી એમ મને લાગે છે.

## ૮

# કેળવણીપ્રચાર માટેના પ્રવાસો

કેટલાંક વર્ષો પૂર્વે, (જેમાંના ઘણાખરા 'લિટલ રૉક' (આર્ક.)ના હબસી ધંધાદારીઓ હતા એવા) કેટલાક અંગત મિત્રો સાથે આર્કેન્સાસ અને ઑકલાહોમામાં એકાદ અઠવાડિયું મેં પ્રવાસ કર્યો હતો. તે દરમિયાન ત્યાંનાં ઘણાંખરાં મુખ્ય શહેરોની અમે મુલાકાત લીધી હતી, અને જ્યાં જ્યાં લાગ અને સમય મળ્યાં હતાં ત્યાં ત્યાં મેં બન્ને જાતિના શ્રોતા-સમૂહ સમક્ષ વ્યાખ્યાનો આપ્યાં હતાં.

આ પ્રવાસને માટે કાઢેલા આઠ દિવસમાં, બને તેટલી અનુકૂળતાની સાથે શક્ય હોય એટલો વધારે પંથ કાપવાના હેતુથી, સેન્ટ લુઈમાંથી અમે એક ખાસ મોટર લીધી. મને લાગે છે કે, ઈ. સ. ૧૯૦૫ના નવેમ્બર માસની ૧૭મી તારીખે અમે પ્રવાસ શરૂ કર્યો. અને તે પ્રવાસ મેં કરેલા બધા પ્રવાસોમાં એક સૌથી યાદગાર અને રસિક છે.

જૉન ઈ. બુશ કરીને મારા એક કેટલાંય વર્ષના મિત્ર 'લિટલ રૉક'માં તિજોરી-કારકુનને હોદ્દે હતા અને એ સમયે તેઓ તે શહેરમાંના 'હબસીઓના ઉદ્યોગ મંડળ'ના પ્રમુખ હતા. તેઓ મને કેટલાય વખતથી આગ્રહભેર કહેતા હતા કે, 'લિટલ રૉક'માં અને નજીકના 'પાઈન બ્લફ' શહેરમાં હબસીઓ કેવી પ્રગતિ કરે છે તે જાતે આવીને જુઓ.

છેવટે તેમનું નિમંત્રણ સ્વીકારવાનો નિર્ણય કર્યા પછી મેં મન સાથે નક્કી કર્યું કે, નજીકના ઓકલાહોમા સંસ્થાનમાં તેમ જ તે વખતે જે 'રેડ ઇંડિયન' પ્રદેશ હતો તેમાં હબસીઓ કેવી પ્રગતિ કરતા હતા એ સંબંધી કંઈક જોવાની તકનો લાભ પણ લઈશ.

એ સમયે દક્ષિણમાંથી હજારો હબસીઓ આ નવા પ્રદેશમાં આવ્યે જતા હતા. મારા પોતાના જ કેટલાક વિદ્યાર્થીઓ હાલના ઓકલાહોમા સંસ્થાનના જુદા જુદા ભાગોમાં કાં તો ધંધો કરતા હતા કે કાં તો શિક્ષણનું કાર્ય કરતા હતા. ત્યાં હબસીઓ કેટલી પ્રગતિ કરી રહ્યા હતા એ વિષેની વાત મેં તેમની પાસેથી તેમ જ બીજાં સાધનો દ્વારા સાંભળી. ખાસ સાંભળેલું 'મસ્કોગી' અને 'બોલી' ગામ વિષે. બોલી વિષે એમ સાંભળેલું કે. હબસીઓથી ગાજતું તે નાનું ગામ થોડાં જ વર્ષમાં એક સમૃદ્ધ શહેર બન્યું હતું, ને તે આખા શહેરની વ્યવસ્થા હબસીઓના હાથમાં જ હતી, અને એક પણ ગોરો રહેવાસી ત્યાં નહોતો.

મારા પ્રવાસ દરમિયાન 'લિટલ રૉક' અને 'પાઈન બ્લફ' ઉપરાંત ઓકલાહોમા શહેર, ગુથ્રી, મસ્કોગી, દક્ષિણ મૅકેલેસ્ટર, અને ઓકલાહોમાનાં બીજાં કેટલાંક શહેરોની મેં મુલાકાત લીધી. હું કબૂલ કરું છું કે, આ ભાગના હબસી વસાહતીઓએ જે સાહસિક વૃત્તિ દાખવી હતી, તથા તેઓ ખાસ કરીને આર્થિક અને ધંધાદારી દિશામાં જે પ્રગતિ કરતા હતા, તે જોઈને મને નવાઈ લાગી. મને કેટલાક ફતેહમંદ નીવડેલા ખેડૂતો પણ મળ્યા. તેમણે 'ટેક્સાસ' કે 'કેન્સાસ'માં આવેલાં પોતાનાં ખેતરો સારી કિંમતે વેચી દઈને આ

નવા પ્રદેશમાં આવીને પોતાના પૈસાનું ફરીથી રોકાણ કર્યું હતું. સંસ્થાનના લગભગ દરેક ભાગમાં, વેપારીઓ, શાહુકારો અને ધંધાદારીઓનું મેં ઓળખાણ કર્યું. દક્ષિણ મેકેલેસ્ટરમાં, ઈ. ઈ. મેકડેનિયલ્સ નામના એક ફતેહમંદ રેલવે કૉન્ટ્રાક્ટરને ત્યાં મેં મુકામ કર્યો હતો. એ ધંધામાં રોકાયેલા મને મળનાર તેઓ પ્રથમ જ હબસી સદ્ગૃહસ્થ હતા. ઓકલાહોમા શહેરમાં આલ્બર્ટ સ્મિથ નામના સદ્ગૃહસ્થ મળ્યાનું મને યાદ છે. 'હબસીઓના રૂના રાજા' તરીકે તેઓ ઓળખાતા હતા, કેમ કે ઈ. સ. ૧૯૦૦માં પૅરિસના પ્રદર્શનમાં સૌથી સરસ કપાસની ગાંસડી માટે તેમણે ઇનામ મેળવ્યું હતું. આ લોકોની સાથે મેં વાર્તાલાપ કર્યો, અને હાડમારીઓ સામે તેમણે કેવી માથાકૂટ કરી પોતાનો રસ્તો કર્યો હતો, એ સંબંધી એમને મુખે જ વર્ણન સાંભળી, તેમ જ તેમની ભૂલો, વિટંબણાઓ અને છેવટે પ્રાપ્ત કરેલા વિજયોનું વર્ણન સાંભળી મને ખૂબ સંતોષ થયો. સગડીને વીંટળાઈને બેઠાં બેઠાં આ રીતે તેમની સાથે ગાઢ સંસર્ગમાં આવ્યા પછી મને લાગ્યું કે, મારી જાતિને કયાં બળો ઘડી રહ્યાં છે તેની સમજ બીજી કોઈ રીત કરતાં આ રીતે હું વધારે ઊંડાણથી પામ્યો.

એક વસ્તુએ મારા ઉપર ખાસ અસર કરી. દક્ષિણ-પશ્ચિમના આ નવા પ્રદેશમાં આવીને વસનાર હબસીઓની સ્થિતિ, અને ત્રીસ વર્ષ પૂર્વે પ્રખ્યાત થયેલા હિજરતના કિસ્સામાં ઘરબાર છોડી કૅન્સાસ સંસ્થાનમાં રહેવા આવેલા લોકોની સ્થિતિ વચ્ચે ઘણો તફાવત છે. એ સમયે, દિગ્મૂઢ અને નિરાધાર બનેલા લગભગ ચાળીસ હજાર હબસીઓ, મોટે ભાગે લુઇઝિયાના, આર્કાન્સાસ, અને મિસિસિપીના

પ્રદેશમાંથી નીકળી કેન્સાસમાં જતા હતા;— એ આશાથી કે ત્યાં વધારે છૂટ અને વિશેષ સારી તકો મળશે. એ જ પ્રદેશોના લોકો લગભગ એ જ હેતુથી, આ વખતે ઓકલાહોમામાં ઊતરી પડ્યા હતા. એમાં એક તફાવત એ હતો કે, આ બીજા જણાવેલા વસાહતીઓને ચોક્કસ ખ્યાલ હતો કે તેઓ ક્યાં જાય છે. તેમણે પોતાની સાથે અમુક મૂડી આણી હતી; ત્યાં ગયે તમને શું મળશે એનો તથા નિર્ણીત સ્થાને પહોંચ્યા પછી પોતે શું કરવા માગે છે એનો તેમને ઠીક ઠીક સારૂ ખ્યાલ હતો. પ્રજાની આ બે હિલચાલોમાં જે તફાવત છે તે, ત્રીસેક વર્ષના ગાળામાં હબસી આમ-જનતાએ કેટલી પ્રગતિ કરી છે, એના એક અતિ લાક્ષણિક સૂચનરૂપ મને જણાયો છે.

પછીનાં પાંચ વર્ષો દરમિયાન, જુદા જુદા વેપારી અને ધંધાદારી હબસીઓ સાથે, મિસિસિપી, ટેનેસી, દક્ષિણ કેરોલીના. ઉત્તર કેરોલીના, ડેલાવેર અને વર્જીનિયા તથા પશ્ચિમ વર્જીનિયાના કેટલાક ભાગોમાં થઈને મેં એ પ્રમાણે નિરીક્ષણ કરતાં પ્રવાસો કર્યા છે. કેટલીય વેળા આ પ્રવાસો માટે ખાસ ટ્રેનો વાપરી છે. આને લીધે અમે ઘણી વધારે લાંબી મુસાફરીઓ અમારા અનુકૂળ સમયે કરી શક્યા છીએ. આ દરેક પ્રવાસ દરમિયાન મને મળતી તકોનો લાભ હું લેતો: લોકોની સાથે વ્યક્તિગત મેળાપ કરી વાતચીત કરવા ઉપરાંત, કાળી અને ગોરી બન્ને પ્રજાઓના મોટા શ્રોતાસમૂહ સમક્ષ, એ બન્ને જાતિના કલ્યાણની અનેક બાબતો વિષે વ્યાખ્યાનો આપતો. ખાસ કરીને તેમની આગળ હબસીઓની શાળાઓની કાર્યસાધક શક્તિ વધારવાની બન્ને જાતિઓને માટે કેટલી અગત્ય છે એ સંબંધી હું બોલતો. ખરું પૂછો તો, આવા

એ ત્રણ પ્રવાસો મેં કર્યા હશે તે પહેલાં તો, જે સંસ્થાનોની મેં મુલાકાતો લીધી હતી, તે દરેકના કાળા અને ગોરા બન્ને જાતિના લોકોમાં, એ પ્રવાસો હબસીઓની કેળવણીના હિતાર્થે મેં ઉપાડેલી હિલચાલ કે લડત ગણાતા થયા હતા.

આ પ્રવાસો કેવા પ્રકારના હતા, અને જે સંસ્થાનોમાં હું ફરેલો ત્યાંના હબસીઓની સ્થિતિ વિષે તે પ્રવાસોથી મને કેવા પ્રકારની માહિતી અને સમજ મળતી, તે બતાવવાનો સારામાં સારો રસ્તો એ છે કે, ૧૯૦૮માં કરેલા મિસિસિપીના મારા પ્રવાસનું વિગતે વર્ણન આપું. મારા પ્રવાસના હેતુમાં તથા તેની સફળતામાં લોકને સર્વસાધારણ રસ હતો એ બતાવવાને માટે, મારે કહેવું જોઈએ કે, જોકે મિસિસિપીના હબસી વેપારી મંડળની દોરવણી નીચે હું મારા પ્રવાસો યોજતો હતો, છતાં સંસ્થાનના હબસીઓનું લગભગ દરેક પ્રકારનું અગત્યનું હિત સાધનાર મંડળોના પ્રતિનિધિઓ પ્રવાસના કેટલોક ભાગ અમારી સાથે થતા અથવા તો જે જે સ્થળોએ અમે મુકામ કરતા તે તે સ્થળોએ સભાઓને સફળ બનાવવામાં સહાય કરતા. દૃષ્ટાંત તરીકે, મને યાદ છે તે પ્રમાણે, એ આઠ દિવસના પ્રવાસ દરમિયાન હબસી બેંકોના આઠ આઠ જેટલા પ્રમુખોએ અને વેપારમાં ફતેહ મેળવી હોય એવી વ્યક્તિઓએ હાજરી આપી હતી. એમાં ચાર્લ્સ બેન્કસ (Charles Banks) નામના એક સદ્‌ગૃહસ્થ હતા. મિસિસિપીના હબસી ઉદ્યોગ સંઘના તેઓ પ્રમુખ હતા અને સંસ્થાનમાં એક સૌથી વધુ લાગવગ ધરાવનાર હબસી હતા. અમારા પ્રવાસની વ્યવસ્થા કરી એને ફતેહમંદ બનાવવામાં, તેમણે સૌથી વધારે સીધી જવાબદારી ઉઠાવી હતી. ફક્ત વેપારીઓએ

જ નહિ, પરંતુ એ ઉપરાંત જે જુદી જુદી ધાર્મિક સંસ્થાઓ તથા ગુપ્ત મંડળો, કે જે ખાસ કરીને મિસિસિપી વિભાગમાં સૌથી વધુ બળવાન છે, તેમના પ્રતિનિધિઓએ પણ, વેપારી સંઘના સભ્યો સાથે રહીને, સંસ્થાનના જુદા જુદા વિભાગોમાં ભરાયેલી સભાઓને બની શકે એટલી ફતેહમંદ તથા અસરકારક બનાવી હતી.

મિસિસિપીના વેપારીઓએ, શિક્ષકોએ અને જુદી જુદી ધાર્મિક સંસ્થાઓના સભ્યોએ એકત્ર થઈને સંસ્થાનનાં હબસી બાળકોને યોગ્ય અને પૂરતી કેળવણી આપવાનો નિઃસ્વાર્થપણે પ્રયત્ન કર્યો છે. વળી હબસી આમ-જનતાને મિલકત મેળવવામાં તથા રહેવાનાં મકાનો બાંધવામાં ઉત્તેજન આપવા તેમણે પોતાની લાગવગનો ઉપયોગ પણ કર્યો છે. આમાં મારી જાતિને જે ફતેહ મળી છે એ કંઈ ઓછી અગત્યની વાત નથી.

દષ્ટાન્ત તરીકે, અમારી પ્રવાસમંડળીના એક સભાસદ, ડૉ. ઈ. સી. મોરીસ 'ધી નેશનલ બૅપ્ટિસ્ટ કન્વેન્શન' નામના દુનિયાના એક સૌથી મોટામાં મોટા હબસી મંડળના પ્રતિનિધિ છે. વીસ લાખ કરતાં પણ વધારે એ મંડળના સભ્યોની સંખ્યા છે. તેવી જ રીતે જે. ડબ્લ્યુ. સ્ટ્રૅાટર, 'નિગ્રો પીથિયન' નામે મંડળની નાણાં સમિતિના એક સભાસદ તરીકે, લગભગ ૭૦,૦૦૦ સભ્યો તથા ૩૨૦,૦૦૦ ડૉલરની મિલકત ધરાવનાર એક મંડળના પ્રતિનિધિ હતા. વળી ડૉ. એચ. ટી. કીલિંગ હાલમાં કિવન્ડારો (કાન.)ની હબસી કૉલેજના પ્રમુખ છે; 'ધી આફ્રિકન મેથૉડિસ્ટ એપિસ્કોપલ રિવ્યુ' પત્રના અધિપતિ છે. હબસીઓ તરફથી પ્રસિદ્ધ થતાં

પત્રોમાં એ એક સરસમાં સરસ અને વધુમાં વધુ લાગવગ ધરાવનારું છે. આજ લગભગ પચીસ વર્ષથી એ પત્ર અસ્તિત્વ ધરાવે છે.

મેં આ વ્યક્તિઓનાં નામોનો અને તેમની પદવીઓનો તથા હબસી લોકો ઉપરની તેમની લાગવગનો એ ઉદ્દેશથી ઉલ્લેખ કર્યો છે કે, હબસીઓના નૈતિક અને ભૌતિક ઘડતરમાં હાલ કેટલો વિશાળ પ્રમાણમાં રસ લેવાય છે એ તે દ્વારા બતાવી શકાય.

હું મિસિસિપી પહોંચ્યો ત્યાર પહેલાં, હબસીઓ ત્યાં કેવી પ્રગતિ કરે છે એ સંબંધી મેં આડકતરી રીતે ઘણું સાંભળ્યું હતું. એમને જે મુશ્કેલીઓ વેઠવી પડતી હતી એ સંબંધી પણ વર્તમાનપત્રો દ્વારા મેં ઘણું સાંભળ્યું હતું. દાખલા તરીકે. મિસિસિપીના કેટલાક ભાગમાંથી 'વ્હાઈટ* કેપિંગ' મંડળોએ ઘણા મોટા ભાગના હબસીઓને હાંકી કાઢ્યા છે. એ સંસ્થાનના બીજા કેટલાક ભાગો એવા છે કે જ્યાં હબસીઓ અને ગોરાઓ સંયુક્ત સંસ્થાનોના બીજા ભાગોની માફક, વધારે સારો નહિ તોપણ, એટલો સારો વ્યવહાર રાખે છે.

'મેમ્ફિસ' છોડ્યા પછી અમે જે પહેલા સ્થળે રોકાયા તે 'માર્શલ કાઉન્ટી'નું 'હોલી સ્પ્રિન્ગ્સ' હતું. એ સ્થળ મિસિસિપીના હબસી લોકો માટે લાંબા સમયથી કેળવણીનું

* આ મંડળના લોકો જોહુકમીથી પોતાને અણગમતા લોકોને હાંકી કાઢતા અથવા તો મારી નાખતા. તેમનો પોશાક સફેદ રંગનો હોવાથી એમને એ નામ મળ્યું છે.

કેન્દ્ર છે. યુદ્ધ પછી થોડા વખતમાં જ 'ફ્રીડ મેન્સ એઈડ' અને 'મેથોડિસ્ટ ચર્ચ'ની 'સધર્ન એજ્યુકેશનલ સોસાયટી'એ અહીં 'રસ્ટ યુનિવર્સિટી'ની સ્થાપના કરી હતી. થોડાં વર્ષ પહેલાં 'હોલી સ્પ્રિન્ગ્સ'માં 'સ્ટેટ નોર્મલ સ્કૂલ ફોર ટ્રેનિંગ નિગ્રો ટીચર્સ' — હબસી શિક્ષકોને તાલીમ આપનાર શાળા — અસ્તિત્વ ધરાવતી હતી, જેને ગવર્નર વાર્ડામેને (Vardaman) છેવટે ખતમ કરી હતી. આ સંસ્થા ગુમાવવાથી સંસ્થાનના હબસીઓ ઘણા નિરાશ થયા હતા. તેમને એમ લાગ્યું હતું કે, આ શાળાના નિભાવના પૈસા આપવાની, પોતાની છેવટની સત્તાથી ના પાડવામાં, ગવર્નર હબસીઓની કેળવણી ઉપર હુમલો કરતા હતા. 'નોર્મલ ટ્રેનિંગ સ્કૂલ'ની જગાએ એનું કામ કરવા માટે, બિશપ કોટ્રેલની આગેવાની નીચે, એક નવી ઔદ્યોગિક અને ધાર્મિક સંસ્થા નીકળી છે. પહેલાં બે વર્ષ દરમિયાન બિશપ કોટ્રેલ મોટે ભાગે મિસિસિપીના હબસીઓ પાસેથી લગભગ ૭૫,૦૦૦ ડૉલરનો ફાળો ઉઘરાવી શક્યા હતા. એ રકમ વડે તેમણે અર્વાચીન ઢબનાં બે સુંદર મકાનો બાંધ્યાં છે. એ બન્ને મકાનો નવી શાળાનાં કેન્દ્રરૂપ બન્યાં છે. આ શહેરમાં તાજેતરમાં એક 'બૅપ્ટિસ્ટ નોર્મલ સ્કૂલ' પણ સ્થપાઈ છે. એની સ્થાપના કરનાર હબસી બૅપ્ટિસ્ટો છે; 'સ્ટેટ નોર્મલ સ્કૂલ' કાઢી નાખવામાં આવી એના જવાબમાં આ કામ એ લોકે પોતાના તરફથી કર્યું છે.

'હોલી સ્પ્રિન્ગ્સ'માં કેળવણી માટે મને જે ઉત્સાહ જણાયો છે તે તો ફક્ત સંસ્થાનના જે બીજા ભાગોની મુલાકાત લીધી હતી તેમાં પ્રવર્તતા એ જ જાતના ઉત્સાહના સૂચનરૂપ છે. મિસિસિપીમાં 'ઉટિકા ઇન્સ્ટિટ્યુટ'ના સભાગૃહમાં

શ્રોતાઓ સમક્ષ મેં ભાષણ કર્યું હતું. ઈ. સ. ૧૯૦૩ના ઓક્ટોબરની ૨૭મી તારીખે, વિલિયમ એચ. હૉલ્ટઝક્લો નામના ટસ્કેજીના એક સ્નાતકે એની સ્થાપના કરી હતી. ટસ્કેજી સંસ્થા છોડ્યા પછી એણે નિશ્ચય કર્યો હતો કે, હબસીઓના જે ભાગમાં શાળાઓની સૌથી વધારે જરૂર હોય એ ભાગમાં જઈ, ટસ્કેજી સંસ્થાની ઢબે એક શાળા કાઢવી. 'હિન્ડઝ' પરગણામાં એણે વસવાટ કર્યો, કેમ કે ત્યાં આગળના ૪૦,૦૦૦ હબસીઓમાંથી ૧૩,૦૦૦ એવા હતા કે જેઓ વાંચી કે લખી શકતા નહોતા. જે સમાજમાં એ શાળા શરૂ કરવામાં આવી હતી એ સમાજમાં ગોરાઓ કરતાં હબસીઓની સંખ્યાનું પ્રમાણ ઘણું જ મોટું હતું : એક ગોરા દીઠ સાત હબસીઓ હતા. તેણે બહાર જંગલોમાં શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી. પોતે જે કાર્ય કરતો હતો એના તરફ બન્ને જાતિઓની સહાનુભૂતિ મેળવવામાં એને પહેલેથી જ ફતેહ મળી હતી. શાળા શરૂ કર્યા પછી પાંચ વર્ષમાં જ પંદર સો એકરનું એક ખેતર ખરીદવામાં તે ફતેહમંદ નીવડ્યો હતો. એ સમયે, ત્રણ મોટાં અને અગિયાર નાનાં, શાળાના કામમાં આવે એવા જુદી જુદી જાતના ઓરડાવાળાં, અને દુકાનો તથા રહેવાના કામમાં આવે એવાં મકાનો એણે ઊભાં કર્યાં હતાં. એક જમીનદારને યોગ્ય તથા આશરે ત્રીસેક ખેડૂતોને કામમાં આવે એવાં મકાનો એ જમીન ઉપર આવેલાં છે. તેણે મને જણાવ્યું કે, બહુ સાચવી સાચવીને કિંમત કરવામાં આવે તોપણ શાળાની માલકીની મિલકત ૭૫,૦૦૦ ડૉલર કરતાં પણ વધારે થાય. આ ઉપરાંત એણે એક દાન-ફંડ શરૂ કર્યું છે, જેથી એણે ત્યાં આરંભેલું

કાર્ય સ્થાયી બને અને જે લાયક વિદ્યાર્થીઓ પોતાનું ખર્ચ કાઢી શકે એમ ન હોય તેમને એમાંથી શિષ્યવૃત્તિઓ આપી સહાય કરી શકાય.

જેકસન (મિસ.)માં હબસી વિદ્યાર્થીઓ માટે બે કૉલેજો છે. 'આફ્રિકન મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચે' સ્થાપેલી એક કેમ્પબેલ કૉલેજ; બીજી જેકસન કૉલેજ છે. બૅપ્ટિસ્ટ ધર્મમંડળે એની સ્થાપના કરી હતી અને એ મંડળ એનો નિભાવ પણ કરે છે. એના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે તાજેતરમાં જ એક સુંદર નવું મકાન ખુલ્લું મુકાયું છે. મિસિસિપીના નિગ્રો બૅપ્ટિસ્ટોએ નાત્શે (Natchez)માં આશરે વીસ હજાર ડૉલરના ખર્ચે એક નવું મકાન બાંધ્યું છે. એની સમર્પણ-વિધિ સમયે મને ભાગ લેવાનું આમંત્રણ મળ્યું હતું.

અત્રે કદાચ એ કહેવું યોગ્ય થઈ પડશે કે, હબસીઓનાં જુદાં જુદાં દેવળોમાં ધર્મતત્ત્વની બાબતમાં સારી પેઠે હરીફાઈ ચાલેલી છે; છતાં જેમ જેમ કેળવણીના પ્રશ્નની ગંભીરતા લોકોના આગેવાનોને સમજાતી જાય છે, તેમ તેમ ધાર્મિક સાંપ્રદાયિકતાને લક્ષમાં લીધા સિવાય, હબસીઓની આમ-જનતાનાં બાળકોને નિઃસ્વાર્થપણે કેળવણી આપવાના પ્રયત્નમાં આ ધર્મ બાબતની હરીફાઈનો ધીમે ધીમે અંત આવતો જાય છે. કહેવાતી સાંપ્રદાયિક શાળાઓ જુદા જુદા પંથોના સભ્યોએ પોતાની જાતિની કેળવણીમાં આપેલા ફક્ત ફાળારૂપ છે.

દક્ષિણના લગભગ બધા ભાગોમાં હબસીઓએ ઊભી કરેલી સંખ્યાબંધ બૅંકો એમણે ભૌતિક બાબતોમાં કેટલી પ્રગતિ કરી છે એ ઉત્તમ રીતે બતાવે છે. હબસી આમ-જનતા ઉપર આ સંસ્થાઓની કેટલી અસર છે એ સંબંધી કંઈક

જાણવાનો મેં ખાસ પ્રયત્ન કર્યો છે. હાલમાં સંયુક્ત સંસ્થાનોમાં લગભગ છપ્પન જેટલી હબસી બેંકો છે. એક કે બે સિવાયની બાકીની બધી દક્ષિણનાં સંસ્થાનોમાં છે. આ છપ્પન બેંકોમાંથી અગિયાર તો મિસિસિપી સંસ્થાનમાં છે. ઘણી વખત તો હબસીઓનાં ગુપ્ત મંડળો તથા બંધુ સમાજોને લીધે આ બેંકો અસ્તિત્વમાં આવેલી હોય છે, એમ મને માલૂમ પડયું છે. દૃષ્ટાંત તરીકે, મિસિસિપીમાં આવાં બેતાળીસ મંડળો છે, જેમણે ઈ. સ. ૧૯૦૭માં ૭૦૮,૬૭૦ ડૉલર એકઠા કર્યા હતા, અને ૫૨૨,૭૫૭ ડૉલર જેટલી ખોટ ભરપાઈ કરી હતી. ઘણી વખત તો આ મંડળો કે સંસ્થાઓનાં ફંડની રકમો જમા રાખવા માટે જ આવી બેન્કો સ્થાપવામાં આવી છે. પાછળથી તે બેન્કોએ બચત-ખાતાં ઉમેરી લીધાં હોય છે, અને હબસી વેપારીઓએ છેલ્લાં દસ વર્ષમાં જે જુદી જુદી જાતની સંખ્યાબંધ દુકાનો અને ભંડારો સ્થાપ્યાં છે એનું શરાફી કામ તેમણે કર્યું છે.

મિસિસિપીના જેકસન શહેરની મારી મુલાકાત થઈ તે પહેલાં થોડા સમય અગાઉ, ખાસ કરાયેલી તપાસમાં જણાયું હતું કે. એ શહેરમાં હબસીઓ ત્રાણું જેટલા ધંધાઓ ચલાવતા હતા. આમાંના ૪૪ જેટલા ધંધામાં વાર્ષિક લગભગ ૩૮૮,૦૦૦ ડૉલરની રકમ જેટલું કામ થતું હતું. પણ આ રકમના કામમાંથી ૧૦૦,૦૦૦ ડૉલરની રકમનું કામ તો ફક્ત એક જ કૉન્ટ્રાકટર કરતો હતો. બની શકે એટલો ચોકસ અંદાજ કાઢતાં એમ જણાયું હતું કે, હબસીઓમાંથી ૭૩ ટકા જેટલા લોકોને પોતાની માલકીનાં ઘર હતાં અથવા તે ખરીદવાના હતા. આખી વસ્તીનો અર્ધો ભાગ હબસીઓનો છે એમ કહેવાય છે અને જેકસન શહેરના વિસ્તારનો એક તૃતીયાંશ

ભાગ એમની માલકીનો છે. છતાં શહેરની કર આકારવા જેવી મિલકતનો ફક્ત એક અગિયારાંશ ભાગ જ એ મિલકતની કિંમત છે.

બની શકે એટલો ચોકસ અંદાજ કાઢતાં, એ સમયે શહેરની જુદી જુદી બૅન્કોમાં હબસીઓની લગભગ બે લાખ ડૉલર જેટલી થાપણ જમા હતી. આમાંની ૭૦,૦૦૦ ડૉલર કરતાં પણ વધારે રકમ શહેરની બે હબસી બૅંકોમાં જમા હતી. મને એમ ખબર મળી હતી કે, આ ધંધાઓમાંથી ઘણાખરા તો આગલાં દસ વર્ષમાં શરૂ થયા હતા, પરંતુ વસ્તુતઃ જેકસન શહેરમાં સૌથી જૂનામાં જૂના ધંધાદારી તો એક હબસી સદ્‌ગૃહસ્થ જ હતા. મારી એ શહેરની મુલાકાત દરમિયાન તેમને ત્યાં મારો મુકામ હતો. એચ. ટી. રીશર જેકસન શહેરમાં પોતાના ધંધામાં એક આગેવાન ઉદ્યોગપતિ છે. મારી સમજ પ્રમાણે, વીસ વર્ષથી તેઓ એક રોટીખાનું ('બેકરી') અને એક 'રેસ્ટોરાં' (ઉપાહારગૃહ) ચલાવે છે. જેકસનનાં અનેક સુંદર હબસી ઘરોમાં એમનું ઘર એક ઉત્તમ છે, જે જોવાની તક સંસ્થાનના મારા પ્રવાસ દરમિયાન મને મળી હતી.

મારા પ્રવાસ દરમિયાન ઘણાં ઔદ્યોગિક સાહસોએ મારું ધ્યાન ખેંચ્યું છે, તેમાં નાત્શે (Natchez) ના એ. ડબલ્યુ. ડુમાના ઔષધ-ભંડાર અને કાર્યાલયે મારું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. ઈંટેરી બે માળના એક સુંદર મકાનમાં તેમનો ભંડાર રાખવામાં આવ્યો છે. સંયુક્ત સંસ્થાનમાં જોકે દવાઓ વેચવાની દુકાનો ઘણા હબસીઓની છે, છતાં એમનો ભંડાર સૌથી સરસ દેખાવડો અને વ્યવસ્થિત છે.

પ્રવાસની અમારી યોજના આ પ્રમાણે હતી: 'મેમ્ફિસ'થી શરૂ કરીને 'ટેન' જવાનું હતું. ત્યાંથી 'હોલી સ્પ્રિન્ગ્સ,' યુટિકા, જેક્સન, નાત્શે, વિક્સબર્ગ, ગ્રેનવિલ અને માઉન્ડ બેયુ જવાનું હતું. ત્યાર પછી મિસિસિપી ઓળંગીને આર્કમાં આવેલા હેલિના શહેરમાં રવિવારનો દિવસ પસાર કરવાનો હતો. આ પ્રમાણે મિસિસિપીમાં અમારો કાર્યક્રમ સાત દિવસનો હતો. વસ્તુતઃ અમે બીજાં સ્થળોએ થોભ્યા તો હતા જ. રેલવે લાઇન ઉપર જુદાં જુદાં સ્ટેશનોએ ટ્રેનના વ્યવસ્થાપક ગાડીને થોભાવવાની કૃપા કરતા હતા, તેથી ઘણે ઠેકાણે ગોરા અને હબસી શ્રોતાઓ સમક્ષ વ્યાખ્યાનો આપવાની મને તક મળતી. આ રીતે આઠ દિવસના મારા આ પ્રવાસ દરમિયાન ચાળીસથી પચાસ હજાર શ્રોતાઓ સમક્ષ મેં વ્યાખ્યાનો આપ્યાં હશે એમ કહું તો ખોટું નથી, એમ મારું માનવું છે. અમે જે કાર્ય કરવાનો પ્રયત્ન કરતા હતા તે કાર્ય માટે દરેક સ્થળના ગોરાઓ અને હબસીઓ, બન્ને જાતિના લોકો અત્યંત રસ તથા ઉત્સાહ પ્રદર્શિત કરતા મને જણાયા હતા. જેક્સન શહેર તો કેટલાંય વર્ષથી હબસીઓના પ્રશ્નની ચળવળનું કેન્દ્ર બન્યું હતું. ગોરાઓ એ શહેરની સભાઓમાં હાજર રહે એ સંબંધી કંઈક વિરોધી સૂર નીકળ્યા હતા. પરંતુ મને કહેવામાં આવ્યું હતું એ મુજબ, એ સભાઓમાં શ્રોતા-સમૂહમાં નીચેની ઘણી પ્રખ્યાત વ્યક્તિઓએ હાજરી આપી હતી; ગવર્નર નોલ, લેફ્ટેનન્ટ ગવર્નર મેન્શિપ, મિસિસિપીના સૌથી ધનાઢ્ય સદ્‌ગૃહસ્થ મેજર આર. ડબલ્યુ. મિલ્સેપ્સ, દક્ષિણના મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચના બિશપ ચાર્લ્સ બી. ગેલોવે (જેમનું ત્યાર પછી અવસાન થયું છે), સંયુક્ત સંસ્થાનના

માર્શલ એડગર એસ. વિલસન અને જેકસન શહેરના પોસ્ટ-માસ્તર સાહેબ.

નાત્શે શહેરમાં સભાના ઉદ્દેશમાં ગોરાઓને એટલો બધો રસ પડયો કે જે નાટચગૃહમાં મેં વ્યાખ્યાન આપ્યું હતું એના ભાડાના પૈસા આપવાની ઇચ્છા પણ એમણે જણાવી હતી. એમાં એમણે શરત એ મૂકી હતી કે બન્ને જાતિઓ માટે બેઠકની વહેંચણી સરખે ભાગે કરવી. વિક્સબર્ગમાં મેં જે મોટા મકાનમાં વ્યાખ્યાન આપ્યું હતું, એ મકાન બરફ-ગાડીથી લપસવાની કળાના અભ્યાસાર્થે કેટલાક કાળ પર્યંત વપરાતું હતું. મને જણાવવામાં આવ્યું હતું કે, સભામાં હાજર રહેવા ઇચ્છનાર સેંકડો લોકોને જગાના અભાવે પાછા ફરવું પડયું હતું. ગ્રેનવિલમાં ન્યાયમંદિરના મકાનમાં મેં ભાષણ આપ્યું હતું. ત્યાં એટલા બધા લોકો આવ્યા હતા કે મકાનમાં એક ભાષણ આપ્યા પછી, મકાનના પગથિયા ઉપર ઊભા રહીને બહારના લોકો સમક્ષ મારે એક બીજું વ્યાખ્યાન પણ આપવું પડયું હતું.

સૌથી મોટામાં મોટી અને ફતેહમંદ સભા તો 'માઉન્ડ બેયો'માં થઈ હતી. એ શહેર હબસીઓએ સ્થાપેલું છે અને એની વ્યવસ્થા પણ એમના જ હાથમાં છે. આશરે ત્રણ હજાર હબસીઓના સંસ્થાનનું આ શહેર એક કેન્દ્ર પણ છે. આ શહેરની નજીકમાં આશરે ત્રીસ હજાર એકર જેટલી જમીનની માલકી હબસીઓ ધરાવે છે. 'માઉન્ડ બેયો' 'ડેલ્ટા' જિલ્લાનું કેન્દ્ર છે. ત્યાં હબસીઓની સંખ્યા ગોરાઓની સંખ્યાને તદ્દન ઢાંકી દે એટલી બધી મોટી છે—દસ હબસીઓએ ફક્ત એક જ ગોરો છે. 'માઉન્ડ બેયો' સિવાય બીજા પણ

ઘણા વિભાગો એવા છે કે જ્યાં હબસીઓની વસ્તીમાં એક પણ ગોરો રહેતો નથી. મારો અવાજ પહોંચી શકે એટલે દૂર આસપાસનાં ખેતરોમાં મારો શ્રોતાસમૂહ ફેલાઈ જતો. આ શહેરના હબસીઓએ પોતાના સ્વરાજ્ય અને વેપાર ધંધામાં જે ફતેહ મેળવી છે તે એક ધ્યાન ખેંચે એવું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. આ શહેરે મેળવેલી કાર્યસિદ્ધિઓએ તથા તેની શક્યતાઓએ મારી ઉપર ભારે અસર કરી હતી.

મિસિસિપીના આ પ્રવાસ દરમિયાન હું જે કંઈ જોઈ શક્યો હતો અને બીજાં સાધનો દ્વારા મારાથી જે કાંઈ જાણી શકાયું છે, એ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, આંતરવિગ્રહ પહેલાંના આખા સમય દરમિયાન એ સંસ્થાનમાં હબસીઓ જે કંઈ પ્રાપ્ત કરી શક્યા હતા એના કરતાં છેલ્લાં દસ વર્ષમાં તેઓ ઘણું વધારે પ્રાપ્ત કરી શક્યા છે. આનું કારણ મોટે ભાગે તો એ હકીકત ઉપર અવલંબેલું છે કે, જે સમાજમાં તેઓ વસવાટ કરે છે એ સમાજમાં બળરૂપ થઈ પડવા માટે જમીન પ્રાપ્ત કરવી જોઈએ, ઘરો બાંધવાં જોઈએ, અને પૈસાની બચત કરવી જોઈએ, એ બાબતો હબસીઓએ શીખી લીધી છે. સામાન્ય રીતે એમ ધારવામાં આવે છે કે, સંયુક્ત સંસ્થાનોમાં બીજે ઠેકાણે હબસીઓને પોતાની ઉન્નતિ કરવાના પ્રયત્નમાં જે વિરોધનો સામનો કરવો પડે છે, એના કરતાં મિસિસિપીમાં એવો વિરોધ વધારે વહોરી લેવો પડે છે. પણ એ સાથે એટલી વાત પણ સાચી છે કે, બીજા કોઈ પણ સ્થળ કરતાં, હબસીઓને આ સ્થળે વધારે સારી રીતે જણાઈ ગયું છે કે, કરકસર અને ઉદ્યોગની ટેવ પાડવાથી, મિલકત મેળવવાથી અને પોતાની જાતને બીજાઓને ઉપયોગી

કરવાથી, એમને માટે આશાનું એક દ્વાર ખુલ્લું રહેલું છે અને દક્ષિણવાસીઓ એ દ્વારને બંધ કરવાની વૃત્તિ ધરાવતા નથી.

હું જે કહેવા માગું છું એના દૃષ્ટાંત તરીકે કહું છું કે, હું 'હોલી સ્પ્રિન્ગ્સ'માં હતો એ દરમિયાન મારા જાણવામાં આવ્યું હતું કે, જોકે ગોરાઓની સંખ્યા હબસીઓને ઢાંકી દે એટલા પ્રમાણમાં હતી — માર્શલ પરગણામાં ત્રણ ગોરાએ એક હબસીનું પ્રમાણ હતું, — તોપણ આંતરવિગ્રહ પછી એક જ 'લિન્ચિંગ' (હબસીઓનો ખોડો કાઢવા માટે ગોરાઓએ યોજેલી પદ્ધતિ)નો પ્રસંગ બન્યો હતો. બન્ને જાતિઓને મેં જ્યારે પૂછ્યું કે બંને જણ આ પ્રમાણે મિત્રાચારી ભરેલી રીતે શાથી એકત્ર રહી શકે છે, ત્યારે બંનેએ બરાબર એક જ જાતનો જવાબ આપ્યો હતો કે, ઘણા હબસી ખેડૂતો પાસે એમની પોતાની માલકીનાં જ ખેતરો છે, અને તેથી જ એ પ્રમાણે બન્યું છે. વળી આ પરિણામ માટે બીજાં કારણો પણ જરૂર હતાં. તેમાં એક એ હકીકત હતી કે, 'મિસિસિપીના ઓલ્ડફેલોઝ'ના કોષાધ્યક્ષ, જેઓ 'હોલી સ્પ્રિન્ગ્સ'માં રહેતા હતા, તેમને નામે ઘણી વખત સ્થાનિક બેંકોમાં બે લાખ ડોલર જેટલી રકમ જમા રહેતી હતી.

મેં ઉલ્લેખ કરેલા કેળવણીવિષયક પ્રવાસોનો હેતુ મારી જાતિની આમ-જનતાની સ્થિતિ નજરોનજર જોવાનો હતો એટલું જ ફક્ત નહિ, પરંતુ બંને જાતિઓ વચ્ચે ખરેખરી રીતે કેવા પ્રકારનો સંબંધ અસ્તિત્વ ધરાવે છે એ પણ જોવાનો હતો; અને બની શકે તો, જે સમાજની હું મુલાકાત લેતો હતો એ સમાજના ગોરા અને કાળા લોકો વચ્ચે પરસ્પર

સહાયરૂપ સંબંધ બંધાય એ બાબત બે શબ્દો કહેવા હતા.

આ પ્રવાસો દરમિયાન મેં વારંવાર એ પણ જોયું હતું કે, જ્યારે જ્યારે હું કોઈ હબસી શિક્ષક, વેપારી, શાહુકાર કે દાક્તરને પૂછતો કે એ પોતાના ધંધામાં શરૂઆત શી રીતે કરી શક્યો હતો, ત્યારે દરેક જણ તરત જ લગભગ એક અચૂક જવાબ આપતો કે, પોતાના શહેરના અમુક જાણીતા ગોરા સદ્‌ગૃહસ્થની એની મિત્રાચારી એનું કારણ હતી. એ ગોરા માણસે કાં તો એને એના ધંધાના સોદાઓમાં સલાહ આપી હતી, કે કદાચ પૈસા ધીર્યા હતા, અથવા તો તેને લાભ થાય એવી રીતે એની બચતના પૈસાના રોકાણની જગા બતાવી હતી; અને એમ એ આગળ વધ્યો હતો. કેટલાક દાખલાઓમાં એવું હોતું કે, જે માણસોએ ખાનગી રીતે હબસીઓને મિત્રભાવે મદદ કરી હોય એ જ લોકો, જે સમાજમાં તે રહેતા હોય એની બહાર, હબસીઓના સખત વિરોધી અને કટ્ટા દુશ્મન તરીકે તેમના જાહેર જીવનમાં જાણીતા હોતા!

દક્ષિણમાંના મારા પ્રવાસો દરમિયાન આ અનુભવો મને એટલી બધી વાર ફરી ફરી થયા છે કે, બંને જાતિઓ વચ્ચે સાચેસાચો જે સંબંધ છે એનું બહુ જ કંગાળ સૂચન જાહેર વ્યાખ્યાનોમાંથી કે વર્તમાનપત્રોના સમાચાર ઉપરથી મળી શકે છે, એમ હું શીખ્યો છું. કોણ જાણે કેવી રીતે, પણ જ્યારે કોઈ દક્ષિણનો રાજદ્વારી પુરુષ વ્યાસપીઠ ઉપર જાહેર વ્યાખ્યાન આપવા ઊભો થાય છે, ત્યારે હબસીને વખોડી કાઢવાનું કામ તેને તદ્દન સ્વાભાવિક થયું છે. એટલા બધા લાંબા સમયથી તે એમ કરતો આવ્યો છે કે એ પ્રમાણે કરવું એ એનો બીજો સ્વભાવ બની ગયો છે.

શિક્ષણવિષયક મેં વર્ણવેલા આ પ્રવાસોનો એક લાભ એ છે કે, તેનાથી દક્ષિણના લોકોને જાહેર સભામાં ઊભા થઈ, હબસીઓ વિષે પોતાના હૃદયના ઊંડાણમાં કેવી લાગણી રહેલી હોય છે, એ કહેવાની તક મળી છે.

દક્ષિણના લોકો તે સભાઓ દ્વારા, હબસીઓ પ્રત્યેની એક એવી લાગણી પ્રગટ કરે છે કે જે તેમના ચારિત્રમાં રહેલા બીજા અને ઉચ્ચતર ભાવનું ચિહ્ન છે, અને જે ભાવ કોમી ભેદની લાગણીઓ અને રાજકારણી ઝઘડાઓને લીધે દુનિયાની નજરે વધારેપડતા લાંબા સમયથી આવ્યો નથી.

ઉત્તર કૅરોલિનામાં થઈને મેં કરેલા પ્રવાસમાંથી પાછા ફરતાં સંસ્થાનના બધા ભાગોના પ્રખ્યાત માણસો તરફથી મને પત્રો મળ્યા હતા. મેં જે કંઈ કહ્યું હતું અને મારા પ્રવાસથી મેં જે કંઈ પ્રાપ્ત કરવાનો ઇરાદો રાખ્યો હતો, એને એ પત્રોમાં એમણે અનુમોદન આપ્યું હતું. આ પત્રો મોકલવામાં વેપારીઓ હતા, જાહેર જીવનમાં ભાગ લેતા અથવા લઈ ચૂકેલા માણસો હતા, તેમ જ શાળાઓના ગૃહપતિઓ પણ હતા. દૃષ્ટાંત તરીકે, હું ચાર્લ્સ એલ. કૂનની વાત કરીશ. વિલ્સન (એન. સી.)ની લોકશાળાઓના તેઓ નિરીક્ષક છે. ઈ. સ. ૧૯૦૯માં ઍટલાન્ટામાં ભરાયેલી કેળવણી પરિષદમાં તેમણે એક નિબંધ વાંચ્યો હતો, જેમાં તેમણે હબસી શાળાઓની પૂરેપૂરી ખાતરી કરાવતી તરફેણ કરી હતી. એવી તરફેણ કરતો બીજો લેખ મેં કદી વાંચ્યો નથી. તેમાં આ પ્રમાણે લખવામાં આવ્યું હતું:

'તમારી મુલાકાત અને એની જે અસર અહીં વિલ્સનમાં થઈ એ સંબંધી મારી અંગત કદરની લાગણી પ્રદર્શિત કરવા હું

આ લખું છું. અમારી ગોરી પ્રજાના તથા હબસીઓના સર્વ વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતો સરસ શ્રોતાસમૂહ તમને મળ્યો હતો. શહેરમાંના સંખ્યાબંધ ઉત્તમ ગોરાઓએ મને કહ્યું છે કે, તમે અત્રે જે વ્યાખ્યાન આપ્યું હતું તે અહીં અપાયેલાં બીજા વ્યાખ્યાનોમાં સૌથી સરસ હતું. તેમનામાંના ઘણા એમ કહે છે કે તમારે પાછા અહીં આવવું જ જોઈશે. કેટલાક તો એક મોટી વખારનું મકાન ખોળે છે, જેથી કરીને તમારું વ્યાખ્યાન બધાય જણ સાંભળી શકે.

'તમારા અહીં આવતા પહેલાં હબસીઓને પોતાની શાળા પ્રત્યે જે પ્રેમ હતો એ પ્રેમ વધારે મજબૂત બન્યો છે અને ગોરાઓ પહેલાંના કરતાં એને માટે વધારે મગરૂબ બન્યા છે. તમે વ્યાખ્યાન આપી શકો એને માટે અમારી પાસે એક શાળાનું મકાન હતું એથી મને આનંદ થયો હતો. આ હબસી શાળા દર વર્ષે વધુ ને વધુ સારી બનશે. કરવા યોગ્ય લગભગ બધું આ શાળા કરતી નથી, પરંતુ અમે આગળ તો વધીએ છીએ. હવેથી ભવિષ્યમાં એની સામે નજીવો વિરોધ થશે. પહેલાં ક્યારેય હતી તેના કરતાં હવે મને વિશેષ ખાતરી થઈ છે કે, હબસી બાળકની કેળવણીનો પ્રશ્ન જો યોગ્ય સ્વરૂપમાં રજૂ કરવામાં આવે, તો ગોરાઓ તેમાં શ્રદ્ધા અને મમતાવાળા થશે. અમારી હબસી શાળા સામે ગોરાઓ કરતાં કાળાઓનો વિરોધ વધારે છે. વસ્તુતઃ શહેરના એકેએક ગોરાનું તમે પરિવર્તન કરી નાખ્યું છે.'

નિરીક્ષક ફ્રૂન સાહેબના પત્રનો મેં એટલા માટે ઉલ્લેખ કર્યો છે કે, દક્ષિણની વધારે યુવાન પ્રજામાં હબસી અને એની કેળવણીના પ્રશ્ન સંબંધી સાચા દિલથી વિચાર કરનાર ગોરાઓના વલણનો નમૂનો એ બતાવે છે. વળી પુખ્ત ઉંમરના દક્ષિણવાસીઓની હબસીઓ તરફ કેવી લાગણી હતી એનો ખ્યાલ તમને હું આપીશ. એને માટે બ્રાઉન્સવિલ (ટેન.)ના

ન્યાયાધીશ બૉન્ડના ઉચ્ચારેલા કેટલાક શબ્દો ટાંકીશ વધારે સારો ખ્યાલ આવશે એમ મને લાગે છે. એમ શહેરમાં મેં જે વ્યાખ્યાન આપ્યું હતું એની પૂર્ણાહુતિ સમ એમણે થોડીક ટીકા કરી હતી.

ન્યાયાધીશ બૉન્ડ જે બોલ્યા હતા એનું એક ટૂંકાક્ષ નિવેદન લેવામાં આવ્યું હતું અને પાછળથી તે નીચે મુજ 'બોસ્ટન ટ્રાન્સ્ક્રીપ્ટમાં' પ્રસિદ્ધ થયું હતું:

'હું અહીં દક્ષિણમાં જન્મીને મોટો થયો છું અને જી દરમિયાન બધો સમય હબસીઓના સંબંધમાં આવ્યો છું. લાગે છે કે, દક્ષિણના એક ગોરા તરીકે હબસીઓનું મારે મ એક એવું ઋણ છે કે જે હું કદી ચૂકવી શકવાનો નથી. દક્ષિણ કોઈ પણ ગોરો કદી પણ એ ઋણ ફેડી શકવાનો નથી. દક્ષિણ ગોરા માણસને પોતાનું ઘર, પોતાની સ્ત્રી અને પોતાનાં બાળકો સર્વ હબસીઓની કાળજીમાં સુપ્રત કરીને યુદ્ધમાં જવું પડ્યું હ પરંતુ મેં હજી સુધી એક પણ દાખલો એવો સાંભળ્યો નથી જેમાં એ વિશ્વાસનો ભંગ થયો હોય. અથવા તો બિનવફાદ બતાવવામાં આવી હોય. તે સમયથી ઈશ્વરને માથે રાખી કસમ ખાધા છે કે, હું જીવીશ ત્યાં સુધી હબસીઓના ઉપક નીચે રહીશ અને કોઈ દિવસ એમને અન્યાય કરીશ નહિ. ત્યાર હું એવા અભિપ્રાય ઉપર આવ્યો છું કે, જે ગોરો ઈશ્વરની ન એમ નથી માનતો કે આ દેશના હબસીઓનો એ ઋણી છે, મનુષ્ય જ નથી. આ દેશમાં કોઈ લોકો બીજા લોકોના કદી ઋ હોય તો એ દક્ષિણના ગોરાઓ દક્ષિણના હબસીઓના ઋણી ઓહિયો નદીની સામી પાર રહેનાર ગોરાઓ પણ હબસીઓ ઋણી છે. પરંતુ ઈશ્વરની સમક્ષ, મારી પ્રામાણિક માન્યતા એ છે કે, દક્ષિણના ગોરાઓ દક્ષિણના હબસીઓના જે પ્રમાણમાં ઋ છે એના હિસાબે એમનું ઋણ કંઈ પણ લેખામાં નથી. હબસીએ

ગોરાઓની ઘણાં વર્ષ સુધી વફાદારીથી સાચી સેવા બજાવી છે. એના બદલામાં ગોરાઓ હબસીઓ પ્રત્યે, એમનાં બાળકો પ્રત્યે, અને તેમનાં પણ બાળકો પ્રત્યે પોતાની ફરજ અદા કરવામાં નિષ્ફળ નીવડશે, તો ગોરાઓ, એમનાં બાળકો, અને એમનાં પણ બાળકો ન્યાયદૃષ્ટિથી કેવાં લેખાશે, એનો ખ્યાલ કરતાં હું ઘણી વાર આશ્ચર્યમાં પડી જાઉં છું.

'મારો જન્મ થતાં જ મારી માતા મૃત્યુ પામી હતી. હવે હું વૃદ્ધ થતો જાઉં છું. ઈશ્વરકૃપાથી હજી પણ જીવે છે એવાં એક વૃદ્ધ હબસી ડોસીમાએ મને પોતાના હાથમાં લીધો, અને હું પુખ્ત મોટી ઉંમરનો બન્યો ત્યાં સુધી સંભાળથી પ્રેમપૂર્વક મને ઉછેર્યો. વળી, આજ તે વૃદ્ધ છે છતાં, મારી સ્ત્રી અને બાળકો માટે પણ તે હમેશાં એ જ પ્રકારનું કાર્ય ખુશીથી કરે છે.

'કેટલાક સમય પહેલાંની એક વાત મને સારી પેઠે યાદ છે. મારું સૌથી નાનું બાળક બળિયાના ભયંકર રોગથી પીડાતું હતું. એની માવજત કરતો હું એક અંધારા ઓરડામાં બેઠો હતો. દુઃખથી અતિશય વ્યાકુળ બનીને મારી પત્ની દાદરને મથાળે ઊભી હતી. (અમારા નાના બાળકની સ્થિતિને લીધે અમારે એકબીજાથી જુદાં રહેવું પડતું હતું. અમારા કુટુમ્બનાં બીજાં માણસોથી પણ અમે જુદાં મેડા ઉપર રહેતાં હતાં.) મારી પત્નીએ મને નીચે બોલાવીને જણાવ્યું કે, અમારું એક બીજું બાળક પણ બળિયાનો ભોગ થયું છે, એવો એને ભય છે. અમારી સ્થિતિ કેવી વસમી થઈ હશે એનો તો તમને સહેલાઈથી ખ્યાલ આવ્યો હશે. એ બાળકને બાકીનાં બધાંથી વિખૂટું પાડવાની જરૂર ઊભી થઈ હતી. પણ એ બળિયાનો ભોગ બન્યું છે કે કેમ એની હજુ શંકા હતી. તેથી અમે જે ઓરડામાં રહેતાં હતાં એમાં એને અમે આણી શકતાં નહોતાં. વળી જે ઓરડામાં એ હતી એમાંથી એને બહાર કાઢવાની પણ આવશ્યકતા હતી. એને એક જુદા ઓરડામાં રાખવી જ જોઈએ. જે ઓરડામાં એને લઈ જવામાં આવે, એ ઓરડામાં એની

મા કે હું જઈએ, એ સલામત પણ નહોતું. અમારા બેમાંથી કોઈની પણ કાળજી સિવાય આ ઓરડામાં એને રહેવું પડે એમ હતું. પણ એ જ વખતે, જે હબસી વૃદ્ધ અમ્માએ કાળજીપૂર્વક મને ઉછેરીને મોટો કર્યો હતો, એ જ વૃદ્ધ અમ્મા ત્યાં આવ્યાં ને અમને કહ્યું, 'બળિયા હોય કે ના હોય, આજ રાત્રે કે કોઈ રાત્રે, એ બાળક ઓરડામાં એકલું રહી શકે જ નહિ. મને બળિયા થાય અને હું ભલે કાલે મરી જાઉં, પણ હું તો એની સાથે જ રહીશ.' આમ કહીને તે એના ઓરડામાં ગઈ જ અને સવાર થતાં સુધી ત્યાં જ રહી. જરૂર હોય ત્યાં સુધી એ ત્યાં રહેવા ખુશી હતી. પરમાત્મા એ વૃદ્ધ જીવને સુખી રાખો!

'મિ. વૉશિંગ્ટન અત્રે પધાર્યા છે અને એમણે આપણી સાથે વાતો કરી છે એથી મને આનંદ થાય છે. પોતાની જાતિના તેઓ ગૌરવરૂપ છે અને બીજી કોઈ પણ જાતિના તેઓ ગૌરવરૂપ બને એવા છે. હું ઇચ્છું છું કે, આ દેશમાં બન્ને એમના જેવા બીજા ઘણા માણસો હોય.

'મિ. વૉશિંગ્ટન, હું પરમાત્માને પ્રાર્થના કરું છું કે, તમારી જાતિને ઉન્નત બનાવવાના હેતુમાં તે સદાય તમને દોરે, અને તમને વિનંતી કરું છું કે, દક્ષિણના ગોરાઓ તેમ જ હબસીઓને તમારી જાતિની ઉન્નતિ અને ઉદ્ધાર કરવા તમે પ્રેરણા આપો.'

હબસીઓના ઉચ્ચ ઘડતર માટે અમે જે પ્રયત્ન કર્યા છે એને માટે સહાનુભૂતિ દર્શાવતા, તથા મારી જાતિના કલ્યાણમાં રસ પ્રદર્શિત કરતા સંદેશા દક્ષિણના દરેક ભાગમાંથી હાલનાં વર્ષોમાં મને મળ્યા છે. તેમ છતાં, એલાબામાના મારા કાર્યની લગભગ શરૂઆતથી જ મારા પડોશીઓએ, ખાનગી તેમ જ જાહેર રીતે, મને ટેકો અને ઉત્તેજન આપ્યાં છે. એ ઉપરાંત, હું જે કાર્ય કરવાનો પ્રયત્ન કરતો હતો એનાથી પરિચિત દક્ષિણના દરેક ભાગના સૌથી સરસમાં સરસ

ગોરાઓએ પણ એવો ટેકો અને ઉત્તેજન આપ્યાં છે. જ્યારે જ્યારે હું નાઉમેદ બની જતો, ત્યારે ત્યારે શુભેચ્છાના આવા સંદેશાથી મારામાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે. મારી જાતિના લોકો તરફ અવારનવાર અન્યાયી અને ખોટું વર્તન રાખવામાં આવ્યું છે; છતાં આવા સંદેશાઓએ મને ભાવિ વિષે શ્રદ્ધા રાખવાનું શીખવ્યું છે, અને એમ માનતો કર્યો છે કે, હબસીની અંદર દક્ષિણના જીવનનું એક અનિવાર્ય અંગ બનવાની તાકાત ભરેલી છે; તેની આસપાસ વસતા ગોરી કોમના માણસો તેનાથી બીને તેને સહી લે એમ નહિ, પણ તેનો વિશ્વાસ કરે અને આદર આપે એવું અંગ બનવાની શક્તિ એનામાં છે.

## ૯

# હબસીઓ પાસેથી હું શું શીખ્યો

કોઈ એક એવો પ્રશ્ન કે જે મને વારંવાર પુછાયા કરતો હોય તો તે આ છે: 'શુદ્ધ કાળા લોહીવાળા હબસીમાં મિશ્ર લોહીના મનુષ્ય જેટલી શક્તિ અથવા લાયકાત છે?'

કાળા, બદામી કે ગોરા હબસીઓનો પણ વિશાળ પરિચય હોવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલું છે. બધા રંગના અને બધી સ્થિતિવાળા લોકોને મળીને એમને ઓળખી શકાય એવી જાતિના મનુષ્યમાં મારો જન્મ થયો છે. અમેરિકન હબસી સિવાય બીજી કોઈ પણ જાતિ અથવા પ્રજા એવી નથી કે જેની અંદરથી પસંદગી કરવી હોય તો એટલા બધા રંગો અને ભાત ભાતની અવસ્થાઓ મળી શકે. સામાન્ય રીતે, જાપાની ફક્ત એક જ રંગના મનુષ્યના સ્વભાવનો ગાઢ પરિચય કરી શકે છે, અને તે પીળો રંગ. ગોરો મનુષ્ય ગોરા સિવાય બીજા કોઈ પણ રંગના માનવી સાથે ગાઢ પરિચયમાં આવી શકતો નથી. પરંતુ હબસીને તો એ બધાને ઓળખવાની તક હોય છે, કેમ કે એની પોતાની જાતિમાં અને એના પિછાન-વાળાઓમાં, માનવ જાતિમાં જે જે રંગો જોવામાં આવે છે, એ રંગના માનવીઓ એના મિત્રો અને કદાચ સંબંધીઓ પણ હોય છે.

આ પ્રશ્નનો જવાબ કદાચ સૌથી સરસ રીતે હું દાખલાઓ ટાંકીને આપી શકીશ. શુદ્ધ લોહીનો હબસી વધારે લાયકાતવાળો

કે મિશ્ર લોહીનો, એ પ્રશ્ન છે. સૌથી શુદ્ધ અને કાળામાં કાળી ચામડીવાળા ચાર પાંચ માનવીઓને ઓળખવાની મને તક મળી છે, એમના સંબંધી મેં કંઈક જાણ્યું છે, અને એમની પાસેથી હું કંઈક શીખ્યો છું. ઘણી બાબતો માટે હું એમનો ઋણી પણ છું. જાતિભેદ કે રંગભેદની દરકાર કર્યા સિવાય જ માનવીનું સાચું મૂલ્યાંકન કરવું જોઈએ એ જે એમણે મને શીખવ્યું છે, એ માટે તો હું એમનો સૌથી વધારે ઋણી છું.

જે કાળા લોકોને હું જાણું છું તેમાં સૌથી પ્રથમ મને મિસિસિપીના 'માઉન્ડ બેયો'ના વતની ચાર્લ્સ બેન્કસ યાદ આવે છે. તેઓ એક શરાફ, રૂ-દલાલ, જમીનદાર અને સ્થાવર મિલકતનો વેપાર કરનાર છે; એક લાખ ડોલર મૂડીની મંડળીના મુખ્ય અધિકારી છે, કે જે મંડળે કપાસિયાના તેલનું એક કારખાનું ઊભું કર્યું છે. હબસી સાહસ અને મૂડીથી બાંધવામાં આવેલી અને હબસીઓના અંકુશ નીચે ચાલતી એ સૌથી પ્રથમ જ મિલ છે. અને અંતે, તેઓ નાના હબસી શહેર માઉન્ડ બેયોના એક અગ્રગણ્ય શહેરી છે.

ચાર્લ્સ બેન્કસને હું સૌથી પ્રથમ બોસ્ટનમાં મળ્યો. મને યાદ છે એ પ્રમાણે, તેઓ 'માઉન્ડ બેયો'ના સંસ્થાપક, ઓનરેબલ ઇસૈયા ટી. મૉન્ટગૉમેરી સાથે આવ્યા હતા. ઈ. સ. ૧૯૦૦માં 'રાષ્ટ્રીય નિગ્રો ઉદ્યોગ સંઘ'ની પ્રથમ બેઠકમાં તેઓ એક પ્રતિનિધિ તરીકે આવ્યા હતા. 'માઉન્ડ બેયો' સંયુક્ત સંસ્થાનોમાં એ સમયે સૌથી આગળ-પડતું અને એકનું એક એવું સ્થાન હતું કે જેની સ્થાપના હબસીઓએ કરી હોય, જેમાં હબસીઓની વસ્તી હોય, અને જેનો કારભાર

ફક્ત હબસીઓ જ કરતા હોય. હાલની માફક તે વખતે પણ તેઓ ઊંચા અને કદાવર બાંધાના, ગોળ ચળકતા માથાવાળા અને ચપળ આંખોવાળા હતા. પોતાને જે જોઈતું હોય એ મેળવવા, આશ્ચર્ય પમાડે એટલી ઝડપથી અને શાન્તિથી પહોંચવાની તેમની પદ્ધતિ હતી. ઝડપભેર અને અચૂકતાથી પોતાનો લાંબો હાથ લંબાવી ટાંકણી ઉપાડતા કે બટનનો ગાજ પકડી ઓળખીતાનું ધ્યાન ખેંચતા મેં એમને જોયા નહોતા, ત્યાં સુધી મને ખ્યાલ નહીં આવેલો કે બૅન્કસ કેવા મોટા માણસ છે. પોતાને જે જોઈતું હોય ત્યાં પહોંચવા જાણે એમને કશો પ્રયત્ન જ ન કરવો પડતો હોય એમ લાગતું; અને એમને હાલતા જોવામાંય એક જાતની મોહકતા છે એમ મને ઝટ જણાયું.

પોતાને જોઈતી વસ્તુ મેળવવા પહોંચી જતા મિ. બૅન્કસને મેં તે વખતથી જોયા છે. મેં એમને કામ કરતાં જોયા છે, એમને મોટા થતાં જોયા છે, અને જેમ જેમ મેં એમનો બારીકાઈથી અભ્યાસ કર્યો છે તેમ તેમ એ મોટા, શાંત અને સુંદર મહાકાય માણસને માટે મારી પ્રશંસા વધતી ગઈ છે. મિ. બૅન્કસે એક બાબતથી મારા મન ઉપર હમેશની છાપ પાડી છે: કોઈ પણ કાર્ય કરવા માટે બીજાને યશ આપી શકાય એવું હોય તો એ યશનો દાવો પોતા માટે તેઓ કદી કરતા નહિ. એમણે પોતાને આગળ આણવાનો કદી પ્રયત્ન કર્યો નથી. કાર્ય થાય એ જ એમને પસંદ પડે છે, અને બીજા લોકોનો એ કાર્ય માટે ઉપયોગ કરી શકાય એમ હોય અને એમને એ કાર્યનો યશ આપી શકાય એમ હોય, તો તેઓ એમ કરવામાં સુખ માને છે.

હાલમાં મિ. ચાર્લ્સ કોઈ પણ રીતે સૌથી ધનવાન તો નથી, પરંતુ તેઓ સંયુક્ત સંસ્થાનોમાં સૌથી વિશેષ લાગવગ ધરાવનારા હબસી વેપારી છે, એમ કહેવામાં હું જરાય હરકત માનતો નથી. મિસિસિપીમાં ૧૧ બૅન્ક છે, તેમાં તે એક અગ્રગણ્ય હબસી શરાફ છે. એ સંસ્થાનના મોટામાં મોટા એક હિતેચ્છુ મંડળના તેઓ મંત્રી અને ખજાનચી છે. એ મંડળ 'મેસોનિક ઑર્ડર' સાથે જોડાયેલું છે. ઈ. સ. ૧૯૧૦માં ૧૯૫,૦૦૦ ડૉલર જેટલી રકમ એણે મૃત્યુ પામનાર મનુષ્યોના દાવાઓ તરીકે ભરપાઈ કરી હતી, અને છતાં એની પાસે ૮૫,૦૦૦ ડૉલર જેટલી રોકડ રકમ જમા હતી. મિસિસિપીનો 'વેપારી સંઘ' એમણે રચ્યો અને એ સંઘના તેઓ આત્મા સમાન થઈ પડ્યા છે. વળી કેટલાંય વર્ષોથી 'રાષ્ટ્રીય હબસી ઉદ્યોગ સંઘ'ના તેઓ ઉપપ્રમુખ રહ્યા છે.

તેમ છતાં, મિ. બૅન્કસ એક સફળ ધંધાદાર કરતાં કંઈક વધારે છે. તેઓ એમની જાતિના એક આગેવાન છે. તેઓ ઉદાર મનના અને જાહેર હિતની વૃત્તિ ધરાવનારા એક શહેરી છે. તેઓ કોઈ પણ જાહેર હોદ્દો ધરાવતા નથી અને, મારી જાણ મુજબ, એ પ્રમાણે કોઈ હોદ્દા સ્વીકારવાની એમને ઇચ્છા પણ નથી. છતાં, મારા અભિપ્રાય મુજબ, આજે મિસિસિપીમાં એક પણ ગોરો અથવા હબસી એવો નહિ હોય, જે ચાર્લ્સ બૅન્કસના કરતાં સીધી વા આડકતરી રીતે પોતાના સંસ્થાનની વધારે અગત્યની સેવા બજાવતો હશે.

બીજી દિશાઓમાં તેઓ જે લાગવગ ધરાવી શક્યા છે એનો ઉલ્લેખ કર્યા સિવાય, 'યાઝૂ ડેલ્ટા'ના હબસી લોકો માટે 'માઉન્ડ બેયો'માં તેઓ જે કામ કરે છે, તે વિષે કહેવા

માગું છું. 'યાઝૂ ડેલ્ટા'નાં સત્તર પરગણાંઓમાં ૭૫ થી ૯૪ ટકા સુધી હબસીઓની વસ્તી છે.

માઉન્ડ બેયો તરફ નજર કરતાં એ એક ગામ જ છે એમ નથી; સાથે સાથે તેના સાચા અર્થમાં એ એક શાળા પણ છે. પોતાની જાતિના બીજા સભ્યોએ જે કાર્ય સિદ્ધ કર્યું છે એ જોઈને હબસીને એ સ્થળેથી પ્રેરણા મળે છે એટલું જ નહિ, પરંતુ એ સ્થળ એવું છે કે જ્યાં સામાજિક અને નાગરિક જીવનની કેટલીક મૂળગત ફરજો અને જવાબદારીઓ શીખવાની એને તક મળે છે.

દાખલા તરીકે, કોમી જીવનનાં બધાં સ્વરૂપો અને પ્રશ્નો સાદી અને સરળ રીતે સમજવાની હબસીઓને ત્યાં તક મળે છે. ઉત્તર કે દક્ષિણમાં, એ જ પ્રમાણમાં, એવી તક તેમને બીજે કોઈ પણ ઠેકાણે મળતી નથી. ખેડૂત, વેપારી, શરાફ, શિક્ષક અને ધર્મોપદેશક તરીકે તેઓ કામ કરે છે. વળી, નગરશેઠ, જમાદાર, કોટવાળ, ફોજદાર અને સ્ટેશન-માસ્તર તરીકે પણ હબસીઓ જ છે.

હબસીઓએ જમીન ચોખ્ખી કરી ઘરો બાંધ્યાં હતાં અને એ ગામની સ્થાપના કરી હતી. વર્ષોવર્ષ જેમ જેમ વસ્તી વધતી ગઈ તેમ તેમ આ સ્થાપકોને સંસ્કૃતિના બધા તાત્ત્વિક પ્રશ્નોનો એક પછી એક સામનો કરવો પડ્યો છે. શહેર હજુ પણ વધતું જાય છે અને જેમ જેમ એ વધે છે તેમ તેમ નવા અને વધારે ગૂંચવણિયા પ્રશ્નો ઊભા થાય છે. કોમના આગેવાનોને હવે જે અઘરામાં અઘરા પ્રશ્નનો સામનો કરવાનો છે તે એક શાળા કે શાળાઓનું તંત્ર સ્થાપવાની બાબત છે. એ શાળા કે તંત્ર એવું હોવું જોઈએ કે,

ગામ સ્થાપી ત્યાં વસતી જમાવવાનો આરંભ કરનારી ગઈ પેઢીએ તે કામ કરવામાંથી જે જાતનું જ્ઞાન મેળવ્યું, તે પ્રકારનું જ્ઞાન નવી યુવાન પેઢીને તે શાળા-તંત્રમાંથી મળી શકે.

આ શહેરની સ્થાપનાને વીસ વર્ષ થયાં છે. એ દરમિયાન પડોશની ગોરી કોમોએ એને હમેશાં સહાનુભૂતિપૂર્વક સહાય આપી છે. એનું એક કારણ એ છે કે, જે લોકોનું એને પીઠબળ મળ્યું છે તે લોકો 'યાઝૂ ડેલ્ટા' માં જ જન્મ્યા હતા અને ત્યાં જ ઊછરીને મોટા થયા હતા. પરિણામે તેઓ એ ભૂમિને ને તેના લોકોને બન્નેને પિછાને છે.

'માઉન્ડ બેયો' થી થોડેક દૂર ઉપર આવેલા 'કલાકર્સડેલ'-માં ચાર્લ્સ બેન્કસનો જન્મ થયો હતો. તેઓ મોટા પણ ત્યાં જ થયા હતા. એ અને એમના મોટા ભાઈ બંને જણ ત્યાં કેટલાંક વર્ષથી વેપાર કરતા હતા. બીજા ઘણા યશસ્વી હબસીઓની માફક સદ્‌ભાગ્યે તેઓ જે શહેરમાં જન્મ્યા હતા ત્યાંના સૌથી સરસમાં સરસ એક ગોરા કુટુંબની છાપ તેમના ઉપર નાનપણથી પડી હતી. 'કલાકર્સડેલ'માંના પોતાના શરૂઆતના જીવન સંબંધી અને એ શહેરમાં એમણે કરેલા ઉત્તમ અને ઉમંગી ગોરા મિત્રો સંબંધી ઘણી વખત વાતો કરતા મેં તેમને સાંભળ્યા છે.

એવું બન્યું કે, એમનાં માતુશ્રી 'કલાકર્સડેલમાં' એક ગોરા કુટુંબમાં રસોઇયણ હતાં. આ રીતે એ કુટુંબ સાથે એમને એક પ્રકારની માયા બંધાઈ હતી. મને એમ યાદ છે કે, આ કુટુંબની લાગવગને પરિણામે જ તેમને 'હોલી સ્પ્રિંગ્સ'ની રસ્ટન યુનિવર્સિટીમાં ભણવા મોકલવામાં આવ્યા હતા.

દેશના તે ભાગની સ્થાનિક સ્થિતિ વિષે બહોળું જ્ઞાન ધરાવતા હોવાથી મિ. બૅન્કસને ઈ. સ. ૧૯૦૦માં મિસિસિપીના ત્રીજા વિભાગની વસ્તીગણતરી-કામના અધ્યક્ષ નીમવામાં આવ્યા હતા. આ વિષે વાત કરતાં મિ. બૅન્કસે કહ્યું કે, શહેરના એકેએક ગોરાએ આ એમની નિમણૂક માટેની એમની અરજી ઉપર સંમતિની સહી આપી હતી.

માઉન્ડ બેયોમાં આવ્યા છે ત્યારથી મિ. બૅન્કસે પોતાના વેપારી સંબંધો ખૂબ ફેલાવ્યા છે. માઉન્ડ બેયોની બૅન્કને આટલી બૅન્કો સાથે સંબંધ છે — વિક્સબર્ગ, મેમ્ફિસ અને લૂઈવિલની બૅન્કો; વળી સેન્ટ લૂઈની રાષ્ટ્રીય વેપારી બૅન્ક અને ન્યૂ યૉર્ક શહેરની 'નેશનલ રીઝર્વ બૅન્ક'. પહેલી જણાવેલી સંસ્થાના એક અમલદાર મિ. યુજેન સ્નોડને મને તાજેતરમાં એક પત્ર લખ્યો છે, તેમાં આ અને બીજી બૅન્કો સંબંધી લખતાં તેઓ જણાવે છે: 'દર વર્ષે ૩૦,૦૦૦ ડૉલર જેટલી રકમ હું તેમને ધીરું છું એ મારે માટે આનંદની વાત છે. તેમણે જે રીતે વેપારનું કામ કર્યું છે એ જોઈને મને સંપૂર્ણ સંતોષ થયો છે.'

કેટલાંક વર્ષ અગાઉ મારા શિક્ષણ-વિષયક પ્રવાસો દરમિયાન મિસિસિપીનાં બીજાં સ્થળોની મુલાકાતોમાં માઉન્ડ બેયોની પણ મુલાકાત મેં લીધી હતી. ત્યારે મને મળેલી વ્યક્તિઓમાં, માઉન્ડ બેયો જે પરગણામાં આવેલું છે તે બોલિવર પરગણાના શરીફ સાહેબ પણ હતા. મારા તરફથી કોઈ પણ સૂચન કે પ્રેરણા થયા સિવાય જ તેમણે મને જણાવ્યું કે, આખા યુઝૂ ડેલ્ટામાં માઉન્ડ બેયો એક સૌથી વધારે (મને લાગે છે, ખરેખર, તેમણે સૌથી વધારે એમ કહેલું.)

વ્યવસ્થિત શહેર હતું. થોડાંક વર્ષ પહેલાં મેમ્ફિસથી એક વર્તમાનપત્રી એ શહેર વિષે એક લેખ લખવાના હેતુથી ત્યાં આવ્યો હતો. એણે ત્યાં જે જોયું એના ઉપરથી એ અનુમાનો બાંધવા લાગ્યો, તેમાં એણે એક આ વસ્તુ જણાવી હતી :

'માઉન્ડ બેયોએ જે માર્ગે પોતાનો ઉદ્ધાર કર્યો છે એ માર્ગે હબસીઓની આખી જાત પોતાનો ઉદ્ધાર સાધવાનું કાર્ય કરશે ? કોણ જાણે !

એમણે જે સરસ સ્થાનિક રાજવ્યવસ્થાની પદ્ધતિ અમલમાં મૂકી છે, એવી સરસ પદ્ધતિ તો શ્રેષ્ઠ મનાતી સ્વતંત્ર પ્રજાએ પણ કદી અમલમાં મૂકી નહિ હોય. રાજદ્વારી અર્થશાસ્ત્રનો એક સર્વ-સ્વીકૃત નિયમ એવો છે કે વખત જતાં કોઈ પણ સજાતીય પ્રજા એ પ્રમાણે કરી શકશે.

આ લોકોને પોતાનું સ્થાનિક તંત્ર છે; પરંતુ તે તંત્રને પરગણાના, સંસ્થાનના અને રાષ્ટ્રના રાજતંત્ર સાથે તથા આંતરરાષ્ટ્રીય રૂઢિઓ સાથે સુસંગતતા છે; અને આ બધાં તંત્રો બીજી જ જાતિના હાથમાં છે. સંસ્થાનનું અને રાષ્ટ્રનું રાજતંત્ર બીજી જાતિના હાથ નીચે હોવા છતાં, તેઓ પોતાના સ્થાનિક તંત્ર ઉપરાંત પરગણાનું તંત્ર ચલાવી શકશે ? માઉન્ડ બેયોની ઢબના પૂરતા હબસીઓ હોય, અને શરૂઆતમાં તેમને માર્ગદર્શન કરાવવામાં આવે, તો એ પ્રમાણે તેઓ કરી શકશે.'

ઉપર મેં જે શબ્દો ટાંક્યા છે એનાથી વિચારક દક્ષિણ-વાસીઓના મનમાં, માઉન્ડ બેયોના પ્રયોગથી કેવા પ્રકારનો રસ અને સહાનુભૂતિ જાગ્રત થયાં છે, એનું એક દૃષ્ટાંત મળશે. ચાર્લ્સ બૅન્કસ વિષે એ એક સૂચક વસ્તુ છે કે, તેમની સાથેની મારી બધી વાતચીત દરમિયાન તેમણે હબસીઓના પ્રશ્નનો ઉકેલ કરવા માટે પોતે શું કરે છે, એનો એક વખત પણ

ઉલ્લેખ કર્યો નથી. છતાં 'ડેલ્ટા'ના પ્રશ્નનો ઉકેલ કરવામાં એનો એમણે એક પગથિયા તરીકે વારંવાર ઉલ્લેખ કર્યો છે. બીજી બધી વસ્તુઓ પાછળ આર્થિક પ્રશ્ન રહેલો છે, એમ એ બરોબર સમજે છે.

માઉન્ડ બેયોના વિકાસ અને પ્રગતિમાં મિ. બૅન્કસની અંગત અને વેપારી હિતદૃષ્ટિ ઉપરાંત તેમને એમાં એવું જણાયું છે કે, ખેતીની વધારે સારી પદ્ધતિઓ શીખવવાનું, ગૃહજીવન સુધારવાનું અને કાયદો અને વ્યવસ્થાના મૂલ્યનું વધારે સારું ભાન આમ-જનતામાં આણવાનું એ એક સાધન પણ છે.

ચાર્લ્સ બૅન્કસને જે ફતેહ મળી છે એના અભ્યાસમાંથી મને ઘણું શીખવાનું મળ્યું છે. દક્ષિણમાં જેવી સ્થિતિ પ્રવર્તે છે તેમાં કામ લેવામાં સામાન્ય બુદ્ધિની સૂઝ કેવી કીમતી છે, એ ખાસ એમણે મને શીખવ્યું છે. હું એમની પાસેથી એ શીખ્યો છું કે, ઉશ્કેરણીના સમયમાં દક્ષિણના ગોરાઓ હબસીઓ વિષે ગમે તે બોલી નાખે, પરંતુ દક્ષિણના ગંભીર વૃત્તિવાળા માણસો હબસીઓની સંગીન અને સાચી પ્રગતિ સાધી શકે એવા દરેક પ્રયત્ન તરફ સહાનુભૂતિ ધરાવે છે.

હૅમ્પ્ટન સંસ્થાનના મેજર આર. આર. મોટન મારી ઓળખાણના થોડાક જણમાંના એક એવા હબસી સદ્‌ગૃહસ્થ છે, કે જે આફ્રિકામાં એમના બન્ને પક્ષના પૂર્વજોની સળંગ વંશાવળી દોરી શકે. મેં તેમને ઘણી વખત એક વાત કહેતાં સાંભળ્યા છે. એ વાત એમણે એમનાં દાદીમા પાસેથી સાંભળી હતી. એમના પ્રપિતામહ એક યુવાન આફ્રિકન સરદાર હતા. તેમણે યુદ્ધમાં કેટલાક કેદીઓ પકડ્યા હતા, તેમને વેચવાને

માટે તેઓ કિનારા ઉપર આવ્યા હતા. તેનો સોદો પૂરો થયા પછી તેમને લલચાવીને એક ગોરાના વહાણ ઉપર લઈ જવામાં આવ્યા હતા, અને પેલા હતભાગી બીજા કેદીઓની સાથે એમને પણ લઈ જવામાં ને વેચી દેવામાં આવ્યા, અને એમ તેઓ અમેરિકામાં ગુલામ બન્યા. ચાર્લ્સ બૅન્કસની માફક મેજર મોટન પણ પૂરેપૂરા હબસી લોહીવાળા સદ્‌ગૃહસ્થ છે એટલું જ નહિ, પરંતુ એમનું શરીર પણ મજબૂત અને કદાવર છે. તેમનું મોઢું હબસીના જેવું પહોળું છે. એમની પોતાની રીતે તેઓ ધ્યાન ખેંચે એવા સુંદર દેખાવના પણ છે. મેજર મોટનના ચહેરા તરફ જોનાર હરકોઈને ગમ્યા વગર ન રહે એવા તે માણસ છે. પહેલું તો, એ એમની મોટી મિત્રાચારી-ભરી આંખો વડે તમારી સામે જુએ છે. અને તમારી જોડે વાત કરે ત્યારે તેમના માયાળુ ચહેરા ઉપર ચપળતા અને બુદ્ધિમત્તા તથા સહાનુભૂતિની ચમક વારંવાર તરવરતી હોય છે.

અનેક જુદી જુદી જાતના લોકો સાથે સંબંધમાં આવવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે. પરંતુ સ્વભાવમાં મેજર મોટન જેવા વહાલા લાગતા અને તેની સાથે સમજણા માણસ મેં થોડા જ જોયા છે. એમનામાં ભરપૂર વ્યવહાર-બુદ્ધિ છે. એ ઉપરાંત, તેઓ એવા પ્રકારના મનુષ્ય છે કે તમારી પ્રથમ મુલાકાત અને સંપર્ક થતાં જ તેઓ તમારો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરી લે છે. એમ કરવામાં તેઓ વધારેપડતા આગળ પડીને ઘૂસતા હોય એમ નથી લાગતું; એ કામ તેઓ કેવી રીતે કરે છે એની સમજણ પણ તમને પડતી નથી. તેઓ એવા પ્રકારના માનવી છે કે એમની પાસે મને કદી કંટાળો

આવતો નથી, એમની નજીક રહેવાનું હમેશાં મન થાય છે, એમની સોબતમાં હું એક પ્રકારનું ચેતન અનુભવું છું.

દક્ષિણ સંસ્થાનોમાં પ્રથમ આવનારાઓને એક બાબત હમેશ આશ્ચર્ય પમાડે છે કે, ગઈ હબસી પેઢીની, ખાસ કરીને વૃદ્ધ દાયાઓ કે જેમની સાથે ઊછરીને તેઓ મોટાં થયાં હતાં, તેમની વાતો ગોરાં સ્ત્રીપુરુષો પ્રેમપૂર્વક કરે છે. ગોરાં બાળકો, અને જેમની પાસે તેઓ ઊછરીને મોટાં થયાં હોય છે એવાં આ વૃદ્ધ હબસી 'કાકા કાકીઓ' વચ્ચે, જીવનભરની જે મિત્રાચારી હોય છે, એ અજાણ્યાઓને સમજવી મુશ્કેલ થઈ પડે એવી કંઈક વસ્તુ છે.

જૂની પેઢીના હબસીઓ, પોતાનાં શેઠશેઠાણીઓ તરફથી વહાલનો જે અનુભવ કરતાં હતાં, એનું કારણ મનુષ્યમાં રહેલાં સહાનુભૂતિ અને પ્રેમના આ સદ્‌ગુણો જ છે. એ જ ગુણોના ઉચ્ચ સ્વરૂપનો આવિર્ભાવ મેજર મોટનમાં થયેલો જણાય છે. હેમ્પ્ટન સંસ્થા સિવાય બહારની કોઈ શાળાનું શિક્ષણ મેજર મોટન મેળવી શક્યા નહોતા, છતાં મને મળેલા માણસોમાં તે સૌથી વધારે બહુશ્રુત છે અને એમની સાથે વાતો કરવામાં મને ખૂબ રસ પડે છે. કેટલાક બીજા કેળવાયેલા હબસીઓની માફક, તેઓને શિક્ષણે બગાડ્યા નથી; એમનો પ્રેમ સંકુચિત બન્યો નથી તેમ એમાં કડવાશ પણ આવી નથી. કોઈ પણ વર્ગના માણસોને ધિક્કારતાં કે તેમના અણવિશ્વાસ રાખતાં તેઓ શીખ્યા નથી; ગોરો હોય કે કાળો હોય, દક્ષિણવાસી હોય કે ઉત્તરવાસી હોય, તેઓ હમેશાં એને સહાય કરવા કે ભલાઈ દાખવવા તૈયાર હોય છે.

મને યાદ છે તે પ્રમાણે, હૅમ્પ્ટન સંસ્થામાં સ્નાતક થયા પછી અને ત્યાં શિક્ષક તરીકે રોકાયા હતા ત્યારથી, મેજર મોટન સાથેનો મારો પરિચય શરૂ થયો હતો. તે વખતે તેઓ, રાતા 'ઇન્ડિયન' વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવાનું જે કામ હું કરતો હતો તે કામ કરતા હતા. પાછળથી તેમને, હાલમાં જે ઘણી જવાબદારીવાળું સ્થાન તેઓ ભોગવે છે, તે સ્થાન આપવામાં આવ્યું હતું. સંસ્થાના બાળ સૈનિકોની ટુકડીના ઉપરી તરીકે વિદ્યાર્થીઓની શિસ્ત ઉપર તેમને દેખરેખ રાખવાની હોય છે. આ પદવીએથી વિદ્યાર્થીઓ ઉપર સીધી અને અંગત છાપ પાડવાની તેમને તક મળે છે. વળી ખાસ કરીને મહત્ત્વની બાબત તો એ છે કે, જીવનની શરૂઆત કરવા, દુનિયામાં જ્યારે વિદ્યાર્થીઓ બહાર પડે છે ત્યારે તેમને જે વિશિષ્ટ મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે, તેને માટે તેમને તૈયાર કરવાની તક પણ તેમને મળે છે.

મેજર મોટન સ્વભાવે દયાળુ, વિનોદી, આત્મસંયમી અને સહાનુભૂતિવાળા મનુષ્ય છે. હૅમ્પ્ટન સંસ્થામાં એ હોદ્દા ઉપર એવા મનુષ્ય છે એ તે સંસ્થાનું મહાન સદ્ભાગ્ય ગણાય.

મેજર મોટન ઉત્તરના અને દક્ષિણના બધા ગોરા લોકોને અંતરમાંથી જ સહેજે ઓળખે છે. મેં ઘણી વખત કહેવાતું સાંભળ્યું છે કે, દક્ષિણનો ગોરો દક્ષિણના હબસી વિષે બીજા કોઈ કરતાં વધારે જાણે છે. એ પ્રશ્નની ચર્ચા કરવા હું અત્ર થોભીશ નહિ, પરંતુ હું એટલું કહું છું કે, દુનિયામાં બીજા કોઈ કરતાં મેજર મોટન જેવા હબસીઓ દક્ષિણના ગોરા સંબંધી વધારે જાણે છે.

દૃષ્ટાંત તરીકે, 'હેમ્પ્ટન ઇન્સ્ટિટ્યુટ'માં ગોરા તેમ જ કાળા બન્ને પ્રકારના શિક્ષકો છે. દક્ષિણના ગોરાઓ છે અને ઉત્તરના ગોરાઓ પણ છે; હબસી વિદ્યાર્થીઓ છે અને રાતા 'ઇન્ડિયન' વિદ્યાર્થીઓ પણ છે. આ જુદાં જુદાં તત્ત્વોને કેવી રીતે અંકુશમાં રાખવાં, એમનામાં થતું ઘર્ષણ કેવી રીતે ઓછું કરવું, અને દરેક જણ એકબીજા સાથે સુમેળથી કેવી રીતે કામ કરે એ જોવું, એ સર્વ મેજર મોટન બરાબર જાણે છે. એ કામ અઘરું છે, પરંતુ એ પતવતાં મેજર મોટનને આવડે છે.

મેજર મોટન બન્ને જાતિઓ વિષે સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે, અને પરિણામે તેઓ પોતાના વિદ્યાર્થીઓને જોઈએ એવી બરાબર વ્યાવહારિક અને સહાયભૂત શિખામણ આપી શકયા છે. હબસીઓની વિશિષ્ટ પરિસ્થિતિનો જાતે સામનો ન કર્યો હોય એવો કોઈ પણ ગોરો આવી શિખામણ આપી શકત નહિ.

રવિવારની શાળામાં મેજર મોટન જે વર્ગો ચલાવે છે એમાં હાજરી આપવાથી કોઈ પણ માણસને લાભ થાય એવું મારું ધારવું છે. બહુ જ વ્યવહારુ રીતે જ્ઞાન આપવાની એમને આવડત છે તે વાપરીને, તેઓ આ વર્ગોમાં વિદ્યાર્થીઓને વર્તનમાં થઈ જતી ભૂલો સમજાવે છે. જેમ કે, કોઈ ને કોઈ પ્રસંગે અન્યાય, નિંદા અને ગાળોનો સામનો હબસીઓને કરવો પડે છે; એવા સમયે અન્યાયથી કડવાશની લાગણી, કે નિંદા કે ગાળથી પોતાને હલકા માનવાની વૃત્તિ પોતામાં હબસીએ નહિ થવા દેવી જોઈએ. આ વિષે પોતાને કહેવાનું કહીને પછી, ઘણે ભાગે તેના સમર્થનમાં તેઓ પોતાના કે

પોતાના કેટલાક પરિચિત માણસોના જાત-અનુભવોમાંથી એકાદ તદ્દન બંધબેસતું દૃષ્ટાન્ત આપતા. અને એમાંથી એ બતાવતા કે, પૂર્વગ્રહોની સામે ધિક્કારને બદલે સહાનુભૂતિ અને સુસમજથી સામનો કરવો એ વધારે સહેલું અને સારું છે. વળી તેમને એ પણ યાદ રાખવાનું તેઓ કહેતા કે, તેમની નીતિના કારણે જ હબસીઓને ગાળો દેનાર વ્યક્તિ, તેમને અંગત રીતે જરા પણ ઓળખતી હોતી નથી; અને દસમાંથી નવ જણ તો એવા નીકળે છે કે જેઓ તમને જે કંઈ કહે છે, એનાથી તમારી લાગણી નથી ઘવાઈ એમ જો તમે તેમને જણાવો, તો પાછળથી તેઓ પોતાના વર્તનને માટે શરમાતા માલૂમ પડશે.

હબસીને એક સૌથી મોટી મુસ્કેલીનો સામનો કરવો પડે છે, તે રેલવે ટ્રેનની મુસાફરી છે એમ હું ધારું છું. દાખલા તરીકે, દક્ષિણમાં મુસાફરી કરતી વખતે કંઈ પણ ખાવાનું મેળવવામાં હબસીને ઘણી વખતે મુસ્કેલી નડે છે. કેમ કે ટ્રેનમાં અને સ્ટેશનોની હોટેલોમાં ક્યાંય હબસીઓને માટે ખાવાની વ્યવસ્થા ઘણી વખત હોતી નથી. ગોરાઓને માટેની હોટેલના ટેબલે જો કોઈ હબસી જઈ ચઢે છે તો, એ ગમે તે હોય તો-પણ, એને ઘણે ભાગે ફરીને પાછળ રસોડા તરફ જવાનો ઘણી વખત અસભ્યતાથી હુકમ કરવામાં આવે છે. અને ત્યાં પણ એને માટે સવડ તો નથી જ હોતી.

આ અને આના જેવી બીજી પરિસ્થિતિમાં, તે જગાના અધિકારી પાસે સીધા પહોંચી જઈ, પોતાને જે જોઈતું હોય તે તેને જણાવતા, મેજર મોટનને મેં ઘણી વખત જોયા છે. પહેલાં તો ઘણે ભાગે તેમને ગાળોના વરસાદની સામે થવું પડતું.

એનાથી મેજર મોટન કદી નાહિંમત બનતા નહિ, ન મગજ ડામાડોળ થવા દેતા, કે ન ચાલ્યા જતા. પરંતુ સભ્યતાથી અને હસતે મુખે આગ્રહપૂર્વક જણાવતા કે, તેઓ સામાન્ય રિવાજથી પરિચિત છે, પરંતુ તેમને ભૂખ લાગી છે અને તેથી તેમને કંઈક ખાવાનું જોઈએ છે. કોણ જાણે કેવી રીતે, પણ પ્રતિષ્ઠાને હાનિ થયા સિવાય, તેમને અચૂક જે જોઈતું તે મળતું એટલું જ નહિ, પરંતુ જે માણસની સાથે એવો પ્રસંગ પડતો એને એના વર્તન માટે તેઓ શરમાતો કરતા, અને સામાન્યતઃ જતા પહેલાં એને પોતાનો મિત્ર બનાવી દેતા, અને આખી હબસી જાતિ માટે તે જરા વધારે ઉચ્ચ અભિપ્રાય ધરાવતો થાય એમ કરીને તેની વિદાય લેતા.

સામાન્ય મનુષ્ય મગજનું સમતોલપણું ગુમાવી બેસે એવી અનેક કપરી કસોટીઓમાંથી પસાર થતા મેજર મોટનને મેં જોયા છે. પરંતુ પોતાનું અપમાન થયું છે કે નાલેશી થઈ છે, એવું તેમને જરાય લાગ્યું હોય એમ એમને વિષે મેં કદી જોયું નથી. મેજર મોટન પાસેથી હું એ શીખ્યો છું કે, સદ્‌ગૃહસ્થ બનવા માટે ઊંચી જાતિના (ગોરા) હોવાની જરૂર નથી.

મેજર મોટન જેવા ચોખ્ખા મળતાવડા અને મહાનુભાવ હબસી સદ્‌ગૃહસ્થના સંસર્ગથી મને જે પ્રકારનું શિક્ષણ મળ્યું છે તે પુસ્તકો દ્વારા કદી મળી શકતું નથી. ‘ઊતરતી’ કહેવામાં આવતી જાતિના સભ્ય હોવાથી માણસને ગમે તે ગેરલાભ ઉઠાવવા પડતા હોય, પરંતુ એક લાભ તો તેને છે જ: બીજી જાતિના કેટલાક લોકોને પોતાની ઉચ્ચતા છાપરે ચઢીને દુનિયા સમક્ષ પોકારવી પડે છે, એમ તો તેને કરવું પડતું નથી. આ દુનિયામાં કેટલાક લોકો એવા હોય છે કે

જેમને કોક ને કોક કરતાં અમે ઊંચા છીએ એવું ન લાગે તો તેમને એકલું લાગે છે. અને આવા લોકો ગોરાઓમાં જ હોય છે એવું નથી.

અમારી જાતિના એક સૌથી પ્રખ્યાત હબસી સદ્‌ગૃહસ્થ જ્યોર્જ ડબ્લ્યુ. કિલન્ટન છે. તેઓ શાર્લોટી (એન. સી.) ના વતની અને એ. એમ. ઈ. ઝિયોન ચર્ચના ધર્મગુરુ છે. બિશપ કિલન્ટન પચાસ વર્ષ પૂર્વે સાઉથ કેરોલિનામાં એક ગુલામને ઘેર જન્મ્યા હતા. પુનર્ઘટનાના દિવસો દરમિયાન થોડાક યુવાન હબસીઓને સાઉથ કેરોલિનાના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસાર્થે જવાની તક મળી હતી, એમાંના એ એક હતા. એક બાબત માટે તેઓ ગૌરવ ધરાવે છે કે, ઈ. સ. ૧૮૭૪ની સાલની પ્રખ્યાત ટુકડીમાં તેઓ પણ એક હતા. એ ટુકડીમાંથી એક હબસી કોંગ્રેસનો સભ્ય બન્યો હતો; સંયુક્ત સંસ્થાનોના એલચી તરીકે બે જણ લાઇબીરિયા ગયા હતા — તેમાંના ડૉ. ડબ્લ્યુ. ડી. ક્રમ છેક હાલના ગણાય છે; પાંચ જણ ડૉક્ટરો, સાત જણ ધર્મોપદેશકો અને બીજા ઘણા જણ પ્રખ્યાત વેપારીઓ થયા હતા. ડબ્લ્યુ. મેકકિન્લે પણ તેમાંના એક છે. તેઓ હાલ જ્યોર્જ ટાઉન (ડી. સી.) બંદરના જકાત ખાતાના કલેક્ટર છે.

બિશપ કિલન્ટને પોતાના પંથની ખૂબ સેવા કરી છે. અનેક વર્ષોની એમની સેવાને પરિણામે તેમને ખૂબ માનચાંદ અને પ્રખ્યાતિ મળ્યાં છે. 'આફ્રિકન મેથૉડિસ્ટ એપિસ્કૉપલ ઝિયોન કવાર્ટર્લી રિવ્યુ'ની સ્થાપના તેમણે કરી હતી અને 'આફ્રિકન મેથૉડિસ્ટ એપિસ્કૉપલ ઝિયોન' પંથના એક બીજા પ્રકાશનના તંત્રી તરીકે કેટલોક વખત હતા. સ્વદેશમાં તેમ જ

પરદેશમાં ભરાતી અખિલ ખ્રિસ્તી પરિષદોમાં તેમના પંથના પ્રતિનિધિ તરીકે પણ તેઓ ગયા હતા. લિવિંગ્સ્ટન કૉલેજના તેઓ એક ટ્રસ્ટી છે, પ્રકાશન મંડળના અધ્યક્ષ છે, આંતરરાષ્ટ્રીય કામચલાઉ લવાદ મંડળના એક સભ્ય તરીકે તમણે કામ કર્યું છે, અને ' આંતરરાષ્ટ્રીય રવિવાર–શાળા સંઘ 'ના તેઓ ઉપપ્રમુખ છે.

મેં વર્ણવેલા શુદ્ધ આફ્રિકન લોહીના મનુષ્યો કરતાં બિશપ ક્લિન્ટન એક ઘણા જ જુદા પ્રકારના આદમી છે. પોતાને પચાસ વર્ષ થયાં છે એમ ત કહે છે; છતાં આખી ટોળીમાં તેઓ દેખાવે અને રીતભાતમાં સૌથી યુવાન છે. ટટાર અને ભવ્ય આકૃતિ, ઊંચુ વિશાળ લલાટ, સુરેખ ચહેરો, અને લગભગ બાળક સમાન સરળ અને ઉત્સાહી રીતભાત, એ સર્વને લીધે તેઓ જ્યાં જાય ત્યાં વિશ્વાસ અને માન સંપાદન કરે એવા પુરુષ છે.

બિશપ ક્લિન્ટનનો ધંધો તો પાદરીનો છે, અને ધર્માલયની સેવામાં એમણે પોતાનું જીવન વ્યતીત કર્યું છે. છતાં મેં જે માણસોનાં નામોનો ઉલ્લેખ કર્યો છે એ બધામાં એમની રીતભાત સૌથી વધારે જોશીલી છે અને એમનું હલનચલન એક સૈનિકને છાજે એવું છે.

એમના ધંધાને અંગે દેશના બધા ભાગોમાં તેમને મુસાફરી કરવી પડતી હતી એમ જાણીને મેં તેમને પૂછ્યું, ' તમારા જેવા સ્વભાવના માણસ મુસ્કેલીમાં આવ્યા સિવાય કેવી રીતે કામ ચલાવે છે ? '

તેમણે કહ્યું, ' મને મુસ્કેલી તો નડી છે, પરંતુ બહુ નહિ. હું એમ શીખ્યો છું કે, ગમે ત્યાં ફાવવાને માટે સૌથી

સહેલો રસ્તો સદ્‌ગૃહસ્થ બનવું એ છે. એ રસ્તો સાદો, અનુકૂળ અને વ્યાવહારિક છે.'

બિશપ ક્લિન્ટન આગળ કહેવા લાગ્યા, 'કેટલાંક વર્ષો પૂર્વે હું રાજકારણમાં હતો. તે એક એવો વખત છે કે જ્યારે ગંભીર ગણાય એવી એકમાત્ર મુસ્કેલીમાં લગભગ હું આવી પડ્યો હતો.' એમ કહી તેમણે નીચેનો પ્રસંગ વર્ણવવા માંડયો: એમ લાગે છે કે તે વખતે લેન્કેસ્ટર (એસ. સી.)માં બિશપ ને ત્યાંના હબસીઓ રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેતા હતા. મદ્યપાનનિષેધની તરફેણના કેટલાક ડેમોક્રેટ પક્ષના લોકો સાથે સારા વર્ગના કેટલાક હબસીઓનું જોડાણ કરવા એ સમયે એક પ્રયત્ન ચાલતો હતો. બે હબસી અને ચાર ગોરા સભ્યોની સંયુક્ત ચૂંટણી કરવાનું જાહેર થયું અને તેઓ ચૂંટાયા પણ ખરા. પણ બન્યું એવું કે, ગોરાઓની સારી સંખ્યાએ મતપત્રમાંથી હબસીનાં નામ છેકી કાઢ્યાં ને સામેથી હબસીઓએ ગોરાનાં કાઢી નાંખ્યાં. આથી બન્ને વચ્ચે ઊંચાં દિલ થયાં. એક સ્થાનિક પત્રના તે વખતના તંત્રીએ યુવાન ક્લિન્ટન ઉપર એવો આરોપ મૂક્યો કે, સંયુક્ત ગોઠવણ ઉડાવી દેવાની તેમણે હબસીઓને સલાહ આપી હતી.

બિશપે કહ્યું, 'હું એ માણસને સારી રીતે ઓળખતો હતો, તેથી હું એના કાર્યાલયમાં એને ખુલાસો આપવા ગયો. મેં કેટલીક ઘેલી ટીકા કરી એથી એ તંત્રી ગુસ્સે થયો, એણે કૂદકો માર્યો અને હાથમાં છરી લઈ તે મારા તરફ ધસી આવ્યો.'

બિશપે મને જણાવ્યું કે, 'એ માણસનો ખરેખર એવો ઇરાદો હોય એમ હું માનતો નહોતો, કેમ કે, 'મારી માના

એના કુટુમ્બમાં રસોઈ બનાવવાનું કામ કરતી હતી, અને અમે બન્ને બાલ્યાવસ્થાથી જ એકબીજાને ઓળખતા હતા. તેથી મેં ફક્ત એનાં કાંડાં પકડી એના હાથ ઝાલી રાખ્યા.' બિશપ એક મજબૂત, કદાવર અને કસરતી માણસ છે. એમના હાથની પકડ એક મગરમચ્છ સમાન મજબૂત છે. 'પછી મેં (બિશપે) શાન્તિથી વાત કરી અને અમારી તકરારનો અંત આવ્યો.'

બિશપ કિલન્ટને મને કહ્યું છે કે, સાઉથ કૅરોલિનાના ઘણા ગોરાઓ સાથે તેમને જીવનભરની મિત્રાચારી છે, પરંતુ આ એક જ પ્રસંગ એવો હતો કે જેમાં એક ગોરાની સાથે તેઓ કંઈક ગંભીર મુશ્કેલીમાં મુકાયા હોય.

ઈ. સ. ૧૮૯૩માં ટસ્કેજીની ફેલ્પ્સ હોલ બાઈબલ ટ્રેનિંગ સ્કૂલના સમર્પણ-વિધિમાં 'આફ્રિકન મેથૉડિસ્ટ એપિસ્કૉપલ ઝિયોન ચર્ચ'ના એક પ્રતિનિધિ તરીકે બિશપ કિલન્ટન ત્યાં આવ્યા હતા, ત્યારે મારો એમની સાથે પ્રથમ પરિચય થયો. બીજે વર્ષે તેઓ એ શાળાના એક વ્યાખ્યાતા તરીકે ટસ્કેજીમાં આવ્યા હતા. ત્યારથી તેઓ એ સંસ્થાના કામમાં મદદ કરવા દર વર્ષે ટસ્કેજીમાં આવ્યા કરે છે અને કેટલોક સમય ગાળે છે.

બિશપ કિલન્ટને ટસ્કેજીના અમારા કાર્યમાં સહાય કરી છે એટલું જ નહિ, પરંતુ એથી પણ વધારે મોટા કામમાં—'નિગ્રો પબ્લિક સ્કૂલ્સ' માટે આખાય દેશની આમ-જનતામાં રસ જાગ્રત થાય એ કામમાં—એમણે અમને સહાય કરી છે. ઈ. સ. ૧૯૧૦માં, ઉત્તર કૅરોલિનામાં એમણે એક શિક્ષણ-વિષયક પ્રવાસ ગોઠવ્યો અને પૂરો કર્યો હતો. દક્ષિણનાં

સંસ્થાનોમાં એવો યશસ્વી પ્રવાસ મેં હજી સુધી બીજો કર્યો નથી.

ધર્મની બાબતમાં, બિશપ ક્લિન્ટન આક્રમણકારી નીતિ ધરાવનાર છે, છતાં હબસી જાતિના કલ્યાણની દરેક બાબતમાં રસ ધરાવવા તેમણે વખત કાઢ્યો છે. પોતાની જાતિની બૌદ્ધિક પ્રગતિમાં તેઓ જેટલો રસ ધરાવે છે તેટલો જ રસ તેઓ તેની ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિમાં પણ ધરાવે છે.

હબસી જાતિના અતિ શક્તિશાળી મનુષ્યોને હું મળ્યો છું, તેમાં જ્યૉર્જ ડબલ્યુ. કાર્વર એક છે. ટસ્કેજીમાં તેઓ અધ્યાપક કાર્વર તરીકે ઓળખાય છે. ટસ્કેજી સંસ્થાના ખેતીવાડી ખાતામાં વૈજ્ઞાનિક અને પ્રાયોગિક પ્રવૃત્તિઓ ચલાવવામાં આવે છે, તેમાં તેઓ ઘણા વર્ષથી જોડાયેલા છે. ઈ. સ. ૧૮૯૫ કે ૧૮૯૬ના અરસામાં હું મિ. કાર્વરને પ્રથમ મળ્યો હતો. તે સમયે તેઓ આયોવા સંસ્થાનમાં 'એમીસ' ( Ames ) ની 'સ્ટેટ એગ્રિકલ્ચરલ કૉલેજ'માં વિદ્યાર્થી હતા. એ સમય અગાઉ, હાલના ખેતીખાતાના મંત્રી, નામ. જેમ્સ વિલ્સન પાસેથી મેં એમના વિષે સાંભળ્યું હતું. જેમ્સ વિલ્સન કેટલાક વખત સુધી મિ. કાર્વરના એક અધ્યાપક હતા. લગભગ આ જ અરસામાં અમારું ખેતી-કામ શાસ્ત્રીય પદ્ધતિ પર મૂકવાનો અમે પ્રયત્ન કર્યો હતો. ટસ્કેજી આવી એ કામ તથા તેની સાથે સ્થપાયેલું સંસ્થાનનું પ્રયોગ-મથક સંભાળી લેવાનું અમે મિ. કાર્વર પાસે કબુલાવ્યું હતું. તે દિવસથી તેઓ એ ખાતામાં કીમતી કામ કરી રહ્યા છે. કપાસના ઉછેર બાબત કરેલા કામથી તથા ઊતરી ગયેલી જમીન ફરીથી કસવાળી કરવા સંબંધી એમણે કરેલા પ્રયોગોની

પત્રિકાઓને પરિણામે, દક્ષિણમાં બધે હબસી અને ગોરા ખેડૂતોમાં તેઓ ખૂબ જાણીતા થયા છે.

કેટલાંક વર્ષ પહેલાં સંસ્થાનના ખેતી ખાતાના મંત્રીએ સંસ્થાનના આગેવાન શિક્ષકોની મોન્ટગોમેરીમાં એક સભા બોલાવી હતી. એ સભામાં હબસીઓમાંથી ફક્ત અધ્યાપક કાર્વરને એકલાને જ આમંત્રણ આપવામાં આવ્યું હતું. એ પ્રસંગે એમને સભા સમક્ષ એક વ્યાખ્યાન આપવાનું જણાવ્યું હતું. પ્રાયોગિક મથકે તેઓ જે રસિક કાર્ય કરતા હતા એ સંબંધી એમને લગભગ એક કલાક સુધી પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા.

મેં ઉલ્લેખેલા બીજા મનુષ્યો માફક અધ્યાપક કાર્વર પણ શુદ્ધ આફ્રિકન લોહીના છે. મારા ઓળખીતા બધા હબસી માણસોમાં તેઓ સૌથી વધારે વિજ્ઞાનવેત્તા છે. કપાસના વાવેતરમાં કે દુનિયાના આ ભાગના પ્રકૃતિવિજ્ઞાનમાં શાસ્ત્રીય રસ લેનાર કોઈ ટસ્કેજીમાં આવે છે, ત્યારે તે અધ્યાપક કાર્વરને અચૂક ખોળી કાઢે છે અને તેમની સાથે ચર્ચા કરે છે. કેટલાંક વર્ષ પહેલાં જર્મન સામ્રાજ્યના સંસ્થાનોના મંત્રી તથા તેમના ખાતામાંના કપાસના એક નિષ્ણાત એ બન્ને જણ ટસ્કેજી આવ્યા હતા. તેઓ બન્ને એક ખાનગી મોટરમાં દક્ષિણમાં મુસાફરી કરવા નીકળ્યા હતા. ટસ્કેજીની શાળાનું બીજું બધું કામ તો તેમને જોવું હતું, પરંતુ તે ઉપરાંત કેટલાંક વર્ષોથી કપાસના વાવેતર સંબંધી અધ્યાપક કાર્વર જે અખતરા કરતા હતા એનો અભ્યાસ પણ એમને કરવો હતો.

'નવી દુનિયામાંનો હબસી' એ નામના એમના પુસ્તકમાં સર હેરી જોન્સ્ટન, કે જેમણે દુનિયાના જુદા જુદા ભાગમાં

વનસ્પતિ–જીવનનો અભ્યાસ કરવામાં ઘણો રસ લીધો છે, તે કહે છે: "ટસ્કેજીમાં શાસ્ત્રીય ખેતી, વનસ્પતિશાસ્ત્ર, ખેતી-વિષયક રસાયણ, વગેરે વિષયો શીખવનાર અધ્યાપક કાર્વર ચહેરે અને રંગે તો પૂરેપૂરા હબસી છે; પરંતુ એમનાં કપડાંનો 'કટ' (કાપ), એમના ઉચ્ચાર, શાસ્ત્રનું એમનું સંગીન જ્ઞાન, એ બધાથી તેઓ ટસ્કેજીમાં વનસ્પતિશાસ્ત્રના અધ્યાપક થવાને લાયક છે એટલું જ નહિ, પણ ઑક્સફર્ડ કે કેમ્બ્રિજમાં પણ તેઓ એ સ્થાન ભોગવવાની લાયકાત ધરાવે છે. યુરોપનો કોઈ પણ પ્રખ્યાત વનસ્પતિશાસ્ત્રી એમની સાથે દસ મિનિટ વાતચીત કર્યા બાદ આપોઆપ પોતાના સમોવડિયા સમાન એમની સાથે વર્તન રાખે, એવા પ્રકારના એ માણસ છે."

વિજ્ઞાનની કોઈ પણ ખાસ શાખામાં વિદ્વત્તા પ્રાપ્ત કરવાની ગોરાને તો સારી તક હોય છે જ. એની સરખામણીમાં ગુલામીમાં જન્મેલાને અભ્યાસની ઘણી જ ઓછી તક મળે છે. આમ હોવા છતાં અધ્યાપક કાર્વરે ઘણું કરી બતાવ્યું છે અને તેથી જ તેઓ આપણું ધ્યાન વધારે ખેંચે છે.

અધ્યાપક કાર્વરને પોતાનાં માતપિતા વિષે ઘણી જ ઓછી ખબર છે. યુદ્ધ દરમિયાન મિસૂરી સંસ્થાનમાં કોઈ કાર્વર કરીને એક જમીનદારને ત્યાં તેઓ જન્મ્યા હતા.

એ સમયે મિસૂરીમાં ગુલામો રાખવા એ બહુ અગવડ-ભરેલું થતું જતું હતું, તેથી તેમને તથા તેમનાં માતુશ્રીને બન્નેને દક્ષિણમાં આર્કાન્સાસમાં મોકલી દેવામાં આવ્યાં. યુદ્ધ પૂરું થયા પછી કાર્વર શેઠે એમના પહેલાંના ગુલામોનું શું થયું છે એની દક્ષિણમાં તપાસ કરાવી. એમને માલૂમ પડયું કે, એક બાળક સિવાય બધાં અદૃશ્ય થઈ ગયાં છે. બાળકની

ઉંમર બે કે ત્રણ વર્ષની હતી. એનું નામ જ્યૉર્જ હતું. ઉટાંટિયાથી એ પણ લગભગ મરણતોલ થઈ ગયો હતો, અને એવો નકામો હતો કે આર્કાન્સાસના લોકો એનાથી છૂટે તો રાજી થાય એમ હતું.

જ્યૉર્જને ઘેર આણવામાં આવ્યો. પણ એ એટલો બધો માંદલો અને નબળો માલૂમ પડયો કે એને કામ ઉપર ચઢાવવાનો જરાય પ્રયત્ન કરવામાં આવ્યો નહિ. નોકરોની ઓરડીઓની આજુબાજુ મરઘીનાં બચ્ચાં અને બીજાં પ્રાણીઓ સાથે એ પણ ઊછરીને મોટો થયો. પોતાના જીવન માટે ખોરાક પણ એ જેમ તેમ કરીને મેળવતો.

છતાં એ નાનો હબસી છોકરો જીવ્યો. એને મળેલી સ્વતંત્રતાનો એણે ઉપયોગ કર્યો. જંગલોમાં આમતેમ એણે રખડવા માંડયું. ત્યાંનાં બધાં પ્રાણીઓ અને જીવજંતુઓ સાથે એણે મિત્રાચારી બાંધી. બધી જાતનાં ફૂલ અને છોડવાઓની સાથે તે ગાઢ અંગત પરિચયમાં આવ્યો અને એમના વિષે એણે જ્ઞાન મેળવ્યું.

જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એણે બે દિશાઓમાં અસાધારણ વલણ બતાવવા માંડયું: પ્રથમ તો ઘરનાં બધી જાતનાં કામકાજમાં ખાસ હથોટી અને કાર્યકુશળતા બતાવીને એણે ધ્યાન આકર્ષ્યું. તે રાંધતાં અને ગૂંથતાં ભરતાં શીખ્યો. રંગ પારખવાની એની શક્તિ બહુ સરસ હતી. એ ચિત્રકળા પણ શીખ્યો. જુદી જુદી જાતનાં ફૂલો અને છોડવાઓનો એને શોખ તો હતો જ. નવરાશના સમયમાં જુદી જુદી જાતનાં ફૂલોનાં એ સૌથી સરસ અને ચોકસાઈવાળાં ચિત્રો કાઢતો અને વનસ્પતિની આકૃતિઓ પણ દોરતો.

બીજું, વનસ્પતિશાસ્ત્રમાં એણે એવું બુદ્ધિચાતુર્ય અને સ્વાભાવિક વલણ બતાવ્યું કે બધાનું ધ્યાન એના તરફ આકર્ષાયું. દૃષ્ટાંત તરીકે, જવલ્લે જ મળી આવે એવાં વિલક્ષણ ફૂલો એકઠાં કરવા માટે કેટલાય કલાકો તે જંગલો અને ખેતરોમાં ગાળતો. એક દિવસ એક જણે શોધી કાઢ્યું કે, એક ઝાડીમાં એણે એક નાનકડી વનસ્પતિ-સંગ્રહવાટિકા ઊભી કરી છે. સર્વ પ્રકારની વિલક્ષણ વનસ્પતિ એણે ત્યાં એકત્ર કરી હતી. બધી જાતની વનસ્પતિ ત્યાં ઉગાડવામાં એણે કુશળતા પ્રાપ્ત કરી હતી. એ વનસ્પતિની કાળજી લેવામાં અને દરેક પ્રકારનાં જીવજંતુઓ તથા રોગોની સામે તેમનું રક્ષણ કરવામાં એણે ખૂબ ચતુરાઈ દાખવી હતી. એ સર્વમાં તે એટલો બધો નિષ્ણાત બની ગયો હતો કે બધાએ એને 'વનસ્પતિ વૈદ'નું નામ આપ્યું હતું.

બીજી એક દિશામાં એણે અસાધારણ નૈસર્ગિક શક્તિ બતાવી હતી એ સંગીત. બાલ્યાવસ્થામાં જ એક 'ગાનાર' તરીકે હબસીઓમાં એ જાણીતો થયો હતો. જાતે સંભાળ લઈ શકે એવડો થયો એટલે એણે આમતેમ ભટકવામાં કેટલાંક વર્ષ ગાળ્યાં. તક મળતાં એ રોપાઉછેરનાં કાચઘરોમાં (Green Houses) કામ કરતો. એક વખત એણે ધોબીની દુકાન (લૉન્ડ્રી) ચલાવી હતી; બીજે એક વખતે એક હૉટેલમાં એણે બબરચીનું કામ કર્યું હતું. સંગીત તથા ચિત્રકળા, અને વસ્તુતઃ લગભગ દરેક જાતની કળામાં એનાં નૈસર્ગિક શોખ અને શક્તિને લીધે, છેવટે એના મિત્રોનું ધ્યાન આકર્ષાયું. એમણે એને દેવળમાં વાજિંત્ર વગાડનારની જગા અપાવી.

આ બધાં વર્ષો દરમિયાન યુવાન કાર્વર બને ત્યાંથી જ્ઞાન સંપાદન કરી લેતો હતો. પુસ્તકો મળી શકતાં ત્યારે એમાંથી જ્ઞાન મેળવતો. અનુભવમાંથી તો હમેશાં જ જ્ઞાન સંપાદન કરતો. જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં મિત્રો બનાવતો. છેવટે, 'એમીસ'માં આવેલી 'આયોવા'ની ખેતીવાડી કૉલેજના બાગખાતામાં રોપાના એક કાચઘરની દેખરેખ રાખવાનું કામ કરવાની એને તક મળી. સ્નાતક થયો ત્યાં સુધી તે ત્યાં જ રહ્યો. ત્યાર પછી એને ત્યાંના મદદનીશ વનસ્પતિશાસ્ત્રીની જગ્યા આપવામાં આવી. એને ત્યાં જે તક મળી એનો લાભ લઈ એણે એનો અભ્યાસ ચાલુ રાખ્યો. છેવટે એણે 'પોસ્ટ-ગ્રેજ્યુએટ' નું પ્રમાણપત્ર મેળવ્યું. 'એમીસ'માં એ પ્રકારની પદવી સૌથી પ્રથમ એને જ મળી હતી.

'આયોવા'ની ખેતીવાડી કૉલેજમાં એ હતા ત્યારે કૉલેજ જીવનની સર્વ પ્રવૃત્તિઓમાં બીજા વિદ્યાર્થીઓ સાથે એ ભાગ લેતો. જેમ કે, કૉલેજની એક ટુકડીનો એ 'લેફ્ટેનન્ટ' થયો હતો. શિકાગોમાં ભરાયેલા 'દુનિયાના મેળા'માં ગવર્નર બોઈસની આગળ એ ટુકડી ચાલતી હતી. સંસ્થાનના બધા બાગોમાં, ફળઝાડ વિષેની સભાઓમાં, એણે લેખો વાંચવાનું તથા વ્યાખ્યાનો આપવાનું શરૂ કર્યું. ઉત્તરમાં બીજી જાતિના લોકોમાં એમને યશ મળ્યો હતો, છતાં દક્ષિણમાં પોતાની જાતિના લોકોમાં આવી એમને માટે કંઈક કરવાની મિ. કાર્વરને ઇંતેજારી હતી. તેથી ટસ્કેજીમાં આવવાનું જ્યારે એમને નિમંત્રણ મળ્યું ત્યારે એમણે એ ખુશીથી સ્વીકાર્યું. સંસ્થાના ખેતીવાડી ખાતાના શાસ્ત્રીય અને પ્રાયોગિક કામની દેખરેખ રાખવાનું કામ એમણે સંભાળી લીધું.

એમને જે કોઈ મળે છે એના ઉપર વનસ્પતિવિદ્યાના એમના વિશાળ જ્ઞાનની છાપ પડે છે. છતાં એમના જેવો વિનયી માણસ મને કદી મળ્યો નથી. વસ્તુતઃ તેઓ ખૂબ શરમાળ છે. બની શકે એટલો સાદામાં સાદો પોશાક તેઓ પહેરે છે. એક જ આભૂષણ તેઓ ધારણ કરે છે અને તે બટનના કાચમાં એક ફૂલ! વર્ષના કોઈ પણ સમય દરમ્યાન અધ્યાપક કાર્વર પાસે ફૂલ ન જોવામાં આવે એવું જવલ્લે જ બને છે. એમના કોટની પટ્ટી ઉપર કોઈ ને કોઈ પ્રકારનું ફૂલ હોય છે જ. જંગલમાંથી કોઈ વિલક્ષણ પ્રકારના ફૂલનો નમૂનો એમને મળી આવે છે, ત્યારે પોતાના મિત્રોને એ ખાસ કરીને બતાવે છે અને એમાં ગૌરવ માને છે.

મેં એક વખત અધ્યાપક કાર્વરને પૂછ્યું, 'તમે આટલા બધા શરમાળ છો, છતાં આપણા વિભાગના અનેક ઉત્તમ ગોરા અને કાળા લોકોનું ઓળખાણ કરવાની વેતરણ શી રીતે કરી શકો છો?' તેમણે જવાબ આપ્યો, 'વનસ્પતિ વિષે હું કંઈક કીમતી માહિતી ધરાવું છું એવું લોકોને માલૂમ પડી જાય છે કે તરત જ તેઓ મારી સાથે ઘણી રાજીખુશીથી અને ઇંતેજારીથી વાતો કરવા મંડી પડે છે.'

મેં મશ્કરીમાં કહ્યું, 'પણ તમે જાહેરાતની કંઈક રીત રાખી હોવી જોઈએ. તમે વનસ્પતિ વિષે માહિતી ધરાવો છો એની આટલા બધા લોકોને શી રીતે ખબર પડે છે?'

એમણે કહ્યું, "વાહ! એ તો આમ છે. હું અહીં આવ્યો ત્યાર પછી થોડા વખતમાં જ એક દિવસ હું જંગલને રસ્તે જતો હતો. મારી બગલમાં વનસ્પતિ માટેનો મારો ડબો

હતો. વનસ્પતિના રોગ અને દુશ્મન-જીવાતોને હું શોધતો હતો. એક બાઈએ મને જોયો. એને લાગ્યું કે, આ તો હાથમાં વિચિત્ર કશીક પેટીવાળો કોઈ બિચારો હબસી ડોસો છે. એટલે મને ઊભો રાખીને પૂછ્યું, 'તમે ફેરિયા છો?' હું જે કરતો હતો એના વિષે મેં એને કહ્યું. એને ખૂબ આનંદ થયો, એના રોગ લાગેલા ગુલાબને જોવા એણે મને વિનંતી કરી. એ સંબંધી શું કરવું, એ મેં એને બતાવ્યું — ખરું પૂછો તો, નીચે બેસીને એને બધું લખી આપ્યું."

એમણે પોતાનું કહેવું આગળ ચલાવ્યું, 'આ રીતે, અને બીજી અનેક રીતે, બધે ઢંઢેરો પિટાઈ ગયો કે, આ શાળામાં એક એવા માણસ છે કે જે વનસ્પતિ સંબંધી જાણે છે. માહિતી મેળવવા અને સલાહ લેવા લોકોએ મને બોલાવવાનું શરૂ કરી દીધું.'

એક વાત મને યાદ આવે છે. કેટલાંક વર્ષ પહેલાં એક છોડના નામ સંબંધી તકરાર ઉપસ્થિત થઈ હતી. એનું નામ શું, એ કોઈ જાણતું નહોતું. છેવટે એક સદ્‌ગૃહસ્થ બોલી ઊઠ્યા, 'નૉર્મલ સ્કૂલમાં કાર્વર કરીને એક માણસ છે. દુનિયાના ગમે તે છોડ, ઝાડ, પક્ષી, પથ્થર વગેરેનું નામ તેઓ કહી શકે છે. તેઓ જો આનું નામ નહિ કહી શકે તો પછી બીજે તપાસ કરવી નિરર્થક છે.' એક માણસને છોડ લઈને ઘોડા ઉપર રવાના કરવામાં આવ્યો, અને તે સંસ્થામાં અધ્યાપક કાર્વર પાસે આવી પહોંચ્યો. તેમણે એનું નામ કહી આપ્યું અને ઘોડેસવાર પાછો ગયો. એ સમય પછી, અધ્યાપક કાર્વરની પ્રયોગશાળામાં કોઈ ને કોઈ પ્રકારના નમૂના ન હોય એવું કદી બન્યું નથી.

મેં હમેશાં એવો મત જાહેર કર્યો છે કે, જે સમાજમાં હબસી રહેતો હોય છે એ સમાજને તે ઉપયોગી થઈ પડવાથી અને બની શકે તો પોતાની જાતને સમાજનું એક અનિવાર્ય અંગ બનાવવાથી, વર્ણભેદના પૂર્વગ્રહોનો સૌથી સરસ રીતે નાશ કરી શકાય છે. ગમે તે વિષયમાં કોઈ પણ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન વા શક્તિ ધરાવનાર સ્ત્રી કે પુરુષને દરેક મનુષ્ય કે સમાજ જરૂર માન આપે છે. એના સમર્થનમાં અધ્યાપક કાર્વરના કરતાં બીજું વધારે સારું દૃષ્ટાંત હું જાણતો નથી. જે સ્થાને એમની જરૂર ન હોય એ સ્થાને ઘૂસી જવાની એમનામાં જરાય વૃત્તિ નથી. પરંતુ એમનાં વિશિષ્ટ જ્ઞાન અને શક્તિને લીધે, દક્ષિણમાં બધે બધા વર્ગના કાળા તથા ગોરા લોકો સાથે તેઓ મિત્રાચારી બાંધી શક્યા છે. દુનિયાના બધા ભાગોમાંથી એમના કામ સંબંધી સતત પૂછપરછ થયા કરે છે. કપાસની જુદી જુદી જાતો ઉછેરવાના તેમના અખતરાઓએ કપાસઉછેરની શાસ્ત્રીય શોધખોળોમાં રસ લેનાર જમીનદારોમાં સૌથી ભારે રસ જાગ્રત કર્યો છે.

જ્યોર્જિયામાં ઑગસ્ટાના 'ટેમ્બર્નેકલ બૅપ્ટિસ્ટ ચર્ચ'ના પાદરી ડૉ. ચાર્લ્સ ટી. વૉકર કરતાં વધારે જાણીતા હબસી સદ્‌ગૃહસ્થ દક્ષિણમાં બહુ થોડા જ છે.

ડૉ. વૉકર સંબંધી ઉલ્લેખ કરતાં પ્રેસિડન્ટ વિલિયમ ટૅફ્ટે કહ્યું હતું કે, તેમણે સાંભળેલા વક્તાઓમાં તેઓ સૌથી સરસમાં સરસ વક્તા હતા. ખાનગી વાતચીત દરમિયાન કે જાહેર વ્યાસપીઠ ઉપરથી મેં ઘણા વક્તાઓને બોલતાં સાંભળ્યા છે, પરંતુ એમના જેવું વક્તવ્ય, મને કોઈ પણ કાળા કે ગોરાનું જણાયું નથી. તેમનું વક્તવ્ય ખરેખર મંત્રમુગ્ધ બનાવે છે.

જન્મસિદ્ધ વક્તા મનુષ્યો પ્રત્યે પ્રેમ રાખે છે; પોતાને જે કંઈ જણાવવું હોય તે, સાદી સહેલી અને પ્રવાહી ભાષામાં અને બીજાઓને રસ પડે અને એમના હૃદયને સ્પર્શે, એ રીતે રજૂ કરવાની કળા એની પાસે હોય છે. ડૉ. વૉકરની વાતચીત માફક, એમનાં વ્યાખ્યાનોમાં પણ એવા જન્મસિદ્ધ વક્તાની મોહિની રહેલી છે.

એમના ગામ ઑગસ્ટાની શેરીઓમાં ડૉક્ટર વૉકરને ઊભેલા જોવા એ કંઈ અસામાન્ય વાત નથી. દક્ષિણના લોકોને એ પ્રમાણે નિરાંતે ઊભા રહેવાની ટેવ હોય છે. ડૉ. વૉકર એ પ્રમાણે કોઈ શેરીના એકાદ ખૂણે અથવા તો કોઈ ગાંધીની દુકાન આગળ ઊભા રહેતા. તેમની આસપાસ લોકોનું ટોળું, તેઓ શું કહેશે એ સાંભળવાના હેતુથી જ, એકત્ર થતું. આ પ્રમાણે ઘણી વાર બનતું. એમ કહેવાય છે કે, ઑગસ્ટાની પંદર હજારની વસ્તીમાંથી અર્ધ કરતાં પણ વધારે માણસોનાં નામ તેઓ જાણે છે. જ્યારે એમાંનો કોઈ માણસ એમને શેરીમાં મળી જાય છે ત્યારે ત્યાં થોભવાનું તેમને મન થઈ આવે છે. થોભીને તેઓ એના કુટુમ્બના બીજા માણસોની ખબરઅંતર પૂછે છે. દરેક જણનું કેમ ચાલે છે, અને પોતે એને છેલ્લા મળ્યા ત્યારથી તેમનામાંના કોઈ એકાદનું શું થયું છે એ હકીકત જાણવા તેઓ તેને પ્રશ્નો પૂછે છે.

જો કોઈ ઓળખીતો એમને થોભાવવામાં ફાવી જાય છે તો થોડા જ વખતમાં, ઘણે ભાગે બીજા મિત્રો અને પિછાન-વાળાઓ ત્યાં આસપાસ ટોળે વળી જાય છે. તેઓ તરત જ તરેહવાર વિનોદી વાર્તાલાપ શરૂ કરે છે. દુનિયાના જુદા જુદા

ભાગોમાં પ્રવાસ દરમિયાન એમણે જે કંઈ સાહસ ખેડયાં હોય છે એમાંથી એકાદ સાહસનું તેઓ વર્ણન કરે છે, અથવા કોઈ જાહેર પ્રશ્નની ચર્ચા પણ ઉપાડે છે. ટુચકાઓ સહિતનો, આવા તાદૃશ વર્ણનવાળો વાર્તાલાપ સાંભળવામાં લોકોને એટલો બધો રસ પડે છે કે, શહેરના એ વિભાગમાં થોડાક વખત સુધી તો કામકાજ રોકાઈ જાય છે.

ડૉ. વૉકર એક મહાન વાર્તાકાર છે. દંતકથાઓનો તો એમની પાસે મોટો ભંડાર છે. દલીલોમાં પોતાના મુદ્દાને ભારપૂર્વક રજૂ કરવા અથવા તો કોઈ ટીકાને બળવત્તર બનાવવા દંતકથાઓનો ઉપયોગ કરવાની એમનામાં અદ્ભુત કળા છે. હબસી પરિષદ વખતે ટસ્કેજીમાં તે છેલ્લા આવ્યા ત્યારે એમણે કહેલું મને યાદ આવે છે. ઑગસ્ટાની 'વૉકર બેપ્ટિસ્ટ એસોસિયેશને' પડોશના ખેડૂતો માટે સ્થાપેલી શાળામાં તેઓ જે કરવાનો પ્રયત્ન કરતા હતા એના સંબંધી કહેતા હતા. તે કહેતાં કહેતાં તેઓ હબસી ખેડૂત, એની તક, અને એની પ્રગતિ, એ સંબંધી કહેવામાં ઊતરી પડચા. તેમણે કહ્યું કે, સિનેટર ટિલમેને એક વખત ફરિયાદ કરી હતી કે, હબસી ખેડૂત જેટલો દેખાડો કરે છે એટલો અજ્ઞાન નથી, અને પછી તેમણે આ વાત કહી સંભળાવી: અમારા વિભાગમાં એક હબસી વૃદ્ધ ખેડૂતે એક ગોરા પાસેથી, ચોથાઈ કહેવાતી પદ્ધતિથી જમીન સાંથે રાખી હતી. કરાર પ્રમાણે સાંથ પેટે પાકનો ચોથો ભાગ ગોરાને મળવાનો હતો.

જ્યારે પાકના ભાગ પાડવાનો સમય આવ્યો ત્યારે એવું બન્યું કે, કપાસ ફક્ત ત્રણ ગાડાં જેટલો જ નીકળ્યો અને આ ત્રણે ગાડાં ખેડૂત પોતાની વખારમાં નાખી આવ્યો.

અલબત્ત, જમીનના માલિકે વાંધો ઉઠાવ્યો. એણે કહ્યું, 'જો કાકા, એ કપાસનો ચોથો ભાગ આપવાનું તમે મને વચન નહોતું આપ્યું ?'

તેણે જવાબ આપ્યો, 'હા, શેઠ સાહેબ, એવું જ હતું. પરંતુ હું અતિ દિલગીર છું કે ચોથો ભાગ જ છે નહિ.'

'એમ કેમ ?' જમીનદારે પૂછ્યું.

તેણે કહ્યું, 'ચોથો ભાગ છે જ નહિ, કેમ કે ફક્ત ત્રણ જ ગાડાં કપાસ છે, અને કપાસનું ચોથું ગાડું છે જ નહિ !'

ડૉકટર વૉકર મનોરંજક વાર્તાલાપ કરનાર અને એક સહૃદયી મિત્ર છે. એટલું જ નહિ, પરંતુ એક ધર્મોપદેશક તરીકે પણ તેમણે અજબ યશ મેળવ્યો છે. ન્યૂ યૉર્કમાં હતા ત્યારે 'માઉન્ટ ઑલિવેટ બૅપ્ટિસ્ટ ચર્ચ'ના પાદરી તરીકે તેઓ જે પ્રવચનો અને ઉપદેશ આપતા, એની પ્રશંસાના લેખો ત્યાંનાં વર્તમાનપત્રોમાં ઘણી વખત આવતા.

ડૉકટર વૉકર એક અસાધારણ જાહેર વ્યાખ્યાતા તો છે જ. એ ઉપરાન્ત તેમનામાં વ્યાવહારિક બુદ્ધિ પણ ઘણી છે. આ સંબંધી મને કેટલાંક દષ્ટાંતો યાદ આવે છે. ખાસ કરીને એક સમયે એમણે એ સદ્‌ગુણ તરી આવે એવી રીતે કામ કર્યું હતું. ઈ. સ. ૧૮૮૬માં 'સેન્ટ લુઈ'માં 'નિગ્રો બૅપ્ટિસ્ટ'ના રાષ્ટ્રીય સંઘની સભા હતી. આ સભામાં એક જણે 'સધર્ન ઑસ્ટ્રેસિઝમ' (દક્ષિણમાં બહિષ્કાર) એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું. તેમાં તેણે, દક્ષિણના ગોરા બૅપ્ટિસ્ટો ફક્ત શોભાનાં પૂતળાં જ છે, તથા ગોરાઓ અને કાળાઓ માટે જુદાં જુદાં સ્વર્ગો છે એવું માનનારા તેઓ છે એમ કહી, તેમને ભાંડ્યા.

પાછળથી એ સભામાં જ્યારે ડૉક્ટર વૉકરને આ ટીકાઓનો જવાબ આપવાની તક મળી, ત્યારે તેમણે એક એ બાબતનો સભા સમક્ષ નિર્દેશ કર્યો કે, થોડાક માસ અગાઉ ‘દક્ષિણના બૅપ્ટિસ્ટ મંડળે’ એક ઠરાવ પસાર કરીને દક્ષિણના હબસી બૅપ્ટિસ્ટ લોકોમાં ધાર્મિક કાર્ય માટે ૧૦,૦૦૦ ડૉલર ખર્ચવાનું નક્કી કર્યું છે. ત્યાર બાદ આગલા દિવસે વક્તાએ જે ટીકા કરી હતી એનો વિરોધ કરતો એક ઠરાવ તેમણે ઘડી કાઢ્યો અને સભાએ તે પસાર પણ કર્યો. એમનું વ્યાખ્યાન અને આ ઠરાવ દક્ષિણનાં ઘણાં વર્તમાનપત્રો તથા ધાર્મિક મુખપત્રોએ પ્રસિદ્ધ કર્યાં, અને તેનાથી લોકલાગણીમાં સારો ફેર પડ્યો અને બન્ને જાતિઓ વચ્ચે સારી સમજૂતી પેદા થઈ.

ઑગસ્ટામાં આવેલા એમના હાલના નિવાસસ્થાનથી આશરે સોળ માઈલ દૂર, જ્યૉર્જિયા સંસ્થાનના રિચમંડ પરગણાના હેફિઝબા નામના નાના શહેરમાં, ડૉક્ટર ટી. ચાર્લ્સ વૉકરનો જન્મ થયો હતો. એમના પિતા એમના માલિકના ગાડીવાનનું કામ કરતા હતા. એ ઉપરાંત ઈ. સ. ૧૮૪૮માં ગુલામોએ રચેલા એક નાના દેવળના તેઓ ‘ડીકન’ (પાદરીની એક ઊતરતા પ્રકારની પદવી) પણ હતા. એમના કાકા એ દેવળના પાદરી હતા. ડૉક્ટર વૉકર ધર્મોપદેશકના વંશજ છે. એમના એક કાકા, રેવરન્ડ જોસેફ ટી. વૉકરના નામ ઉપરથી ‘વૉકર બૅપ્ટિસ્ટ એસોસિયેશન’ નામ પાડવામાં આવ્યું છે. તેમના દેવળના ભક્તજનો, જેઓ જાતે ગુલામ હતા, તેમણે પૈસા ખર્ચી તેમને ગુલામીમાંથી મુક્ત કરી સ્વતંત્ર બનાવ્યા હતા. ઈ. સ. ૧૮૮૦માં, ડૉક્ટર વૉકરે મૂકેલા ઠરાવ

અનુસાર આ જ વૉકર એસોસિયેશને ઠરાવ પસાર કર્યો હતો કે, 'વૉકર બૅપ્ટિસ્ટ ઇન્સ્ટિટ્યૂટ' નામથી હબસી બાળકો માટે એક નૉર્મલ સ્કૂલ સ્થાપવી. પ્રારંભથી જ આ શાળાને ડૉક્ટર વૉકરની સતત અને અવિશ્રાન્ત સહાય મળ્યા કરી છે.

આ દરમ્યાન એમણે બીજાં પણ સારાં કાર્યોમાં રસ લીધા કર્યો છે. 'ઑગસ્ટસ સેન્ટિનલ' નામના પત્રની એમણે સ્થાપના કરી છે. ઈ. સ. ૧૮૯૧માં તેઓ તીર્થયાત્રાએ નીકળ્યા હતા ત્યારે તેનું વર્ણન તેમણે એ પત્ર ઉપર લખી મોકલ્યું હતું. પરિણામે એ પત્ર ઝળકી ઊઠ્યું અને એની ખપતમાં ખૂબ વધારો થયો. ઈ. સ. ૧૮૯૩માં, ઑગસ્ટામાં 'નિગ્રો સ્ટેટ ફેર' (હબસી સંસ્થાનનો મેળો) એ નામની પ્રવૃત્તિ શરૂ કરનારી વ્યક્તિઓમાં તેઓ પણ એક હતા. એ મેળો ત્યારથી ઘણો સરસ રીતે ચાલે છે. ધર્મ ખાતાને અંગે તેમણે બીજું પણ એક સાહસ શરૂ કરી ચલાવ્યું હતું. 'ટેબરનેકલ ઓલ્ડ ફોક્સ હોમ' નામનો વૃદ્ધાશ્રમ સ્થાપ્યો હતો. સંસ્થાનની ધાર્મિક અને કેળવણીવિષયક બધી પ્રવૃત્તિઓમાં એમણે આગળપડતો ભાગ લીધો છે. એ ઉપરાંત, રાજકીય પ્રવૃત્તિમાં પણ એમણે કેટલેક અંશે ચંચુપ્રવેશ કર્યો છે. સંસ્થાનની કારોબારી સમિતિના તેઓ એક સમયે સભ્ય બન્યા હતા.

ડૉક્ટર વૉકરની એ બહુવિધ પ્રવૃત્તિઓ ઉપરાંત, અને અન્ય દિશાઓમાં એમણે જે કંઈ કર્યું છે એ બધાની પેલી પાર જોતાં જણાય છે કે, તે એવા માણસ છે કે જેમણે પ્રત્યક્ષ જીવન જેવું જોયું તેવું સ્વીકારીને તેમાંથી મળતી તકોનો લાભ પોતાને અને પોતાની કોમને માટે સાધી લીધો છે.

તેઓ ચળવળિયા બન્યા નથી; અને દેશમાં કે જાતિઓમાં પડી ગયેલા બે વિભાગના લોકો વચ્ચે શાંતિ અને શુભ ભાવના પ્રવર્તે એને માટે એમણે કોઈના કરતાં પણ વધારે પ્રયત્ન કર્યો છે. સંયુક્ત સંસ્થાનોમાંના, લગભગ બીજા કોઈ પણ શહેર કરતાં, જ્યોર્જિયાના ઑાગસ્ટા શહેરમાં હબસીઓ અને ગોરાઓ વધારે સુખશાંતિથી અને સમાધાનપૂર્વક રહે છે એ મોટે ભાગે એમની અસરને આભારી છે.

ડૉક્ટર વોકરના જીવનનો મુદ્રાલેખ હું એમના પોતાના જ શબ્દોમાં જણાવું. તેમણે કહ્યું છે, 'મારો ઠરાવ છે કે, કૃતઘ્ની બનવાનો ગુનો હું કદી કરીશ નહિ; મિત્રનો ત્યાગ કરીશ નહિ; અને દુશ્મનને સામો પ્રહાર કદી કરીશ નહિ.'

ડૉક્ટર વોકર અને એમના જેવી બીજી અનેક વ્યક્તિ-ઓને લીધે જ, મારી જાતિના લોકો માટે હું માન ધરાવું છું, એટલું જ નહિ પરંતુ એક પ્રકારનું ગૌરવ પણ અનુભવું છું.

શુદ્ધ આફ્રિકન લોહીનો અને મિશ્ર જાતિનો એ બે પ્રકારના મનુષ્યોનું તુલનાત્મક દૃષ્ટિએ મૂલ્ય કેટલું, એ પ્રશ્નનો જવાબ આપવાના પ્રયત્નમાં, જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કંઈક પ્રખ્યાતિ પ્રાપ્ત કરેલી પાંચ મહાનુભાવ વ્યક્તિઓ સંબંધી મેં ઉલ્લેખ કર્યો છે. બીજી સેંકડો એવી વ્યક્તિઓનાં નામ હું આપી શકત કે જેઓ એટલી બધી જાણીતી નથી અથવા આગળપડતી તરી આવતી નથી, છતાં જેઓ પોતાની જાતિની તથા પોતાના દેશની પોતાની નમ્ર રીતિએ સેવા બજાવી રહી છે. અત્રે હું એક હકીકત પણ કહું: ટસ્કેજીમાં મારો ત્રીસ વર્ષનો અનુભવ છે. ત્યાંના વિદ્યાર્થીઓમાં શુદ્ધ હબસી લોહીના વિદ્યાર્થીઓની કદાચ બહુમતી નથી. છતાં આખાય શિક્ષણ-

ક્રમમાં સૌથી ઉત્તમ સાબિત થનાર વિદ્યાર્થીને, અમે જે સ્નાતકવર્ગમાં 'વેલિડિક્ટોરિયન' નામની ઉચ્ચમાં ઉચ્ચ પદવી એનાયત કરીએ છીએ, એ બન્ને વર્ગના વિદ્યાર્થીઓમાં, લગભગ સરખે ભાગે વહેંચાયેલી છે.

તેમ છતાં, મને પોતાને તો લાગે છે કે, કોઈ પણ વ્યક્તિ, જાતિ કે વર્ગની શક્તિઓ સંબંધી અગાઉથી નિર્ણય કરવા માટેની ચર્ચા એ, ખરું પુછાવો તો, બિનલાભકારી છે. પહેલી વાત તો એ છે કે, વ્યક્તિઓની માફક જાતિઓમાં પણ જુદા જુદા સદ્ગુણો અને સેવા કરવાની જુદી જુદી શક્તિઓ હોય છે. એમ હોવાથી, ડહાપણની વાત એ છે કે, દરેક વ્યક્તિને વૃદ્ધિ અને વિકાસની તક આપવી, કે જેથી એ વ્યક્તિ વધારેમાં વધારે ઉપયોગી બનવાની લાયકાત મેળવે. કોઈ પણ વ્યક્તિ વા જાતિને, દબાણથી નહિ પણ સ્વતંત્ર રીતે, એ સ્થાન શોધી કાઢવા દેવામાં આવે, ત્યારે એ વ્યક્તિ વા જાતિ જાતે સુખી અને સંતોષી તો બનશે જ; પણ એ ઉપરાંત, સમાજના બીજા બધા મનુષ્યો સાથેનો તેનો સંબંધ, સ્વાભાવિક રીતે જ, બને એટલો વધુમાં વધુ સુખભરેલો થશે.

બીજી વાત એ યાદ રાખવાની છે કે, માનવી જીવન અને માનવસમાજ એવાં કોયડારૂપ છે કે, કોઈ પણ વ્યક્તિ વા જાતિમાં કેટલી શક્તિઓ છુપાયેલી પડી છે એનો કોઈ નિર્ણય કરી શકે એમ નથી. પોતાની જાતને અને બાકીની બધી દુનિયાને સૌથી વધુ ઉપયોગી થઈ શકવાને માટે, વ્યક્તિ વા જાતિએ સામાન્ય જીવનમાં પોતાનું સ્થાન શોધી લેવાનું કામ કેળવણી દ્વારા અને જીવનની જુદી જુદી બધી પ્રવૃત્તિઓમાં

તથા સંબંધોમાં મહેનત કરતાં કરતાં અને પ્રયોગો દ્વારા જ સંભવિત બની શકે છે.

આના કરતાં બીજું જો માનીએ તો, જે સ્વતંત્ર સંસ્થાઓના છત્ર તળે આપણું જીવન ચાલે છે અને જેમને જન્માવવામાં સૈકાંઓથી મહેનત અને પ્રયત્ન આપણે ખર્ચ્યાં છે, તે સંસ્થાઓ અને તે સૈકાંની કિંમત નથી, એમ કહેવા જેવું થાય.

૧૦

# યુરોપમાં છોટામોટાનો મેળાપ

સંયુક્ત સંસ્થાનોમાં બધા વર્ગના લોકોનો મેળાપ કરવાથી મને એક પ્રકારનું શિક્ષણ મળ્યું છે. મારે સદ્‌ભાગ્યે, યુરોપના જુદા જુદા વર્ગના લોકોના સંસર્ગમાં આવવાથી મને ઘણું જ્ઞાન મળ્યું છે.

યુરોપના પ્રવાસ દરમિયાન, ઈ. સ. ૧૯૧૦ની આખરમાં, પોલેન્ડની પહેલાંની રાજ્યધાની, ક્રેકો શહેરની મેં મુલાકાત લીધી હતી. સાંજે અમારા નિયત સ્થાને અમે પહોંચ્યા તે અગાઉ આખો દિવસ મુસાફરીમાં ગયો હતો, તેમાં કોઈ પણ અમેરિકન કે અંગ્રેજીમાં વાતચીત કરી જાણનાર અમને મળ્યો નહોતો. પરિણામે, આખાય જીવનમાં કદી પણ નહિ અનુભવેલી એવી એકલતા મને લાગવા માંડી હતી. એથી, બસમાંથી બહાર આવતાં, તરત ઓળખાય એવા અમેરિકન ઉચ્ચારણવાળા, 'મને માફ કરજો, પણ આપ બૂકર ટી વૉશિંગ્ટન તો નહિ?' એવા શબ્દો મારા કાને પડ્યા, ત્યારે મને જરા નવાઈ લાગી.

મેં જવાબ આપ્યો, 'હા, એ હું છું,' અને તેમને જણાવ્યું કે, યુરોપના આવા એક દૂરના ખૂણામાં આવી જાતનો અવાજ સાંભળીને મને ઘણો આનંદ થયો છે. થોડી મિનિટોમાં તો હું એક એવા માણસની સાથે નોટોની અદલબદલમાં

પડી ગયો કે જે, હું જે પ્રદેશ—પશ્ચિમ વર્જીનિયામાંથી આવતો હતો, તે જ પ્રદેશનો એક વખત નિવાસી હતો, એમ એણે મને કહ્યું. મૂળ તો એ પોલેન્ડથી આવ્યો હતો. એક પોલિશ યહૂદી એ હોવો જોઈએ એવો મને શક છે. પૂર્વ અને દક્ષિણ યુરોપના દરેક ભાગમાં એવા પાછા મોકલેલા પરદેશગામી યહૂદીઓ ઘણા જોવામાં આવે છે.

બીજે દિવસે, એક અતિ બુદ્ધિમાન અમેરિકન બાઈનો મને મેળાપ થયો. એ બાઈ મૂળ પોલિશ જાતિની હતી. મારી હોટેલના માલિક, એક પોલિશ ઉમરાવની પત્ની એ નીકળી. એ બાઈએ જ મને, હું ક્રૅકોમાં છું તો, પોલિશ દેશભક્ત 'કોસિયુસ્કો'ની કબરની મુલાકાત લેવાની સલાહ આપી હતી. એ દેશભક્ત વિષે શાળામાં હું શીખ્યો હતો કે, એ એક ક્રાન્તિકારી વીર હતો; જૂની દુનિયામાં પોતાના દેશની સ્વતંત્રતા માટે જ્યારે જરાય આશા ન રહી, ત્યારે નવી દુનિયામાં સ્વતંત્રતાની સ્થાપનામાં સહાય કરવા એ સમુદ્ર પાર ગયો હતો.

સ્વાતંત્ર્ય માટેની લડતની શરૂઆતમાં અમેરિકા માટે કોસિયુસ્કોએ જે કર્યું હતું એની માહિતી હું મારા શાળોપયોગી ઇતિહાસમાં ભણ્યો હતો. પરંતુ, મારી પોતાની જાતિની સ્વતંત્રતા અને કેળવણી માટે, કોસિયુસ્કોએ જે કંઈ કર્યું હતું, એની ખબર તો ક્રૅકોમાં એના વિષે મારું ધ્યાન ખેંચવામાં આવ્યું ત્યારે જ મને પડી.

ઈ. સ. ૧૭૯૭માં આ દેશની બીજી મુલાકાત પછી, કોસિયુસ્કોએ આ દેશમાં આવેલી પોતાની મિલકતનું

વસિયતનામું કરી, તેનો અમુક ભાગ થોમસ જેફર્સનને* એક ન્યાસ તરીકે સોંપીને ઠરાવ્યું હતું કે, હબસી ગુલામોની સ્વતંત્રતા ખરીદવાના કામમાં, તથા વેપાર ઉદ્યોગ અને બીજી રીતે તેમને સહાય કરવામાં, એ ન્યાસનો ઉપયોગ કરવો.

એના મૃત્યુ બાદ નીવાર્ક (ન્યૂ જર્સી) માં હબસીઓ માટે 'કોસિયુસ્કો સ્કૂલ'ના નામે એક શાળા સ્થાપવામાં આવી હતી, અને એના લાભાર્થે ૧૩,૦૦૦ ડૉલર જેટલી રકમ મૂકવામાં આવી હતી.

આ પોલિશ દેશભક્તને ક્રેકોના એક દેવળમાં દાટવામાં આવ્યો છે, જે દેવળ પોલૅન્ડનું 'વેસ્ટ મિન્સ્ટર એબી'× છે. એ દેશના માનવંતા પુરુષોનાં સ્મારકોથી એ દેવળ ભરપૂર છે. એ દેવળની આરસની ફરસબંધી નીચેના ભોંયરામાં 'કોસિયુસ્કો' સૂતેલો છે. એની કબર ઉપર દૃષ્ટિપાત કરતાં હું વિચારવા લાગ્યો કે, છેવટે દુનિયા કેટલી નાની છે. લોકોને એકજૂથ બાંધનારા સમાન હિત-તંતુઓ કેવા વિલક્ષણ રીતે ઓતપ્રોત છે! સ્વદેશથી કેટલેય દૂર, જીવનમાં મેં કદીય આશા નહિ રાખી હોય એટલે દૂર, આ અજાણી ભોમમાં હું ઊભો હતો, અને છતાં હું એક એવા માનવીને માન આપી રહ્યો હતો કે જેણે, સંયુક્ત સંસ્થાનોમાં મારી જાતિના લોકો માટે સૌથી પ્રથમ જ એક સ્થાયી શાળાની સ્થાપના કરી. તેમને ઋણી બનાવ્યા હતા!

કોસિયુસ્કોની કબરની મુલાકાત લીધી ત્યારે મેં, મારી જાતિના વતી, એના ઉપર એક ગુલાબનું ફૂલ ચડાવ્યું.

* અમેરિકાના ત્રીજા પ્રમુખ.

× ઇંગ્લંન્ડનાં રાજારાણી અને મહાન પુરુષોનું કીર્તિમંદિર.

થોડાક દિવસ પછી ટ્રેન અને ગાડા વાટે મેં એક દિવસની મુસાફરી કરી અને પોલેન્ડના દૂરના એક ગ્રામ વિભાગની મુલાકાત લીધી. એ પ્રદેશના જરા વધારે પ્રાથમિક અવસ્થાના ખેડૂતનું જીવન કેવા પ્રકારનું હોય છે એ સંબંધી મારે કંઈક ખ્યાલ મેળવવો હતો. દૂરના ઊંચા પહાડી પ્રદેશમાં આવેલા, ઘાસથી છાઈ દીધેલાં ઝૂંપડાંના એક સમૂહ આગળ અમે થોભ્યા. અંદરથી એમનાં ઝૂંપડાં કેવાં દેખાય છે એ મારે જોવું હતું, તેથી મેં એક ઝૂંપડાનું બારણું ઠેલ્યું અને અંગ્રેજીમાં પૂછપરછ કરી. મેં તો એવી આશા રાખી હતી કે, હું નહિ સમજી શકું એવી એકાદ ભાષામાં મને જવાબ મળશે. પરંતુ એક માણસે જ્યારે ઠીક ઠીક અંગ્રેજીમાં મને જવાબ આપ્યો ત્યારે મને અચંબો થયો. તેણે મને કહ્યું કે, 'મિચિગાન'ના 'ડેટ્રોઇટ'માં તે ઘણા લાંબા સમય સુધી રહ્યો હતો. મારા સંગાથી, ડૉ. રૉબર્ટ ઈ. પાર્ક એ શહેરમાં રહેલા હતા, એટલે તેમણે તરત જ એની સાથે પરિચય હોય તેમ 'કોલિસિન્સ્કિ' ( Kolisinski ) નામના એક બળવાખોર પાદરીની વાત માંડી દીધી. એ શહેરમાં પોલિશ વસાહતનો એ એક આગેવાન હતો.

એ પહેલાં, એક અઠવાડિયા અગાઉ, સિસિલીના એક સૌથી જંગલી વિભાગમાં આવેલી 'કેમ્પો ફ્રેન્કો'ની ગંધકની ખાણોની મેં મુલાકાત લીધી હતી. એ ખાણોના એક સૌથી ઊંડાણના પ્રદેશમાં એક માણસ મને એવો મળી આવ્યો હતો કે જેણે પશ્ચિમ વર્જીનિયામાં ખાણિયા તરીકે કામ કર્યું હતું. વર્ષો અગાઉ, કોલસો ખોદવાનું કામ એ જ વિભાગમાં હું શીખ્યો હતો.

યુરોપમાં બધે મને જે એક અનુભવ થયો એના સૂચક આ કિસ્સાઓ છે. દેશના દૂર દૂરના ભાગોમાં મને એવા લોકો મળશે કે જેમણે અમેરિકા વિષે કદાચ સાંભળ્યું જ નહિ હોય એમ જ્યાં મેં ધારેલું, ત્યાં એવા માણસો મળી આવતા કે જેઓ મારી જ ભાષા બોલતા એટલું જ નહિ, પરંતુ એમનો લગભગ જાણે કે હું દેશભાઈ હોઉં, એમ મારો આદરસત્કાર કરતા. આ બધાથી મને એક પૂર્વે કદી નહિ પડેલી તેવી સમજ પડી કે, યુરોપનું જીવન, તેના પ્રશ્નો અને તેના લોક અમેરિકાને કેટલી ગાઢ નિકટતાથી સ્પર્શે છે અને અસર કરે છે! પરંતુ, તેમાંથી જ એ પણ મારા ધ્યાન ઉપર આવ્યું ને મેં એનો અભ્યાસ કર્યો કે, સામેથી અમેરિકા યુરોપ ઉપર કેવી વિલક્ષણ અને મને નવાઈ પમાડતી અસર ઉપજાવે છે!

એકંદરે મેં યુરોપની ત્રણ મુલાકાતો લીધી છે. કેટલાંક વર્ષ ઉપરની મારી પહેલી મુલાકાત વખતે, એનો કોઈ પણ ચોક્કસ હેતુ મારા મગજમાં નહોતો. પ્રવાસના રાજમાર્ગે હું ગયો હતો, અને ઇંગ્લેન્ડના શિષ્ટ અને અમલદાર વર્ગ જેને હું કહું તે તથા યુરોપના કેટલાક ભાગો મેં જોયા. દાખલા તરીકે, લન્ડનમાં અમેરિકન એલચી, નામ૦ જોસેફ એચ. શોટે મને ખાણું આપ્યું હતું; 'વિન્ડસર કેસલ'ના રાજમહેલમાં મહારાણીના બપોરના નાસ્તાના નોતરાનું માન મને મળ્યું હતું; સંયુક્ત સંસ્થાનોના હાલના અંગ્રેજ એલચી, નામ૦ જેમ્સ બ્રાઇસનો મેં પરિચય કર્યો હતો; અને એ ઉપરાંત હું ઘણા પ્રખ્યાત માણસોને મળી શક્યો હતો. તેમનાં નામથી હું પરિચિત હતો, કેમ કે તેઓ દુનિયાના કાર્યના કોઈ ને કોઈ અગત્યના અંગમાં ભાગ ભજવનારા હતા.

મારી છેવટની મુસાફરી વખતે મેં નિશ્ચય કર્યો હતો કે, મુસાફરીના ધોરી માર્ગનો બની શકે એટલો મારે ત્યાગ કરવો, અને જેમનું જીવન નથી શિષ્ટ કે નથી સુંદર કે આકર્ષક એવા પ્રમાણમાં ગરીબ લોકોની સ્થિતિનો કંઈક ખ્યાલ મેળવવો. મારી આ મુસાફરીનો હેતુ, રાજકીય અને સામાજિક બાબતોમાં લગભગ સમાન સ્થિતિએ મુકાયેલી એવી, યુરોપ તથા મારા પોતાના દેશની આમ-જનતાની હાલત બની શકે એટલી સરખાવી જોવાનો હતો. હું માનતો હતો કે, યુરોપની આમ-જનતા જે મુશ્કેલીઓમાં અને બોજાઓ તળે રહે છે અને કામ કરે છે, એ જો અમેરિકાના હબસીઓ જાણે, તો તેઓને માલૂમ પડશે કે, એમની સ્થિતિ, ઘણી વાર તેમને મનાવવામાં આવે છે તેવી નિરાશ થવા જેવી જરાયે નથી.

યુરોપના તળેના થરના લોકોની સ્થિતિનો પરિચય મેળવવાની મારી ઇચ્છાનું એક બીજું પણ કારણ હતું. કેટલાંય વર્ષોથી મારી ખાતરી થયેલી છે કે, યુરોપના જુદા જુદા ભાગોમાં ગરીબ વર્ગના લોકો માટે જે કામ કરવામાં આવતું હતું તેની, અને દક્ષિણની હબસી આમ-જનતા માટે ટસ્કેજીમાં હું જે કાર્ય કરી રહ્યો છું એની વચ્ચે, એક ઘણો જ ગાઢ સંબંધ રહેલો છે. દક્ષિણના હબસીનો ઇતિહાસ અને યુરોપના ગોરાનો ઇતિહાસ એ બેમાં ઘણો જ તફાવત છે. છતાં મારી ખાતરી હતી કે, બેઉના જીવનમાં સમાન એવા ઘણા મુદ્દાઓ છે. એક બાજુ હબસી કાળી પ્રજા છે, જે ગુલામીમાંથી સ્વાતંત્ર્ય મેળવવા મથે છે. બીજી બાજુ ગોરો છે, જે પ્રમાણમાં જરા નરમ પ્રકારની પરાધીનતા અને ગુલામીમાંથી ઊંચે ચડી રાજકીય અને આર્થિક આઝાદીને સ્થાને પહોંચવા

મથે છે. અને બેઉએ આ લાંબી સફર કરવા માટે, એકમાં આખી પ્રજાએ અને બીજામાં એક વર્ગે, સાધન વાપર્યું છે તે ઘણે અંશે એક છે.

પણ એ જવા દો. આ લોકમાં એમને જ કારણે મને રસ હતો. જે વ્યક્તિ વા જાતિ ગુલામીમાંથી બહાર આવી છે તેને, જે વ્યક્તિ વા જાતિએ એ જ સફર વા એનો અંશ કર્યો હોય, તેનામાં એક વિલક્ષણ જાતનો રસ કે સહાનુભૂતિ થયા વગર રહેતાં જ નથી.

ઉનાળામાં છેવટના ભાગમાં હું લંડન પહોંચ્યો હતો. એ સમયે શિષ્ટ ગણાતા બધા લોકો, બધા પ્રખ્યાત અને પૈસાદાર લોકો, રજાઓ ગાળવા દુનિયાના બીજા ભાગોમાં જતા રહ્યા હતા. આ લોકો પૂરતું તો, લંડન શહેર ઉનાળામાં બંધ કરી દીધેલા, શિયાળાના નિવાસસ્થાન સમાન જ હતું! પરંતુ બાકીના સાઠ લાખ મનુષ્યો, કે જેમનો પરિચય આ પ્રવાસ દરમિયાન મેળવવાનું મેં ઠરાવ્યું હતું, તેઓ તો ત્યાં જ હતા.

એક યા બીજી રીતે, મેં ગરીબ વર્ગોનું જીવન સારી પેઠે જોયું, ખાસ કરીને 'ઇસ્ટ લંડન' કહેવાતા વિશાળ ભાગના ગરીબોનું. લંડનનો આ ભાગ લગભગ ગરીબ અને મજૂર વસ્તીથી ભરેલો છે. રાતે હું રખડવા નીકળતો, અને શહેરના અંધારામાં અંધારા ખૂણા ખોળીને હું ખૂંદી વળતો. એક રાત્રે ટેમ્સ નદીના બંધ ઉપર, દિવસ દરમિયાન નદીના કિનારે આમતેમ ભટકે અને રાત્રે ફરસબંધી ઉપર સૂઈ જાય એવાં, એ મહાન શહેરનાં કેટલાંય દુ:ખી, સમાજનાં દવલાં કે બહિષ્કૃત જેવાં માણસો સાથે મેં વાતચીત કરી. બીજે એક સમયે,

મેં દારૂની દુકાનો તથા હોટેલોની મુલાકાત લીધી. ગરીબ વર્ગનાં સ્ત્રીપુરુષો ત્યાં રાત્રે દારૂ પીવા એકઠાં થાય છે અને ગામગપાટા હાંકે છે. શહેરના વધારે ગરીબ વર્ગના કેટલાક લત્તાઓમાં આવેલી પોલીસ કચેરીઓમાં હું ફર્યો. ઘણા કમનસીબ માણસો નિષ્ફળ નીવડી, પોલીસના હાથમાં કોઈ ને કોઈ રીતે સપડાઈ જાય છે, તેમના પ્રત્યે લંડનની પોલીસ કચેરીઓ કેવી રીતે વર્તે છે એ જોવાની તક મને ત્યાં મળી.

ઑસ્ટ્રિયા, ઇટલી અને ડેન્માર્કના કૃષિ-પ્રદેશોના ખેડૂતોનો પરિચય કરી લેવામાં મારા સમયનો બને એટલો મોટો ભાગ મારે કાઢવો, એવી મેં યોજના કરી હતી.

લંડન શહેરના મજૂરોની સ્થિતિનો વિચાર કરતાં જ, ઉપર જણાવેલા દેશોના ગ્રામવિભાગના ખેડૂતોની સ્થિતિનો મને કેટલેક અંશે ખ્યાલ આવે છે. કેમ કે લંડન શહેર વસ્તીની બાબતમાં દુનિયામાં સૌથી મોટું શહેર છે; અને ઇંગ્લંડની આમ-જનતા ખેતીથી તદ્દન વિમુખ બની ગઈ છે. ઑસ્ટ્રિયા, ઇટલી અને ડેન્માર્ક એ કૃષિપ્રધાન દેશ છે. એક રશિયાને બાદ કરતાં, આ દેશોના લોકો બીજા કોઈ પણ દેશના લોકો કરતાં ખેતી ઉપર વધારે અવલંબે છે.

યુરોપના જે જુદા જુદા દેશોની મેં મુલાકાત લીધી હતી એ બધા દેશોની આમ-જનતાની સ્થિતિનું વિગતવાર વર્ણન કરવું એ મારે માટે અશક્ય છે. હું ધારું છું કે સામાન્ય રીતે, ખેતી ઉપર અવલંબનો વર્ગ પ્રજામાં હમેશાં સૌથી પછાત રહે છે. એના તરફ સૌથી વધારે બેદરકારી પણ રખાય છે. છેક આજ સુધી, આ વર્ગના લોકોને, શહેરમાંના એમના જેવા વર્ગના લોકો કરતાં, શિક્ષણ મેળવવાની ઘણી

ઓછી તક મળી છે. જમીન ખેડનાર લોકો પોતાની જમીનની માલકી જ્યાં મેળવી શક્યા નથી, — દાખલા તરીકે, ઓસ્ટ્રિયા-હંગરી અને ખાસ કરીને દક્ષિણ ઇટલીમાં — ત્યાંના ખેડૂતોની સ્થિતિ, વત્તેઓછે અંશે, જમીનદારોના હારી કે ગુલામો જેવી જ રહી છે. આવી સ્થિતિ જ્યાં પ્રવર્તી છે ત્યાં તો, ખાસ કરીને, ખેડૂતોને શિક્ષણની ઘણી ઓછી તક મળી છે. દક્ષિણ ઇટલીમાં ખેડુ પ્રજાને નથી જમીન કે નથી શાળાઓ. ત્યાં આગળ તેમની સ્થિતિ લગભગ ગુલામ જેવી જ રહી છે. એથી ઊલટું, ડેન્માર્કમાં ખેડૂતોનો મોટો ભાગ સ્વતંત્ર જમીન-દારોનો જ બનેલો છે. ત્યાં ખેતીનો સંપૂર્ણ વિકાસ થયો છે એટલું જ નહિ, પરંતુ દેશના રાજકીય જીવન ઉપર ખેડૂતો વર્ચસ્વ પણ ધરાવે છે.

ઇંગ્લંડ એ રાજકીય સ્વાતંત્ર્યનું નિવાસસ્થાન છે. ત્યાંની જમીનનો મોટો ભાગ સરખામણીમાં અલ્પ સંખ્યાના જમીન-દારોના હાથમાં છે, છતાં બીજા અંગ્રેજ પ્રજાજનના જેટલા બધા રાજકીય વિશિષ્ટ હક્ક ત્યાંના મજૂરો ધરાવે છે. બીજી બાજુએ, શહેરોના મજૂરોના મોટા ભાગે પોતાનું આર્થિક સ્વાતંત્ર્ય વધાર્યું નથી. વસ્તુતઃ અંગ્રેજી શહેરનો મજૂર પોતાના મૂડીવાળા શેઠનો મોટા પ્રમાણમાં આશ્રિત હોય એમ લાગે છે. મેં મુલાકાત લીધેલા બીજા કોઈ પણ દેશ કરતાં ઇંગ્લંડની બાબતમાં આ વાત વધારે સાચી છે.

એક બનાવથી આ હકીકત મારા મન પર સજ્જડ ચોંટી; તે બનાવ મને યાદ આવે છે. ઇંગ્લંડમાં હું જે સમયે રહ્યો હતો ત્યારની આ વાત છે. એક દિવસ મેં એક માણસને પોતાના ગજવામાં હાથ નાંખીને, મહોલ્લામાં શૂન્ય દૃષ્ટિ નાંખતો

ઊભેલો જોયો. આવી જાતના બેકાર મજૂરો લંડનમાં ખૂબ પ્રમાણમાં જોવામાં આવે છે. એને મેં પૂછ્યું કે, વર્ષના આ દિવસો દરમિયાન કામ ખૂબ પ્રમાણમાં મળે છે કે કેમ.

તેણે જવાબ આપ્યો, 'ના, શહેરમાંથી એટલા બધા લોકો બહાર ગયા છે કે કંઈ પણ કામ મેળવવું મુશ્કેલ છે.'

આ માણસ બંદરની એક ગોદીમાં કામ કરનાર મજૂર હોય એમ મને લાગ્યું. હું ધારું છું કે હું એને કોઈક સ્થળે મળ્યો હતો — કદાચ 'ઇસ્ટ એન્ડ'માં 'માઇલ એન્ડ રોડ' ઉપર કે એની નજીકમાં કંઈક હશે. એ ભાગ લગભગ દસ લાખ કરતાં પણ વધારે મજૂરોના વસવાટનું કેન્દ્ર છે. લંડન જેવા મહાન શહેરમાંથી થોડાક સો કે થોડાક હજાર માણસો ગેરહાજર રહે, એથી શો તફાવત પડી જાય એ મારા સમજવામાં આવી શકતું નથી, એમ પણ મેં એને જણાવ્યું. એણે જવાબ આપ્યો, 'સાહેબ, બહુ ફેર પડી જાય છે. તેઓ જતા રહે છે ત્યારે બધું બંધ પડી જતું હોય એમ લાગે છે.'

આ માણસ ખરેખર એક ફાલતુ મજૂર જ હતો. હરીફાઈના પરિણામે નિયમિત કામધંધો એને કદાચ મળતો નહિ હોય. એવા અસંખ્ય મજૂરોનો ઇંગ્લન્ડમાં રાફડો ફાટેલો હોય છે. ત્યાંના વ્યવસ્થાતંત્રનું જ આ એક ફળ છે એમ લાગે છે.

એક અઠવાડિયા કે દસેક દિવસ પછી, સ્કૉટલૅન્ડના ઉચ્ચ પ્રદેશમાં આવેલા 'સ્કિબો કેસલ'માં લૉર્ડ જોન મોર્લીનો મને મેળાપ થયો. એ વખતે તેઓ હિન્દી પ્રધાન હતા. જે સમય દરમિયાન હું એમની સાથે હતો, તે સમયે

મજૂરોની સ્થિતિ સંબંધીનો પ્રશ્ન અમે વાતચીતમાં ઘણી વખત ચર્ચ્યો હતો, અને મજૂરોની જે સ્થિતિનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે એ સ્થિતિ સંબંધી મેં તેમને કંઈક જણાવ્યું હતું. મને યાદ છે કે, કેટલાક વખત સુધી કંઈ પણ ટીકા કર્યા સિવાય, લોર્ડ મોર્લીએ એ ચર્ચા સાંભળ્યા કરી. ત્યાર પછી તેમણે નિશ્ચયપૂર્વક જણાવ્યું કે, 'આ બધું કહેવામાં આવ્યું છે છતાં, એના ઇતિહાસમાં કદી પણ નહિ ભોગવી હોય એવી સરસ સ્થિતિ આજનો અંગ્રેજ મજૂર ભોગવે છે, એવો મારો અભિપ્રાય છે.' એમના એ કથનથી મારી ઉપર વધારે અસર થઈ, કેમ કે એ કથન કરનાર દુનિયાની એક સુવિખ્યાત વ્યક્તિ હતી. તેઓ એક વિદ્વાન અને લેખક તરીકે સારી પ્રતિષ્ઠા ધરાવતા હતા. વળી, ઇંગ્લન્ડના એક સૌથી વધારે પ્રજાસત્તાક રાજ્યતંત્રના તેઓ એક સભ્ય પણ હતા. એ રાજ્યતંત્રે મજૂરોની જીવનદશા સુધારવાનો સૌથી વધારે પ્રયત્ન કર્યો હતો.

લંડનના ગરીબ વર્ગનો મને જે અનુભવ થયો એ ઉપરથી મને આ વાત પહેલાં કદી નહિ સમજાઈ હોય એવી રીતે સમજાઈ ગઈ છે: અમેરિકાના અને વિશેષતઃ દક્ષિણના હબસીને આજે પક્ષપાત અને અન્યાય સહન કરવાં પડે છે, છતાં એ હજુ પણ જમીન મેળવી શકે છે અને ઈશ્વરે બક્ષેલી ખુલ્લી જમીનમાં સાદી અને કુદરતી વસ્તુઓના સાન્નિધ્યમાં જીવન ગુજારી શકે છે. એની તુલનામાં, ઇંગ્લન્ડનાં શહેરોમાં ખીચોખીચ વસ્તી હોય છે. હજારો માણસો ત્યાં વસ્તુતઃ માંડ માંડ પૂરું કરી શકે છે. કેટલાંક વર્ષો અગાઉ નિરીક્ષણ કરી ગણતરી કરવામાં આવી છે એ પ્રમાણે, ત્યાંની વસ્તીના

દસમા ભાગ જેટલા લોકોને ગરીબાઈમાં, તદ્દન નિરાધાર સ્થિતિમાં, દિવસો ગુજારવા પડે છે.

હાલમાં, લંડન શહેર સાથે સહકાર સાધી, રાષ્ટ્રીય સરકાર બગીચાઓ બનાવવામાં, જાહેર ગુસલખાનાં બંધાવવામાં, શહેરના ગરીબ લત્તાઓમાં ગરીબો માટે નમૂનેદાર મકાનો બાંધવામાં, પુષ્કળ ધન ખર્ચે છે. આ બધા કરતાં બીજી સારી વાત તો એ છે કે, શહેરની બહાર ઉપનગરની કેટલીક ખુલ્લી જગ્યામાં તેઓએ સુંદર ઉદ્યાન-નગરો બાંધવા માંડ્યાં છે. એ નગરોમાં નમૂનેદાર મકાનોની હારોની હારો બંધાય છે; દરેક મકાનની આગળ પોતાનો એક નાનો બગીચો હોય છે; અર્વાચીન વિજ્ઞાન અને શોધખોળો તંદુરસ્તી અને સુખ-સગવડ માટે જે સાધનો અર્પી શકે છે એ સર્વ સાધનો એ મકાનોમાં પૂરાં પાડવામાં આવ્યાં છે. આ સુધારણાને પરિણામે હજારો મજૂરોને દર વર્ષે શહેરમાંથી ત્યાં ખસેડવામાં આવે છે. હદ કરતાં પણ વધારે ગીચ વસ્તીવાળા, શહેરના અંધારિયા, ગમગીની ઉત્પન્ન કરે એવા અને રોગોત્પાદક ભાગોમાંથી તેઓ ખુલ્લી સ્વતંત્ર જગ્યામાં જાય છે, અને ખુલ્લી હવા તથા સૂર્યપ્રકાશની ઈશ્વરી બક્ષિસોના સંસર્ગમાં આવવાની તક મેળવે છે.

મારે કબૂલ કરવું જોઈએ કે, ગરીબ કામદાર વર્ગની સ્થિતિ સુધારી એમની ઉન્નતિ કરવા સરકાર તેમ જ લંડનના ઉદાર સદ્‌ગૃહસ્થોએ તન મન ધન ખર્ચીને જે પ્રયત્ન કર્યો છે, તે જોઈને મને ઘણું જ આશ્ચર્ય થયું છે. લંડનના ગરીબ લોકોનાં શિક્ષણ તથા ઉન્નતિ માટે ખર્ચવામાં આવેલ તન મન ધન પૈકી દસમો ભાગ પણ અમેરિકાના હબસીઓ માટે ખર્ચવામાં

આવે, તો આપણા દેશના જાતિવિષયક પ્રશ્નનું ઘણું કરીને નિરાકરણ થઈ જાય, એવી મારી ખાતરી થઈ છે.

લંડન શહેરની મુલાકાત લીધા પછી, મેં કહ્યું છે તેમ, હું ઑસ્ટ્રિયા ગયો અને બોહીમિયાના પ્રેગ શહેરમાં કેટલુંક રહ્યો; વિયેના (ઑસ્ટ્રિયા) અને (હંગરીના) બુડાપેસ્ટમાં પણ રહ્યો. ત્યાં હતો એ દરમ્યાન ત્યાંના ગ્રામવિભાગોમાં જવાની મને ઘણી તકો મળી હતી. ત્યાંના ખેડૂત વર્ગની સ્થિતિનો પણ મેં ખ્યાલ મેળવી લીધો. ત્યાંથી હું સિસિલી ગયો. પાલેર્મો (Palermo) પ્રદેશના નાના ખેડૂતોની સ્થિતિ વિષે પણ મેં કંઈક જાણી લીધું. અંદરના ભાગમાં, પહાડી પ્રદેશમાં, કેમ્પો ફ્રેન્કોમાં આવેલી ગંધકની ખાણોની મેં મુલાકાત લીધી. કેટેનિયામાં મેં કેટલાક દિવસો ગાળ્યા. દ્રાક્ષનો પાક જોયો, અને ખુલ્લા પગે માણસો, બાઇબલમાં વાંચેલું તેવી રીતે, દ્રાક્ષ ખૂંદીને દારૂ બનાવતા હતા, એ જોઈ ત્યાંથી હું પાછો ફર્યો, અને ઑસ્ટ્રિયન પોલેન્ડમાં કેટલાક દિવસો પસાર કરી મીઠાની ખાણોની મુલાકાત લીધી. બહાર જઈ ક્રેકોની આજુબાજુના ગ્રામવિભાગોમાં આવેલાં નાનાં શહેરોના લોકોની સ્થિતિ જોઈ. સરહદ ઓળંગી રશિયન પોલેન્ડમાં દાખલ થયો અને એક રશિયન ગામડાની મુલાકાત લીધી. ત્યાંથી હું કોપનહેગન ગયો, અને એ નાના રાજ્યમાં ખેડૂતોનું વ્યવસ્થિત સંગઠન કરી એમનો વિકાસ કરવાનું જે અદ્ભુત કામ પાર પાડવામાં આવ્યું છે એનો નવેસર પરિચય કર્યો.

પરદેશની સફર દરમ્યાન મેં જે કંઈ જોયું અને હું જે કંઈ શીખ્યો એનો વિચાર કરતાં મને લાગ્યું કે, યુરોપના જે બધા ભાગોમાં લોકો સૌથી પછાત છે ત્યાં એક મહાન, શાંત

ક્રાંતિનાં ચિહ્નો બહુ જ સ્પષ્ટ રીતે નજરે પડે છે. દક્ષિણ ઇટલી અને સિસિલીને કદાચ બાદ કરીએ તો, દરેક ઠેકાણે મને એમ દેખાતું લાગ્યું કે, નીચલા થરના લોકો ઊંચે ચડવા મથી રહ્યા છે અને એમ કરવામાં સંસ્કૃતિની કક્ષા પણ ઉચ્ચ બનાવે છે.

આ ક્રાન્તિ ઘણે ભાગે, સંયુક્ત સંસ્થાનોની અસર પડવાથી, સીધી વા આડકતરી રીતે નીપજી છે. દાખલા તરીકે, સંયુક્ત સંસ્થાનોના મધ્ય ભાગોનાં અનાજનાં મોટાં ખેતરો (વેપાર માટે) ખુલ્લાં મુકાયાં છે. તેને પરિણામે યુરોપનાં જે બજારોમાં એ માલ જવા લાગ્યો ત્યાં હરીફાઈ થવા લાગી. એને લીધે યુરોપની ખેતીની આખી વ્યવસ્થા તૂટી. અમેરિકાની ખેતીની પેદાશ સાથેની આ હરીફાઈને લીધે જ ઓસ્ટ્રિયા, હંગરી અને દક્ષિણ ઇટલીમાંથી ઘણા લોકો અમેરિકામાં આવી વસવા લાગ્યા. મને માલૂમ પડયું કે દક્ષિણ યુરોપમાં જ્યાં ખેડૂતની સ્થિતિ ખાસ કરીને ખરાબ હતી, ત્યાંથી અમેરિકામાં આવી વસનારની સંખ્યા ખાસ મોટી હતી અને વધતી જતી હતી. એથી ઊલટું, ડેન્માર્કમાં ખેડૂતોની નાજુક સ્થિતિનો અંત આણવામાં આવ્યો હતો. બુદ્ધિપૂર્વક, સખત મહેનત કરી, ખેતીની પદ્ધતિમાં સુધારો કરવાથી ત્યાંના ખેડૂતો અમેરિકા આવતા લગભગ બંધ થઈ ગયા છે.

એની બીજી અસર એક એ થઈ છે કે, ખેડૂતોની સ્થિતિ સુધરે એવી ખેતીની પુનર્રચના કરવામાં આવી છે. ઘણા દેશોમાં જમીનના મોટા લાટોના ભાગ પાડી નાંખી, નાના નાના ટુકડાઓની માલકી નાના નાના ખેડૂતોને આપી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગ્રામશાળાઓની સ્થિતિમાં સામાન્ય સુધારણા ઘણી થઈ છે. યુરોપનાં રાજ્યોને જ્યારે માલૂમ

પડયું કે, ગ્રામવિભાગની જનતા એમનાં કુદરતી સાધનો માટે ઘણી અગત્ય ધરાવે છે, ત્યારે તેમને શિક્ષણ આપવા તથા તેમના તરફ રખાયેલી બેદરકારી દૂર કરવા તેમણે વ્યાવહારિક પગલાં લેવાં શરૂ કર્યાં છે.

નીચલા થરના લોકો ઉપર જુલમ ગુજારીને તથા તેમને અજ્ઞાન રાખીને, એના ઉપર જૂની સંસ્કૃતિનું ચણતર ચણવામાં આવ્યું હતું, એમ મને માલૂમ પડયું હતું. ઘણા માણસોનું અહિત કરી થોડા માણસોનું હિત સધાયું હતું. એથી ઊલટું, હાલના સમયમાં જ્યાં જ્યાં કોઈ દેશો ફતેહ મેળવે છે અને પ્રગતિ સાધે છે, ત્યાં ત્યાં જોતાં જણાય છે કે, આમ-જનતા ઉપર જુલમ ગુજારી, તેમને દબાવી રાખવાથી એ કામ પાર પડયું નથી, પણ તેમને વધારે બુદ્ધિશાળી, વધારે સ્વતંત્ર, વધારે વિચાર કરવાની શક્તિ ધરાવતા અને પોતાની કાળજી લેતા કરવાનો પ્રયત્ન કરવાથી એ બન્યું છે.

પહેલું તો એ કે, અમેરિકા સાથેની હરીફાઈને લીધે જ આ પરિણામ આવ્યું હતું. બીજું કારણ એ હતું કે, અમેરિકન જીવન સાથે આમ-જનતાનો સંસર્ગ થયો હતો. દક્ષિણ યુરોપમાં મને ઘણા લોકો એવા મળ્યા હતા કે જેઓ અમેરિકા જઈ આવેલા હતા. અમેરિકામાં સામાન્ય મજૂરી કરી તેઓ ઘણી વખત તો પૈસા કમાયા હતા અને પાછા ફરી મિલકત ખરીદી એને સુધારી હતી. અમેરિકા જઈ વસવાથી, હંગરી, પોલેન્ડ અને દક્ષિણ ઇટલીમાં નાની મિલકત ધરાવનારાઓની સંખ્યામાં મોટો વધારો થઈ ગયો છે. કેટલીક વખત તો પૈસા, પણ હમેશાં નવા વિચારો અને મહત્ત્વાકાંક્ષાઓ લઈને તેઓ પાછા ફરતા. પહેલાં જે પગાર તેઓ લેતા,

એ પગારે કામ કરવાની તેઓ ના પાડતા. પરિણામ એ આવ્યું કે, ઇટલી અને દક્ષિણ યુરોપના બીજા ભાગોમાં, બન્ને ઠેકાણે, ખેતીની મજૂરીના ભાવ ખૂબ વધી ગયા છે.

બીજી બાજુએ, ખેતીમાં યંત્રોનો ઉપયોગ વધારે કરવાની અને ખેતીની પદ્ધતિઓ વધારે બુદ્ધિપુરઃસર અને ઉત્કટ બનાવવાની ફરજ પડી. પરંતુ, કેટલાકે માનેલું તેમ, દેશમાંથી લોકોના બહાર જવાથી કોઈ પણ ઠેકાણે, દેશના વિકાસ અટક્યો એવી અસર મને ન જણાઈ. ખાસ કરીને દક્ષિણ યુરોપના ગ્રામવિસ્તારના મજૂરોને મન, અમેરિકાની મુસાફરી એક ઉચ્ચ પ્રકારની કેળવણીરૂપ બનેલી છે; એનાથી એ વધારે સારું અને સંગીન કામ કરવાનું શીખ્યો છે એટલું જ નહિ, પણ એનામાં આત્મશ્રદ્ધા વધી છે તથા પોતાનું અને પોતાનાં બાળકોનું ભાવિ વધારે સારું થશે, એવી આશા અને માન્યતા ધરાવવાનું પણ એ શીખ્યો છે. આ રીતે યુરોપમાં, મેં ઉલ્લેખ કર્યા પ્રમાણે, શાન્ત રીતે એક ક્રાન્તિ થઈ છે.

હવે આ હકીકત ઉપરથી જો કંઈ શીખી શકાય એવું હોય, તો તે મને આ લાગે છે: માનવ જીવનવ્યવહારમાં બળને સ્થાને હાલમાં શિક્ષણનો વધારે ને વધારે ઉપયોગ થવો જોઈએ. દુનિયા પલટાતી જાય છે. મોટામાં મોટા લશ્કરવાળી પ્રજા, સૌથી વધારે સંહાર કરી શકનાર પ્રજા બધીમાં મહાન નથી; પરંતુ મહાન પ્રજા તો એ છે કે, જેના મજૂરો વધારે કાર્યસાધક છે, જેની પાસે સૌથી વધારે ઉત્પાદક યંત્રો છે, અને જે સૌથી વધુ ઉત્પન્ન કરી શકે છે.

પણ જો મજૂરીને કાર્યસાધક બનાવવી હોય તો મજૂરોને તાલીમ આપવી જોઈએ, તેમ જ તેમને સ્વતંત્ર પણ બનાવવા

જોઈએ. આજે તો સૈનિક કરતાં શાળાનો શિક્ષક રાજ્યને વધારે ઉપયોગી છે. ઉચ્ચ કક્ષાના દરેક મુત્સદ્દીનો હેતુ એ હોવો જોઈએ કે સૈન્યને નહિ પણ શાળાને વધુ સારી બનાવવાની છે.

યુરોપના મારા છેલ્લા પ્રવાસે નીકળતાં મારો એવો નિશ્ચય હતો કે, નીચલા થરના મનુષ્યોનો મારે પરિચય કરી લેવો, અને હું ત્યાં હતો ત્યારે મેં એ જ કામ મુખ્યત્વે કર્યું હતું; છતાં સૌથી ઉપરના થરના મનુષ્યોનો પણ પ્રસંગોપાત્ત મેં કંઈક પરિચય કર્યો હતો. ખરું જોતાં, યુરોપમાં ગાળેલા મારા સમયનો સૌથી આનંદપ્રદ અને લાભકારી ભાગ મેં એવા લોકોની જોડે વાતચીતમાં ગાળ્યો, કે જે લોકો અમેરિકામાં મારા જાતભાઈઓ માટે જે કામ હું કરતો હતો, તેની સાથે સંબંધ રાખતી કોઈ પણ જાહેર સેવામાં પ્રત્યક્ષ ભાગ લેતા હોય કે તેમાં રસ લેતા હોય.

દાખલા તરીકે, જેકબ રીસ નામના એક મારા મિત્ર દ્વારા વી. કેવ્લિંગ નામના, ડેન્માર્કના 'ધી પોલિટિકેન' કરીને એક સૌથી અગત્યના પત્રના અધિપતિનું મેં ઓળખાણ કર્યું હતું. મોટે ભાગે એમને લીધે જ, હું જે ટૂંક સમય દરમિયાન ત્યાં રહ્યો તે વખતે, એ દેશના લોકોના જીવન સંબંધે તથા પોતાના ગ્રામવિભાગના લાભાર્થે એમણે જે પ્રખ્યાત શાળાઓ સ્થાપી હતી એ સંબંધે જોઈ અને જાણી શક્યો હતો. જ્યારે હું કોપનહેગનમાં હતો ત્યારે અમેરિકન એલચી મિ. મોરિસ એફ. એગને ડેન્માર્કનાં રાજારાણી આગળ મારું ઓળખાણ આપ્યું હતું. જ્યારે મેં જાણ્યું કે, તેઓ બન્ને જણ ટસ્કેજીમાં અમે જે કામ કરીએ છીએ એની સંપૂર્ણ માહિતી ધરાવતાં

હતાં, ત્યારે મને આશ્ચર્ય થયું. તેઓ મારી સાથે વાતચીત કરવા ઇંતેજાર માલૂમ પડ્યાં. ડેનિશ વેસ્ટ ઇંડિઝ ટાપુઓમાં આફ્રિકન વંશના ૩૦,૦૦૦ જેટલા હબસીઓ વસતા હતા, તેમને માટે અમારા જેવું જ કાર્ય શકય છે કે કેમ, એ સંબંધી તેઓ જાણવા આતુર હતાં. રાણી સાહેબે તો મને કહ્યું કે, 'અપ ફ્રૉમ સ્લેવરી' (ગુલામીમાંથી આત્મોદ્ધાર) એ નામનું મારું પુસ્તક એમણે વાચ્યું હતું એટલું જ નહિ, પરંતુ મેં તાજેતરમાં જ પૂરું કરેલું 'ધી સ્ટોરી ઑફ ધી નિગ્રો' (ગુલામની વાત) નામનું પુસ્તક પણ તેમણે વાંચ્યું હતું. સૌથી વધારે અજાયબી તો મને એ લાગી કે, મને મળેલા ઘણા અમેરિકનો અમેરિકાના હબસીઓની વાસ્તવિક સ્થિતિ અને પ્રગતિ સંબંધી જેટલી માહિતી ધરાવતા હતા, એના કરતાં વધારે માહિતી ડેન્માર્કનાં રાજારાણી ધરાવતાં હતાં!

એક બીજે સમયે મિ. ઍન્ડ્રુ કાર્નેગીના સ્કૉટલેન્ડમાંના એમના ગ્રીષ્મ-ભુવનમાં મહેમાન બન્યો હતો. 'સ્કિબો કૅસલ'માં મેં ત્રણ દિવસ અપૂર્વ આનંદ અને આરામમાં પસાર કર્યા હતા. સ્કિબો ગામ સ્કૉટલૅન્ડના સૌથી ઉત્તર વિભાગના એક સૌથી વધારે જંગલોવાળા પ્રદેશમાં અને દુનિયાથી ખૂબ દૂર પડી ગયેલું છે. છતાં મેં જોયેલાં બધાં સ્થાનોમાં, એ સ્થાનનો મને અનુભવ એવો થયો કે, હું જાણે તે સ્થાનમાં આવીને જગતની બરાબરીની વધારે નજીક આવ્યો હોઉં!

'સ્કિબો કૅસલ'માં સૌ લોક પહોંચે છે, અને જગતના કલ્યાણ કે પ્રગતિમાં જેમને કાંઈ કે કીમતી ફાળો આપવાનો છે, તેઓને ત્યાં આવકાર મળે છે એ ઉઘાડું છે.

સ્વાભાવિક રીતે જ એ પ્રકારના મહેમાનો ઘણા વિષયો ઉપર વાતચીત કરી, વિશાળ દૃષ્ટિબિન્દુથી ચર્ચાઓ કરતા. જે મનુષ્યો પ્રત્યક્ષ અનુભવથી દુનિયાના કેટલાક મહાન પ્રશ્નોનું નિકટ જ્ઞાન ધરાવતા હતા, તે મનુષ્યોને એ પ્રશ્નોની ચર્ચા કરતા સાંભળવાની મને ત્રણ દિવસ સુધી તક મળી હતી. 'સ્કિબો કેસલ'માં જે સમયે મને લોર્ડ જોન મોર્લીનો મેળાપ થયો હતો તે સમયે હિન્દી પ્રધાન તરીકે તેઓ ચાલુ જ હતા. હિન્દુસ્તાનમાં અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે વાસ્તવિક રીતે કેવા પ્રકારનો સંબંધ અસ્તિત્વ ધરાવતો હતો, એનો ચોક્કસ ખ્યાલ મને વર્તમાનપત્રો ઉપરથી આવ્યો નહોતો. અને એ મૂંઝવે એવા ગૂંચવણિયા પ્રશ્ન ઉપર લોર્ડ મોર્લીએ જે ટીકા કરી એ સાંભળીને મને ઘણો આનંદ થયો. એમણે એ બાબત વિષે જે કંઈ કહ્યું તે ખાસ વધારે રસપ્રદ તો એ કારણે થઈ પડ્યું હતું કે, પૂર્વ અને પશ્ચિમની દુનિયામાં— હિન્દુસ્તાનના હિન્દીઓ અને સંયુક્ત સંસ્થાનોના હબસીઓમાં જાતિઓની ભિન્નતાના પ્રશ્ન વચ્ચે તેઓ સામ્ય બતાવી શક્યા.

દક્ષિણ યુરોપમાંથી પાછા ફર્યા પછી મેં લંડન શહેરમાં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં. 'એન્ટી-સ્લેવરી એન્ડ એબોરિજિન્સ પ્રોટેકશન સોસાયટી'ના આશરા નીચે એક સભા રાખવામાં આવી અને બીજી સભા 'નેશનલ લિબરલ કલબ'ના આશરા નીચે હતી. આ સભાઓમાં એવા લોકોને રૂબરૂમાં મળવાની મને તક મળી, કે જેમણે ધર્મોપદેશકો, લેખકો કે સરકારી નોકરો તરીકે, દુનિયાના મેં નહિ જોયેલા ભાગોમાં મારી જાતિના લોકોના કલ્યાણ અને ઉદ્ધાર માટે આફ્રિકામાં અને સ્વદેશમાં બન્ને ઠેકાણે મહેનત કરી હતી.

દૃષ્ટાન્ત તરીકે, 'ઍન્ટી-સ્લેવરી ઍન્ડ એબોરિજિન્સ પ્રોટેક્શન સોસાયટી'ના આશરા નીચે મારા માનમાં ગોઠવેલા એક નાસ્તાના સમારંભમાં સર ટી. ફોલવેલ બક્સ્ટન પ્રમુખ હતા. ગુલામી નાબૂદ કરવાના મતના એક પ્રખ્યાત મુત્સદ્દી, કે જેણે બ્રિટિશ વેસ્ટ ઇંડીઝમાં ગુલામોને નાબૂદ કરવા ખૂબ કામ કર્યું હતું, તેના તેઓ પૌત્ર થાય.

એવું બન્યું કે, ઇંગ્લંડ અને અમેરિકામાં શરૂઆતથી તે આજ સુધી હબસીઓના મિત્ર તરીકે કામ કરનાર, 'ધી સોસાયટી ઑફ ફ્રેન્ડ્ઝ' નામની સંસ્થાની વાર્ષિક સભા એ સમયે ચાલતી હતી, અને એ ધર્મસંસ્થાના ઘણા સભ્યો, જે દિવસે મેં વ્યાખ્યાન આપ્યું હતું, તે દિવસે હાજર હતા. એમાં જેમણે આફ્રિકાના નિગ્રો માટેના પોતાના કાર્યથી નામના મેળવી છે એવા કેટલાકનાં નામ મને યાદ છે: આફ્રિકાની ભૂગોળ શોધનાર જાણીતા સર હેરી એચ. જોનસ્ટન; સર આર્થર કોનન ડોઈલ; ઈ. ડી. મોરેલ, અને 'ધી ઍન્ટી-સ્લેવરી ઍન્ડ એબોરિજિન્સ પ્રોટેક્શન સોસાયટી'ના મંત્રી રેવરન્ડ જે. એચ. હેરિસ. આ બધાએ કોંગો ફ્રી સ્ટેટમાં સુધારણા કરવામાં મોટો ભાગ ભજવ્યો હતો.

આ ભોજન-સમારંભમાં ગેરહાજર રહેનાર કેટલીક પ્રખ્યાત વ્યક્તિઓએ પત્રો પાઠવ્યા હતા એ મારે માટે એક આનંદાશ્ચર્ય હતું. તેમાં ઇંગ્લંડના વડા પ્રધાન નામ. હર્બર્ટ હેન્રી ઍસ્કિવથનો ભાવભરેલો એક ટૂંકો પત્ર અને બે જાણીતા અંગત મિત્રોના પત્રો મને યાદ આવે છે. મેં જે કાર્ય કરવાનો પ્રયત્ન કર્યો છે એ માટે એમણે એ પત્રોમાં એટલી ઉદાર કદરદાની પ્રદર્શિત કરી હતી કે, એ બન્ને પત્રો

હું અક્ષરશઃ નીચે પ્રકટ કરવા લલચાઉં છું. 'ધી ઍન્ટી સ્લેવરી ઍન્ડ ઍબોરિજિન્સ પ્રોટેકશન સોસાયટી'ના મંત્રી જોન એચ. હેરિસને સંબોધીને એ બન્ને પત્રો લખાયા હતા. તે નીચે મુજબ છે:

સ્કિબો કૅસલ, ડોર્નૅચ,
સધરલૅન્ડ
સપ્ટે. ૧૯, ૧૯૧૦

પ્રિય મિ. હેરિસ,

દુનિયામાં હાલ જીવતી એવી મહાન વ્યક્તિઓમાંની એક બુકર ટી. વૉશિંગ્ટનને માન આપવાની તક ગુમાવતાં મને અત્યંત ખેદ થાય છે. ગુલામ તરીકે તેમનો જન્મ થયો હતો, પણ હવે તો તેમની જાતિના એક આગેવાન તરીકે તેમનો સ્વીકાર થયો છે. આ ઉન્નતિનો વિચાર કરતાં, એમના જોટો મને જડતો નથી. સ્થિરતાથી આગળ વધી તેઓ એક બિનહરીફ નેતા બન્યા છે. આની સાથે એમણે ગોરાઓનો વિશ્વાસ તથા પોતાના કાર્યમાં સંમતિ મેળવી છે, અને સૌથી આગળપડતા ગોરાઓની હાર્દિક મિત્રાચારી પણ એમણે સંપાદન કરી છે. આ રીતે, એમણે બેવડા વિજય પ્રાપ્ત કર્યો છે.

બુકર ટી. વૉશિંગ્ટનની ગણના અમર લોકોમાં કરવી જોઈએ, કેમ કે એમણે પોતાના લોકોને 'નિજ ધામ' બતાવ્યું છે એટલું જ નહિ, પરંતુ એને લાયક હોવાનું સાબિત કરી આપવાનો એમણે એમને ઉપદેશ પણ આપ્યો છે. આ રીતે એમણે 'જોશુઆ'* અને 'મોઝીઝ' બન્નેનું ભેગું કામ કર્યું છે.

તમારો વિશ્વાસુ,
(સહી) ઍન્ડ્રૂ કાર્નેગી

*જોશુઆ અને મોઝીઝ એ બે જણ મહાન પયગંબર હતા. ઇઝરાઇલ લોકોને એમણે દાસત્વમાંથી મુક્ત કર્યા હતા, અને એમને પોતાને ધામ લઈ ગયા હતા, એ બાબતની કથા બાઈબલના જૂના કરારમાં વર્ણવેલી છે.

બીજો પત્ર 'આર્કબિશપ ઑફ કેન્ટરબરી'નો (વડા પાદરીનો) હતો. તે નીચે પ્રમાણે હતો:

'એક મહત્ત્વના રોકાણને લીધે મારે લંડનથી દૂર જવું પડ્યું છે, એથી બૂકર ટી. વૉશિંગ્ટનનો પરિચય કરવા, અને તેમનો આદરસત્કાર કરી, તેમના કામમાં ઈશ્વર એમને વેગવાન બનાવે એવી ભલી લાગણી પ્રદર્શિત કરવા, જે સભા બોલાવવામાં આવી છે, એમાં ન આવી શકવાથી મને ઘણી જ દિલગીરી થાય છે. એમના જે કાર્યની કદર બધા લોકો કરે છે એમાં હું પણ સામેલ થાઉં છું. આપણા યુગના સૌથી ગંભીર અને મૂંઝવતા પ્રશ્નનું નિરાકરણ કરવા એમણે જે સેવા બજાવી છે, અને હજુ પણ બજાવે છે, એ હકીકત જાણનાર સૌ કોઈ એમની કદર જરૂર કરે જ. એમના સમકાલીન લોકોના આદરને પાત્ર બને એવા એ સદ્‌ગૃહસ્થ છે. ભૂતકાળમાં જાતિભેદને લીધે એક જાતિ તરફ જે અન્યાય કરવામાં આવ્યા છે, એ પાપના પ્રાયશ્ચિત્ત તરીકે ખ્રિસ્તી લોકોએ કરેલા પ્રયત્નોનો હાલનો ઇતિહાસ જ્યારે લખાશે, ત્યારે બૂકર ટી. વૉશિંગ્ટનનું નામ સૌથી મોખરે મૂકવામાં આવશે, અને દુનિયા એમનો આભાર માનશે.'

આ બધી પ્રખ્યાત વ્યક્તિઓ તથા બીજા જેમને હું લંડનમાં મળ્યો હતો તેમની સાથે મેળાપ કરી તેમની સમક્ષ બોલવામાં મને ખૂબ આનંદ અને સંતોષ થયાં હતાં. દુનિયા વિષે અને દુનિયાના પ્રશ્નો વિષે તેઓ જે વિશાળ દૃષ્ટિબિન્દુ ધરાવતા હતા, એનાથી મારા ઉપર ખૂબ ઊંડી છાપ પડી. અમેરિકામાં જે પ્રશ્નોને આપણે સ્થાનિક અને આપણા દેશને માટે જ ખાસ ગણીએ છીએ, એ પ્રશ્નો અંગ્રેજોની દૃષ્ટિએ આખા જગતના પ્રશ્નોનું લક્ષણ ધરાવે છે, કેમ કે અંગ્રેજોનું હિત એક જ દેશ કે ખંડની અંદર ગોંધાઈ રહેલું નથી.

સંયુક્ત સંસ્થાનોની જાતિઓનો પ્રશ્ન, ઇંગ્લન્ડના પોસ્ટ-માસ્તર જનરલ, મિ. હર્બર્ટ સેમુઅલ્સે કહ્યું એમ, ભિન્ન જાતિના લોકો જે જે દેશમાં ભેગા રહે છે તે બધા દેશો સામે પડેલો છે, — આ હું ઇંગ્લન્ડમાં શીખ્યો.

અમેરિકામાં હબસીને જે ફતેહ મળી છે તેનો તથા જાતિના પ્રશ્નનું નિરાકરણ કરવામાં અત્રે જે પ્રગતિ થઈ છે એનો અર્થ કેટલો ગંભીર અને વિશાળ છે, એનો ખ્યાલ મારા યુરોપના પ્રવાસને લીધે મને આવ્યો.

૧૧

# ડેન્માર્કની કેળવણી

ડેન્માર્કના કોપનહેગન અને જર્મનીના હેમ્બર્ગ વચ્ચે મુસાફરી કરતાં રેલવે ટ્રેનમાં એક અંગ્રેજ મુસાફર સાથે હું વાતચીતમાં પડ્યો. એણે દુનિયાના ઘણા ભાગોમાં મુસાફરી કરી હતી. મારી માફક એણે પણ ડેન્માર્કની મુલાકાત લીધી હતી. ત્યાંનું નિરીક્ષણ તથા અભ્યાસ કરીને એ પાછો ફરતો હતો. અમારી મુસાફરીના અનુભવ અમે એકબીજાને કહી સંભળાવ્યા. મને માલૂમ પડ્યું કે, એ દેશની વસ્તુસ્થિતિને મારા કરતાં વધારે સંપૂર્ણતાથી અભ્યાસ કરવાની એને તક મળી હતી. ત્યાંનાં લોકજીવન તથા ખેતીની સ્થિતિ વિષે એણે જે માહિતી મને આપી એથી મને આનંદ થયો.

એના બદલામાં, ડેન્માર્ક જતાં પહેલાં મેં જે સ્થળોની મુલાકાતો લીધી હતી, એ સ્થળો વિષે મેં એને કંઈક કહ્યું. યુરોપના જુદા જુદા વિભાગોમાં, સમાજજીવનનું ઉપરનું પડ આમતેમ ખોદીને નીચલા થરના લોકો શું કરી રહ્યા હતા એ જોવાનો મેં જે પ્રયત્ન કર્યો હતો, એના વિષે મેં એને કંઈક કહ્યું. છેવટે મેં એને કહ્યું કે, બધું જોયા પછી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, યુરોપમાં તો શું પણ કદાચ દુનિયામાં સૌથી સુખી દેશ ડેન્માર્ક છે. પછી મેં એને પૂછ્યું કે, ડેન્માર્કે પોતાના બધા પ્રશ્નોનું લગભગ નિરાકરણ કર્યું

છે એવું દુનિયાના બીજા કોઈ ભાગના લોકોએ કર્યું હોય એવું તમને જણાયું છે?

આવી રીતે આ બાબત રજૂ કરવાથી તેઓ જરા ચમક્યા હોય અને તેમને સહેજ રમૂજ પણ પડી હોય એમ લાગ્યું. પણ પ્રશ્નનો વિચાર કરી એમણે કબૂલ કર્યું કે, આપણે જોઈને પાછા ફરીએ છીએ એ દેશ (ડેન્માર્ક)ના લોકોની સામાન્ય તંદુરસ્તી અને સુખી સ્થિતિ કરતાં વધારે સારી, દુનિયાના મેં જોયેલા કોઈ ભાગમાં નથી દીઠી.

ઇંગ્લન્ડ અને સંસ્થાનો જે અર્થમાં ધનવાન છે એ અર્થમાં ડેન્માર્ક ધનવાન નથી. આ બાબત વિષે આંકડાશાસ્ત્રીઓ શું કહે છે એ હું જાણતો નથી, પરંતુ હું ધારું છું કે ઇંગ્લન્ડ, સંયુક્ત સંસ્થાનો અને યુરોપના બીજા ભાગોમાં જેટલા ધનાઢ્યો છે એટલા ધનાઢ્યો ડેન્માર્કમાં હોય, તોપણ જૂજજાજ. વાસ્તવિક રીતે અલાબામા સંસ્થાન કરતાં ડેન્માર્કનું કદ ત્રીજા ભાગ કરતાં પણ ઓછું છે, જ્યારે વસ્તી એક તૃતીયાંશ વધારે છે. તેથી ડેન્માર્કના એવડા નાના પ્રદેશમાં કોટયાધિપતિને ફરવાની મોકળાશ જ ભાગ્યે છે.

ડેન્માર્ક એક ખેતીપ્રધાન દેશ છે. વસ્તીના આશરે બે પંચમાંશ ભાગ ખેતીના એક યા બીજા સ્વરૂપના કાર્યમાં રોકાયેલો હોય છે. હાલનાં વર્ષોમાં ડેન્માર્કનાં ખેતરો આશ્ચર્ય પમાડે એવાં સમૃદ્ધ બન્યાં છે. તેમ છતાં, અમેરિકાના ઉત્તમ કૃષિપ્રદેશોમાંથી જેટલું ધન પેદા થયું છે, એટલું ધન ડેન્માર્કનાં ખેતરોમાંથી પેદા થયું છે કે થઈ શકે કે કેમ, એની મને શંકા છે. જમીન કંઈ ખાસ ફળદ્રુપ નથી. ઉત્તર સ્કૉટલેન્ડની માફક, દેશનો મોટો ભાગ, છેક હમણાં સુધી, તદ્દન ઉજ્જડ

ઝાંખરાંવાળી જમીનનો હતો. હમણાં કેટલાંક વર્ષોથી ખેતીના ઇજનેરી-કામના એક અતિ વિલક્ષણ પ્રયોગને પરિણામે, આ પડતર વેરાન જમીનના મોટા લાટનાં ફળદ્રૂપ ખેતરો કરવામાં આવ્યાં છે.

ગેરલાભો હોવા છતાં, પાછલાં કેટલાંક વર્ષોથી દેશ ઘણો સમૃદ્ધ અને આબાદ બન્યો છે. ડેન્માર્કની ખેતીનો અભ્યાસ કરવા દુનિયાના બધા દેશોમાંથી લોકો આવે છે, અને તેનાં પરિણામ જોઈ આશ્ચર્ય વ્યક્ત કરતા પાછા ફરે છે. એ પરિણામો તે ક્યાં અથવા એ કેવી રીત પ્રાપ્ત થયાં, એની બધી વિગતો હું કહેવાનો નથી. હું ફક્ત એટલું જ કહીશ કે, ખેતી કરવાની રીત તથા પાક વેચવાની પદ્ધતિ એ બેમાં દુનિયાના બીજા કોઈ પણ ભાગ કરતાં ડેન્માર્કે બહુ આગળ પ્રગતિ કરી છે, એ સર્વમતે સ્વીકારાયેલું લાગે છે. ઉપરાંત, અત્યારે ડેન્માર્કનો સામાન્ય ખેડૂત ત્યાંના રાજકીય કે સામાજિક જીવનમાં જેટલું ઊંચું કે અસરકારક સ્થાન ધરાવે છે, એવું દુનિયાના બીજા કોઈ પણ દેશનો — સંયુક્ત સંસ્થાનનો કે કૅનેડાનો પણ — ખેડૂત ધરાવતો નથી, એવી મને ખાતરી છે.

મેં મારા અંગ્રેજ મિત્રને પૂછ્યું, 'ડેનિશ ખેડૂતને કયું પીઠબળ છે? આ દેશની ખેતી શાથી આટલી બધી આબાદ બની છે?'

તેમણે જવાબ આપ્યો, 'ડેન્માર્કની શાળાઓને લીધે જ આ સર્વ થઈ શક્યું છે.'

એ જ પ્રશ્ન મેં પહેલાં પણ ઘણી વખત પૂછ્યો હતો અને એના મને જુદા જુદા ઉત્તર મળ્યા હતા, પરંતુ એ

સર્વેનો છેવટનો ઉલ્લેખ તો શાળાઓ સંબંધી જ, — ખાસ કરીને ગ્રામ-વિનયમંદિરો સંબંધી જ થતો. મેં એમના વિષે અમેરિકામાં ઘણું સાંભળ્યું હતું; ઇંગ્લન્ડમાં મેં એમના વિષે ફરીથી સાંભળ્યું; કેમ કે ડેન્માર્કની ખેતીની પેદાશના ૯૦ ટકા માલની નિકાસ ઇંગ્લન્ડમાં થાય છે.

ડેન્માર્ક પહોંચીને મેં એ શાળાઓને જાતે જોઈ અને ત્યાંના કેટલાક શિક્ષકો સાથે એ વિષે વાતો કરી; તે છોડયા પછી એ શાળાઓનો ઇતિહાસ અને સંગઠનની પદ્ધતિનો મેં અભ્યાસ કરવાની તક મેળવી. આ બધું થયા પછી જ હું સમજી શક્યો કે, ડેન્માર્કની આમ-જનતાના જીવનમાં ગ્રામ-વિનયમંદિરો શો ભાગ ભજવે છે, અને તેની ખેતી પર એમણે કેવી રીતે અસર પાડી છે અને તેને ઘડવામાં મદદ કરી છે.

આ ગ્રામ-વિનયમંદિરોની બે બાબતોમાં મને ખાસ રસ આવ્યો. એક એ કે, સામાન્ય જનતાને સહાય કરવાની અને આમ-જનતાને (ખાસ કરીને ગ્રામ-વિભાગની) ઉચ્ચ કક્ષાએ લઈ જવાની હિલચાલમાં આ વિનયમંદિરોનો ઉગમ હતો. અને બીજું એ કે, એમ કરવામાં એમણે ફતેહ મેળવી છે. ડેન્માર્કના ખેડૂતવર્ગમાં સામાન્ય રીતે જેવી બુદ્ધિમત્તા જોવામાં આવે છે, એવી બુદ્ધિમત્તા દુનિયાના બીજા કોઈ વિભાગના ખેડૂતમાં જોવામાં આવતી નથી, એમ કહેવાની હું હિંમત કરું છું. ત્યાંના ખેડૂતોનાં ઘરોની મેં મુલાકાત લીધી ત્યારે ત્યાં જે સંખ્યામાં વર્તમાનપત્રો અને સામયિકો મેં જોયાં, એથી મારા ઉપર ખૂબ અસર થઈ.

હાલનાં વર્ષોમાં યુરોપના ઘણા ભાગોમાં કેળવણી દ્વારા મજૂર વર્ગની સ્થિતિ સુધારવાની ચળવળ શરૂ થઈ છે. કૃષિ-

સુધારણાને માટે જ્યાં કંઈ મોટા પાયા ઉપર પ્રયત્ન કરવામાં આવ્યો છે, ત્યાં અચૂક કોઈ ને કોઈ પ્રકારની શાળા ઊભી કરવામાં આવી છે. ઉદાહરણ તરીકે, હંગરી સરકારે કૃષિવિદ્યાના શિક્ષણ માટે મોટા પાયા ઉપર વ્યવસ્થા કરી છે. પ્રયોગ અને સંશોધન માટે મથકો, ખેતીની કોલેજો, હાઈસ્કૂલો, અને સામાન્ય શાળાઓ મારફતે ખેતીવાડી સુધારવાનો આવો વ્યાપક પ્રયત્ન યુરોપમાં બીજે કયાંય નથી થયો, એમ મને જણાયું. છતાં ડેન્માર્કમાં ને એમાં એક આ તફાવત છે: ખેતીની સુધારણા માટે હંગરીએ માથેથી કામ શરૂ કર્યું છે. શિક્ષકો અને નિષ્ણાતોની એક ટુકડી ઊભી કરવામાં આવી છે, જેઓ નીચલા વર્ગના લોકો ઉપર અસર કરી એમને દોરે એમ આશા રખાઈ છે. જ્યારે ડેન્માર્કે પાયાથી જ પ્રારંભ કર્યો છે.

હંગરીની સરકારના ખેતીવાડીના પ્રધાનના નિવેદન ઉપરથી એ સરકારનો એક મુખ્ય હેતુ આ જણાય છે કે, ‘જુદા જુદા વર્ગોની જરૂરિયાતોને અનુકૂળ થઈ પડે એવી કેળવણી આપવી, અને સાથે સાથે એ પણ કાળજી રાખવી કે, આ જુદા જુદા વર્ગોને અતિજ્ઞાન ન આપવું: તેઓ એવું કાંઈ ન શીખે કે જેથી જીવનના પોતાના નિયત સ્થાન માટે તેઓ નાલાયક બની જાય.’

દૃષ્ટાંત તરીકે, નિવેદનમાંથી જણાય છે કે, ડેબ્રીઝનની ખેતીવાડીની શાળાને બંધ કરવાની જરૂર પડી હતી. એ સ્થળની જ એક ખેતીવાડીની કોલેજ સાથે એને ચલાવવામાં આવતી હતી. એ શાળાને બંધ કરવાનું કારણ ખેતીવાડીના પ્રધાન પોતાના નિવેદનમાં જણાવે છે: ‘આ શાળાના વિદ્યાર્થીઓ કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓ સાથે રોજ સંસર્ગમાં

આવતા, એમની રીતભાતનું અનુકરણ કરતા, પોતાની સામાજિક સ્થિતિની આવશ્યકતા કરતાં વધારે મેળવવાની ઇચ્છા કરતા, અને સાથે ને સાથે જે પદવી જાળવી રાખવા તેઓ અસમર્થ હતા, એ પદવી મેળવવાની આકાંક્ષા રાખતા.'

ડેનિશ ગ્રામ-વિનયમંદિરોમાં પ્રવર્તતી ભાવના અને પદ્ધતિ સાથે આ બધાનો મુકાબલો કરીએ, તો તેનો વિશેષ તફાવત સાફ તરી આવે છે. આ વિનયમંદિરો સૌથી ગરીબ ખેડૂત વર્ગમાં શરૂ થયાં અને દર વર્ષે એમનો વિકાસ થતો ગયો છે, તે એટલે સુધી કે અંતે ગ્રામ-સમાજના લગભગ બધા વર્ગના લોકોને એમણે પોતાની અસર તળે આણ્યા છે. આ શાળામાં એવું બને છે કે, ખેડૂતની દીકરી અને ઉમરાવની દીકરી એક જ પાટલી ઉપર ઘણી વખત જોડાજોડ બેસે છે. વળી જમીનદાર અને ખેડૂતના પુત્રો પણ ઘણી વખત સાથે સાથે બેસીને અભ્યાસ કરે છે અને જોડાજોડ મળીને કામ પણ કરે છે. શિક્ષકની સાથે તેઓ અંગત મિત્રાચારી બાંધે છે અને ઘણી વખત તો એમના ઘરનું આતિથ્ય પણ ભોગવે છે.

ડેન્માર્કના આ ગ્રામ-વિનયમંદિર સંબંધી એક ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ એ છે કે, એ શાળા નથી હુન્નર-શાળા કે નથી ઉદ્યોગ-શાળા; અને જોકે મૂળ એની શરૂઆત મુખ્યત્વે કરીને ખેડૂતો માટે થઈ હતી, છતાં ખેતીના વિષયની વાત લગભગ કોઈ દિવસ થતી નથી; એ વિષયનું વ્યાવહારિક અને શાસ્ત્રીય જ્ઞાન આપવાના હેતુથી તો કદી જ થતી નથી.

ખેડૂતો માટેની શાળામાં ખેતી વિષે કંઈ પણ ન કહેવામાં આવે એ કદાચ વિચિત્ર લાગે. અને હું કબૂલ કરું છું કે, આ જાતની શાળાને ડેન્માર્કની ખેતીની આબાદી સાથે શો

સંબંધ છે એ પકડતાં મને કેટલોક વખત લાગ્યો હતો. મારી ખાતરી છે કે, મારી જેમ બીજા ઘણા માણસોને પણ એમ જ માલૂમ પડશે કે, શિક્ષણને ખેતીના કામમાં લાગુ પાડવા માટે શાળાઓમાં ખેતીનું શિક્ષણ આપવું એજ સૌથી સાદો અને સીધો રસ્તો છે.

એમ છતાં, આ પ્રશ્નને ઉકેલવામાં હંગરીની અને ડેન્માર્કની પદ્ધતિઓમાં જે ફરક છે તે રૂપનો નહિ પણ તેના આત્માનો છે. હંગરીમાં શાળાઓનો હેતુ એ જણાય છે કે, દરેક વ્યક્તિને એવી તાલીમ આપવી, કે જેથી કરીને, જીવનમાં એને માટે જે સ્થાન નિયત કરેલું માનવામાં આવ્યું હોય, એ સ્થાન માટે એ લાયક બને; એથી વિશેષ કંઈ નહિ. સરકાર એનો નિર્ણય કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો, કેળવણીની સ્થાપના વર્ણવ્યવસ્થા ઉપર કરવામાં આવી છે. નીચલી પાયરીના મનુષ્ય શાળામાં પોતાનાથી ઉપલી પાયરીના મનુષ્ય તરફ નજર રાખવાનું શીખે, અને પોતે જે જાતના જીવનથી ટેવાયેલો હોય એના કરતાં કંઈક વધારે સારું મેળવવાનાં સ્વપ્નો સેવવાની તથા આશા રાખવાની શરૂઆત કરે, તો એક સામાજિક અને રાજકીય સિદ્ધાન્તનો ભંગ થાય છે, અને ખેતીવાડીના પ્રધાન કહે છે તેમ, 'ઉત્સાહભેર ઝડપી હુકમો બહાર પાડતાં સરકાર ખચકાતી નથી.'

અલબત્ત, આવાં પગલાંને પરિણામે સ્વાભાવિક રીતે અસંતોષ વધ્યો છે. કોઈ પણ વર્ગના મનુષ્યોને જ્યારે લાગે છે કે, બીજાઓને અપાયેલા અમુક વિશિષ્ટ હક્ક એમને આપવાની ના પાડવામાં આવે છે, ત્યારે તરત જ એમના મનમાં એ હક્કની અગત્ય તથા કિંમત કંઈક નવું જ સ્વરૂપ ધારણ

કરે છે — પછી એ હક્ક કેળવણીના લાભ લેવાની તકો માટે હોય કે બીજા કશાને માટે હોય.

આ નીતિનું પરિણામ પરદેશગમનના આંકડા ઉપરથી જણાય છે. હંગેરિયન સરકારે કૃષિશિક્ષણ માટે જે અનેક પ્રયત્નો કર્યા છે, એને પરિણામે ખેડૂતોમાં વ્યાપી રહેલા અસંતોષમાં ઘટાડો થયો છે કે નહિ એની, મને જે માહિતી મળી શકી છે એ ઉપરથી, શંકા છે. હજી પણ દર વર્ષે હજારો હંગેરિયન ખેડૂતો પોતાનું નસીબ અજમાવવા અમેરિકા જવાનું વધુ પસંદ કરે છે, અને ત્યાંની વસ્તીના ખેડૂત વર્ગની હિજરત સતત ચાલુ જ છે.

ડેન્માર્કની ગ્રામ-વિનયમંદિરની સંસ્થાએ એથી ઊલટી નીતિનું અનુસરણ કર્યું છે. ખેડૂત વર્ગની મહત્ત્વાકાંક્ષા તથા બૌદ્ધિક જીવનને એણે ઉત્તેજિત કરવાના સ્થિર પ્રયત્ન કર્યા છે. તેમ છતાં, દુનિયા વિષે કંઇક જાણવાની ઇચ્છા ધરાવનાર મહત્ત્વાકાંક્ષી ખેડૂતના દીકરાને, અમેરિકા અથવા શહેરની કૉલેજ કે શહેરમાં જવાની ફરજ પાડવાને બદલે, કૉલેજોનું જ્ઞાન ત્યાંની શાળાઓમાં મળે તથા શહેરોના ફાયદા ત્યાંના ગ્રામ-વિસ્તારમાં જ મળે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

આ વિનયમંદિરો વિષે સૌથી વધારે રસિક અને ધ્યાન ખેંચે એવી એક વસ્તુ એ છે કે, ગામડાનાં જે છોકરા છોકરીઓએ સામાન્ય શાળાઓમાં દરેક વિષયનો ફક્ત પ્રારંભ જ કર્યો હોય છે તેમની આગળ, કેળવાયેલા મનુષ્ય પાસે જે વિષયોના જ્ઞાનની અપેક્ષા રાખવામાં આવે છે, એ વિષયો રજૂ કરવાનું કામ ઘણું જ મુશ્કેલ હોય છે; છતાં તેમને બુદ્ધિગ્રાહ્ય તથા રસપ્રદ થાય

એવી રીતે એ વિષયો રજૂ કરવામાં આ શાળાઓએ ભારે ફતેહ મેળવી છે.

આ ગ્રામ-વિનયમંદિરના શિક્ષકો ખરેખરા વિદ્વાન હોય છે. તેમને વિદ્વાન થવું જ પડે છે, કેમ કે તેમના શિક્ષણમાં મોટે ભાગે તેમને વ્યાખ્યાનો જ આપવાનાં હોય છે, અને તે પણ કોઈ પણ જાતનાં પાઠ્યપુસ્તકો સિવાય જ. તેથી તેમના વિષયો કેવી કુશળતાથી તેઓ રજૂ કરે છે એના ઉપર જ એમની ફતેહનો આધાર હોય છે. વિદ્યાર્થીઓમાં રસ તથા ઉત્સાહ જાગ્રત કરવા માટે દરેક વિષયના જ્ઞાનના મૂળમાં તેમને જવું પડે છે.

જે શિક્ષકો મને મળ્યા હતા એમાંના ઘણાખરા બે કે ત્રણ ભાષાઓ બોલી શકતા હતા. ડેન્માર્કમાં રાજારાણીથી માંડીને ખેડૂતો સુધી સર્વમાં અમેરિકન બાબતોમાં જે રસ મેં જોયો એથી મને અચંબો થયો. વળી એ ઉપરાંત હબસીની પ્રગતિમાં તથા ટસ્કેજીમાં અમે જે કામ કરતા હતા, તેમાં પણ તેઓએ બતાવેલા રસથી મને આશ્ચર્ય થયું હતું. આ શાળાના શિક્ષકો વિવિધ વિષયોમાં રસ ધરાવે છે, એ બતાવવા હું એક ઉદાહરણ આપું. પ્રોફેસર વિલિયમ જેમ્સના 'પ્રેગ્મેટિઝમ' પુસ્તકનો ડેનિશ ભાષામાં અનુવાદ એક શિક્ષક કરતા હતા.

ડેન્માર્કમાં હું જઈ આવ્યો ત્યારથી મેં વારંવાર લોકોને એમ બોલતાં સાંભળ્યા છે કે, યુરોપના બીજા કોઈ પણ દેશના કરતાં ડેન્માર્કના લોકો એકંદરે વધારે સારી રીતે કેળવાયેલા અને વધારે સારી માહિતી ધરાવનારા છે. મેળવેલા આંકડા પણ આ કથનની સાક્ષી પૂરે છે; કેમ કે અમેરિકામાં આવીને

વસેલા લોકોના ઈ. સ ૧૯૦૦માં લીધેલા આંકડા ઉપરથી જણાય છે કે, ચૌદ વર્ષની ઉપરના લોકોમાં ૨૪.૨ ટકા લોકો વાંચી કે લખી ન શકે એવા નિરક્ષર હતા. તેમાં ફક્ત .૮ ટકા લોકો સ્કેન્ડિનેવિયાના હતા. હું હમેશ એમ માનતો હતો કે, જર્મનીમાં કેળવણીનો વિસ્તાર યુરોપના બીજા દેશો કરતાં વધારે છે. પણ ત્યાંના નિરક્ષર પણ ૫.૮ ટકા જેટલા નીકળ્યા.

હું આગળ ચલાવું એ પહેલાં આ ગ્રામ વિનયમંદિરો કોના જેવાં દેખાય છે એ સંબંધી મારે કંઈક ખ્યાલ આપવો જોઈએ. કોપનહેગનથી ઘોડેસવારી કરીને એક કલાકમાં પહોંચાય એવા રોસ્કિલ્ડ નામના એક નાના શહેર નજીક એ શાળાઓમાંની એક સૌથી પ્રખ્યાત શાળા આવેલી છે. અખાતના કિનારાની એક ભેખડના ઢોળાવ ઉપર એ બાંધવામાં આવેલી છે. માછીમારોના મછવા અને નાનાં વહાણો આ અખાત વાટે લગભગ ટાપુના મધ્યભાગ સુધી જઈ શકે છે. આસપાસ બધે દૂર સુધી ફળદ્રુપ ખેતરો પથરાઈ ગયેલાં છે. વચમાં વચમાં ઠેકાણે ઠેકાણે ટપકાંની માફક, નાનાં ગામડાંઓ પણ આવેલાં છે.

મને યાદ છે એ પ્રમાણે, ત્યાં એક મોટું મકાન આવેલું છે. એ મકાનને બન્ને છેડે એકેક પાંખ છે. એક પાંખના ભાગમાં શાળાના આચાર્ય રહે છે, અને બીજા ભાગમાં કસરત-શાળા છે. આ બે પાંખોની વચ્ચેના ભાગમાં જે ઓરડાઓ છે એમાં વ્યાખ્યાનો અપાય છે. શાળાની દરેક વસ્તુ વ્યવસ્થિત અને સફાઈબંધ ગોઠવવામાં આવી છે — બધી ગોઠવણ સાદી, સુઘડ અને મનને ગમે એવી છે. ત્યાં પ્રસરી રહેલા કૌટુમ્બિક અને પવિત્ર વાતાવરણે મારા ઉપર ખાસ અસર કરી હતી.

શિક્ષકો અને શિષ્યો સાથે જ જમે છે અને દરરોજ સાંજે એકઠા મળે છે. આ રીતે શિક્ષકો અને વિદ્યાર્થીઓ મિત્ર જ નહિ. પણ એક અર્થમાં સાથીઓ બને છે.

રોસ્કિલ્ડની શાળામાં આશરે દોઢસો વિદ્યાર્થીઓ સામાન્ય રીતે હોય છે. શિયાળાના પાંચ માસના સત્રમાં યુવાનો શાળામાં હોય છે; ઉનાળામાં શાળામાં રહેવાની યુવતીઓની વારી હોય છે. રહેવાને અને જમવાને માટે શિષ્યોને દર મહિને વીસ ક્રાઉન, એટલે કે, લગભગ પાંચ ડોલર આપવા પડે છે. પહેલે મહિને વીસ ક્રાઉન, બીજે મહિને પંદર, ત્રીજે મહિને દસ, ચોથે મહિને પાંચ અને પાંચમે મહિને કંઈ નહિ, એ પ્રમાણે શિક્ષણની ફી રાખેલી હોય છે. આ આંકડાઓ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે, શાળાઓ બહુ કરકસરથી અને સાદાઈથી ચલાવવામાં આવે છે. વીસ વર્ષ અગાઉ જ્યારે આ શાળા પ્રથમ શરૂ કરવામાં આવી હતી ત્યારે, મને કહેવામાં આવ્યા મુજબ, વિદ્યાર્થીઓ એક મોટા ઓરડામાં પરાળની પથારી ઉપર સાથે જ સૂતા હતા અને ખેડૂતોની માફક એક સહિયારા ટાટમાંથી લાકડાના ચમચાઓ વડે ભોજન લેતા હતા. આ ઉપરથી મને, ટસ્કેજીમાં પણ લગભગ આ વખતે આવી જાતની મુસ્કેલીઓ વિદ્યાર્થીઓ ઉઠાવતા હતા, એ યાદ આવે છે. એક વાત તો મને યાદ આવે છે કે, એ દિવસોમાં એક મોટા લોખંડના હાંડામાં આખી શાળાને માટે ખોરાક રાંધવામાં આવતો હતો, અને કેટલીક વખત તો અમારે એક આખી ટંક ઉડાવી દેવી પડતી, કેમ કે હાંડામાં રાંધવા જેવી કોઈ પણ ચીજ અમારી પાસે હોતી નહિ. એ સમય પછી ડેન્માર્કનાં ગ્રામ-વિનયમંદિરોમાં જ નહિ પણ ત્યાંના

ગામડિયાઓની સ્થિતિમાં પણ ફેરફાર થઈ ગયો છે. હાલના સમયમાં, દરેક ખેડૂતના ઝૂંપડામાં નહિ તોય, દરેક સહકારી દુગ્ધાલયમાં 'શાવર-બાથ'ની વ્યવસ્થા હોય છે. જે નાનો ખેડૂત, થોડાંક વર્ષ અગાઉ દરેક સુધારા તરફ અણવિશ્વાસની નજરથી જોતો હતો, એ હવે પોતાને ત્યાં ટેલિફોન રાખે એવો થયો છે — કેમ કે યુરોપના બીજા કોઈ દેશ કરતાં, વસ્તીના પ્રમાણમાં ડેન્માર્કમાં ટેલિફોન લેનારની સંખ્યા ઘણી છે, — અને દરેક ગામમાં એક વ્યાયામશાળા, તથા બધાંને એકત્ર થવા માટે એક વ્યાખ્યાનગૃહ પણ હોય છે.

મારી સમક્ષ મારા મેજ ઉપર શાળાના સમયપત્રકની એક નકલ છે. સવારમાં સાત વાગ્યે શાળા શરૂ થાય છે અને સાંજે સાત વાગ્યે કામ પૂરું થાય છે. વચમાં બપોરે બે કલાકનો આરામ હોય છે. શાળાના સમયના બે તૃતીયાંશ ભાગ માતૃભાષા ડેનિશના શિક્ષણમાં તથા ઇતિહાસના શિક્ષણમાં ગાળવામાં આવે છે. બાકીના સમયમાં ગણિત, ભૂગોળ અને સૃષ્ટિ-વિજ્ઞાન શીખવવામાં આવે છે.

ઘણુંખરું શિક્ષણ વ્યાખ્યાનના રૂપમાં અપાય છે એ આ શાળાની એક ખાસિયત છે. પરીક્ષાઓ રાખવામાં આવી નથી. મુખપાઠ પણ બહુ જ ઓછા છે. સૃષ્ટિ-વિજ્ઞાન તો શું, પણ ઉચ્ચ ગણિતશાસ્ત્ર પણ વ્યાખ્યાનો દ્વારા ઐતિહાસિક દૃષ્ટિએ શીખવવામાં આવે છે. વિદ્યાર્થીને આ શાસ્ત્રોના ઉપયોગની તાલીમ આપવાનો હેતુ હોતો નથી, પરંતુ હેતુ એ હોય છે કે, જુદા જુદા પ્રશ્નો જે રીતે ઉદ્ભવ્યા હોય છે એ રીતમાં સામાન્ય સમજ-દૃષ્ટિ એને પ્રાપ્ત થાય, અને એમના નિરાકરણથી દુનિયાના આપણા જ્ઞાનમાં જે રીતે

વધારો થયો છે અને આપણું જ્ઞાન વિસ્તૃત બન્યું છે, એ રીત પણ જાણે.

ડેનિશ ગ્રામ-વિનયમંદિરોમાં, લોકગીત, ડેનિશ ઇતિહાસ તથા ઉત્તર પ્રદેશની જૂની દંતકથાઓ ઉપર ભાર મૂકવામાં આવે છે. એનો હેતુ એ હોય છે કે, કૉલેજોમાં અપાતા લૅટિન અને ગ્રીક શિક્ષણ વિરુદ્ધ સ્કેન્ડિનેવિયન લોકોનાં ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર વધારે ભાર મૂકવો; અને તેની સાથે વિદ્યાર્થીઓના મનમાં એવી સ્વદેશાભિમાની શ્રદ્ધા ઉત્પન્ન કરવી કે, દુનિયાની પ્રજાઓમાં તેમનું પણ સ્થાન છે અને એમને પણ પોતાનું એક મિશન છે.

ડેન્માર્કમાં હાલ આવાં ૧૨૦ ગ્રામ-વિનયમંદિરો છે. એ આખી પદ્ધતિમાં કેટલીક ધ્યાન ખેંચે એવી બાબતો છે. જે સંયોગોમાં એ શાળાઓ અસ્તિત્વમાં આવી હતી એ સંયોગોએ સૌથી પ્રથમ મારા ઉપર છાપ પાડી હતી. શરૂઆતમાં આ ગ્રામ-વિનયમંદિરો ખાનગી જવાબદારી ઉપર ઊભાં થયાં હતાં. હાલ પણ ખરેખર ખાનગી જવાબદારીથી એ ચાલે છે, જોકે સરકાર તરફથી એમને કેટલોક આશ્રય મળે છે. થોડીક હિંમતવાન વ્યક્તિઓએ આ આખી યોજના ઘડી કાઢી હતી. તેમનો કેટલીક વખત વિરોધ થયો હતો. પણ સરકારે તો તેમને અવારનવાર મદદ કરી હતી. જે મુદ્દા ઉપર હું ભાર મૂકવા માગું છું તે એ છે કે, તેઓ ઓચિંતી અસ્તિત્વમાં આવી નહોતી, પણ તેમનો ધીમે ધીમે વિકાસ થયો હતો અને હજુ પણ વિકાસ થયા કરે છે. આ શાળાઓમાં જે યોજનાઓ અને પદ્ધતિઓનો ઉપયોગ થાય છે, તેમને ઘડવામાં અને લોકપ્રિય બનાવવામાં કેટલાંય વર્ષો સુધી લાંબી માથાકૂટ કરવી

પડી હતી. આ કામમાં આગેવાન તરીકે 'નિકોલે ફ્રેડરિક સેવરન ગ્રન્ડવિગ' નામનો એક લ્યૂથરમાર્ગી બિશપ હતો. ઘણી વખત એને ડેન્માર્કનો *લ્યૂથર કહેવામાં આવે છે. વિનયમંદિરની આ હિલચાલ એક સાંપ્રદાયિકતારહિત ધર્મજાગૃતિમાંથી ઊપજી અને, ખરું જોતાં, આમ-જનતાના આધ્યાત્મિક જીવનને જાગ્રત કરવાનો એનો પ્રયત્ન હતો.

ગ્રામ-વિનયમંદિરોની સ્થાપના ઈ. સ. ૧૮૪૪ જેટલી વહેલી થઈ હતી, પરંતુ એ ચળવળ પગભર તો વીસ વર્ષ પછી, જ્યારે પ્રશિયા સાથેના વિનાશકારક યુદ્ધ પછી ડેન્માર્કે પોતાનો એક તૃતીયાંશ જેટલો સૌથી ફળદ્રુપ મુલક ગુમાવ્યો હતો, ત્યારે થઈ. એ સમયે જ્યારે તેની ઊતરતી કળાની હદ આવી હતી ત્યારે ગ્રન્ડવિગે ઉપદેશ આપવો શરૂ કર્યો કે, બહાર જે કંઈ ગુમાવવામાં આવ્યું છે એનું સાટું અંદરથી વાળી દેવું જોઈએ; યુદ્ધને લીધે જે કંઈ ગુમાવ્યું હોય એને રાષ્ટ્રીય સાધનોના શાન્તિમય વિકાસ રૂપે ફરી હાથ કરી લેવું જોઈએ.

બિશપ ગ્રન્ડવિગે જોયું કે, કોઈ પણ રાષ્ટ્રની જેમ આમ-જનતા એ ડેન્માર્કનું સૌથી મોટામાં મોટું ઉત્પાદક સાધન છે. એણે જે શાળાઓ શરૂ કરી અને કેળવણીની જે પદ્ધતિઓ યોજી એ સર્વ આમ-જનતાની જરૂરિયાતોને અનુકૂળ હોય એવી જ હતી. જ્ઞાનને લોકપ્રિય બનાવવું, એને સાદી ભાષામાં મૂકવું, એમાંથી બધી અદ્ભુતતા કાઢી નાંખવી, અને એને

* લ્યૂથર (૧૪૮૩–૧૫૪૬) પ્રોટેસ્ટન્ટ પંથનો સ્થાપક જર્મનીમાં થઈ ગયો. ૧૫૨૨–૧૫૩૪ સુધીમાં બાઈબલનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. પોપની સામે થઈ એણે ખ્રિસ્તી ધર્મમાં ભારે ક્રાન્તિ કરી.

સામાન્ય લોકોની મિલકત બનાવવી, એના પ્રયત્નરૂપ એ સર્વ પ્રવૃત્તિઓ હતી.

આ શાળાઓની એક બીજી પણ વિલક્ષણતા છે. નાનાં છોકરાં માટે એ શાળાઓ નહોતી પણ જરા વધારે મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટે એનું અસ્તિત્વ હતું. ગ્રામ-વિનયમંદિરના વિદ્યાર્થીઓમાંથી ૮૦ ટકા વિદ્યાર્થીઓની ઉમ્મર ૧૮ થી ૨૫ વર્ષની હોય છે; ૧૨ ટકાની ઉમ્મર ૨૫ વર્ષ કરતાં પણ વધારે હોય છે; અને ફક્ત ૮ ટકા જ ૧૮ની નીચેના હોય છે. આ શાળાઓ વસ્તુતઃ ખેડૂતોની કોલેજો જ હોય છે. આ શાળામાં દાખલ થતા પહેલાં વિદ્યાર્થીએ સામાન્ય શાળાનું શિક્ષણ મેળવી લીધેલું ધારી લેવામાં આવે છે. ગ્રામ-વિનયમંદિરમાં દાખલ થતા પહેલાં ખેડૂતનાં દીકરા દીકરીએ શાળાઓમાં સામાન્ય તાલીમ મેળવેલી હોય છે, અને પોતાના ખેતરમાં તથા ઘરમાં કામનું પ્રત્યક્ષ શિક્ષણ પણ મેળવેલું હોય છે. છોકરા છોકરીને જ્યારે ઘર છોડીને દુનિયામાં બહાર પડી પોતાનું ફોડી લેવાના વિચારો આવે છે — જ્યારે એને વિશાળ દુનિયા વિષે અને પુસ્તકોમાં દટાયેલાં કે શાળાઓમાં પરંપરારૂપે પેઢીધર અપાતાં ગૂઢ રહસ્યો કે અદ્દભુતતાઓ વિષે જાણવાની જિજ્ઞાસા થાય છે, એટલે કે જુવાનીમાં, — આ અવસ્થા જ્યારે આવે છે ત્યારે, છોકરાં છોકરીઓને ગ્રામ-વિનયમંદિરોમાં બે કે વધારે સત્રો રહેવા મોકલી આપવામાં આવે છે. એક નિયમ તરીકે, તેઓ પાડોશના વિનયમંદિરમાં નહિ પણ દેશના બીજા વિભાગના વિનયમંદિરમાં જાય છે. ત્યાં તેઓ બીજા યુવાનો અને યુવતીઓની ઓળખાણ કરે છે. તેઓ પણ તેમની માફક સીધાં ખેતરોમાંથી આવેલાં હોય છે. આ સમાગમ અને

પરિચયને લીધે એમનામાં એક 'સાર્વજનિક હિતની' ભાવના જાગ્રત થાય છે અને સમાજવાદીઓ જેને 'વર્ગાભિમાન' કહે છે એ જાતની ભાવના બંધાય છે. આ સર્વ અનુભવો પાછળથી એમને ઘણા અગત્યના થઈ પડે છે. સહકારી મંડળીઓ, દુગ્ધાલયો અને ખાટકીખાનાં, ઈંડાંનું ઉત્પાદન અને વેચાણ માટેનાં મંડળો, ઢોરઉછેર અને એવા બીજા હેતુસર મંડળો સ્થાપવામાં આ અનુભવો બહુ કામમાં આવે છે.

ડેન્માર્કની ખેતીવાડીની અત્યારની વ્યવસ્થા મોટે ભાગે આ ગ્રામશાળાઓની આડકતરી અસરને જ આભારી છે.

મેં ઉપર કહ્યું તેમ, આ વિનયમંદિરો ફક્ત સામાજિક કે આર્થિક જ નહિ, પણ ખરું કહીએ તો ધાર્મિક હિલચાલને પરિણામે અસ્તિત્વમાં આવ્યાં હતાં. અમેરિકામાં હબસીઓ માટેની જે ઔદ્યોગિક શાળાઓ છે એના કરતાં આ વિનયમંદિરોનું બાહ્ય સ્વરૂપ તથા પદ્ધતિઓ તદ્દન ભિન્ન છે. પરંતુ તેમનામાં આ એક વસ્તુ સર્વસામાન્ય છે કે, તેઓ અસાંપ્રદાયિક છે, પરંતુ સૌથી વિશાળ અને ઊંડા અર્થમાં તેઓ ધાર્મિક છે. તેઓ ફક્ત માનસિક વિકાસ કરવાનો જ પ્રયત્ન નથી કરતાં, પણ આમ-જનતાનું નૈતિક જીવન ઉન્નત અને બળવાન બને એવો પણ પ્રયત્ન કરે છે. ડેન્માર્કનાં વિનયમંદિરોના આ વિશિષ્ટ લક્ષણની વ્યાખ્યા આપતાં, મને ત્યાં મળેલા એક સદ્‌ગૃહસ્થે એક જ શબ્દ કહ્યો હતો — 'પ્રેરક.'

ગ્રન્ડવિગ વિષે એમ કહેવામાં આવે છે કે, ફક્ત રાજકીય સ્વાતંત્ર્યથી ઉદ્ધાર થાય છે એમ માનનાર એ નહોતો. આમ હોવા છતાં, ડેન્માર્કના રાજકારણ પર આ ગ્રામ-વિનયમંદિરોની ખૂબ અસર પડતી હતી. એમને લીધે જ ખેડૂત પ્રધાન-

મંડળની અસર નીચે ડેન્માર્ક યુરોપમાં એક સૌથી વધારે પ્રજાસત્તાક દેશ બન્યો છે. થોડાં જ વર્ષ ઉપર, ડેન્માર્કનો નાનો ખેડૂત સૌથી નીચી પાયરીના અને અતિ કચડાયેલા વર્ગનો આદમી હતો. પરંતુ હાલમાં દેખાય છે કે, દેશમાં એ સૌથી વધારે નિયામક બળ ધરાવે છે. આ સર્વ એ કેળવણીનું પરિણામ છે. ખરેખર, કેળવણીની અસરનું આ એક ધ્યાન ખેંચે એવું દૃષ્ટાન્ત છે.

ગ્રામ-વિનયમંદિરોની યોજના અને સામાન્ય લક્ષણનું મેં જરા લંબાણથી વર્ણન આપ્યું છે, એનું કારણ એ છે કે, ડેનિશ ગ્રામજીવન તથા કેળવણીમાં તેમનું અસ્તિત્વ સૌથી વહેલામાં વહેલું છે, અને તેઓ એક સૌથી વિશિષ્ટ અને અસાધારણ લક્ષણ ધરાવે છે; તથા મારા જીવનના મોટા ભાગ દરમિયાન જે ઉદ્યોગ-શાળાઓમાં મેં મુખ્યત્વે રસ લીધો છે, તેની પદ્ધતિઓ તથા સ્વરૂપ આ વિનયમંદિરોથી ભિન્ન હોવા છતાં, તેમને ચલાવવાની મૂળ ભાવના એકસરખી જ છે.

તેમ છતાં ડેન્માર્કની ગ્રામશાળા-તંત્રમાં વિનયમંદિરો તેનું એક અંગ જ છે. હાલનાં વર્ષોમાં વિનયમંદિરોની સાથે સાથે એક બીજા પ્રકારની શાળાઓ ઊભી થઈ છે. એમાં કૃષિ-વિદ્યા તથા ઘરગથ્થુ હુન્નરો શીખવવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે, રોસ્કિલ્ડમાં જે ગ્રામ-વિનયમંદિરની મેં મુલાકાત લીધી હતી એનાથી લગભગ અર્ધોક માઈલ દૂર હાલમાં જ એક શાળા ઊભી કરવામાં આવી છે, જેને અમેરિકામાં તો આપણે ઔદ્યોગિક શાળા જ કહીએ. એ શાળામાં કૃષિવિદ્યા તથા ગૃહવિજ્ઞાનની તાલીમ આપવામાં આવે છે. ટસ્કેજીમાં અમારા વિદ્યાર્થીઓને જે પ્રકારની પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે,

એ પ્રકારની તાલીમ, ઘણે ભાગે એ પ્રમાણમાં જ, આ શાળામાં યુવાન સ્ત્રી પુરુષોને આપવામાં આવે છે. એમાં એક અપવાદ છે. આ શાળાઓની તાલીમની મર્યાદા કૃષિવિદ્યા અને ગૃહ-વિજ્ઞાન પૂરતી જ રાખી છે. વળી, દક્ષિણની ઔદ્યોગિક શાળાઓમાં વિદ્યાર્થીઓને સામાન્ય કેળવણી આપવાનો જેવો પ્રયત્ન થાય છે, એવો પ્રયત્ન આ કૃષિ-શાળાઓમાં કરવામાં આવતો નથી. વાસ્તવિક રીતે, હેમ્પ્ટન અને ટસ્કેજીના જેવી શાળાઓ પોતાના વિદ્યાર્થીઓ માટે જે કાર્ય એક જ સમયમાં કરવા પ્રયત્ન કરે છે, એ જ કાર્ય ડેન્માર્કમાં બે જુદી જુદી ઢબની શાળાઓ દ્વારા થાય છે.

પાડોશના વિનયમંદિર માફક આ શાળાનું મકાન પણ એક સરસ સ્થાનમાં આવેલું છે. એની આસપાસ સુંદર બગીચો છે. વિદ્યાર્થીઓ એમાં પોતાની શાકભાજી ઉગાડતા હતા, રસોડામાં યુવાન સ્ત્રીઓ રસોઈ તૈયાર કરવાનું તથા પીરસવાનું શીખતી હતી. શાળાની આખી વ્યવસ્થામાં ગ્રામજીવનની સાદાઈ સાચવી રાખવા જે પ્રયત્ન કરવામાં આવતો હતો એ જોઈ મને ખૂબ રસ પડ્યો. દૃષ્ટાંત તરીકે, પચાસ કે સો વર્ષ પહેલાં ધનવાન ખેડૂતો જે પ્રકારનું તરેહ તરેહના કલાયુક્ત આકારવાળું, નગદ સાદાઈવાળું રાચરચીલું વાપરતા હતા, એ જ પ્રકારનું રાચરચીલું ત્યાં રાખવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો. યુરોપના આ પ્રવાસના મારા સાથી ડૉ. રોબર્ટ ઈ. પાર્કે આ શાળાની મુલાકાત સમયે મને કહ્યું કે, દેશમાં બધે ખેડૂતો સામાન્યતઃ જે જાતના જોડા પહેરીને કામ કરે છે તેવા, લાકડાના જોડા પહેરીને એક અધ્યાપક બાગમાં કામ કરતા હતા. ડૉ. પાર્કે ઘણા દેશોમાં મુસાફરી કરી હતી. જર્મનીમાં એમણે અભ્યાસ

કર્યો હતો, અને ત્યાંની ખેતીવાડી કોલેજમાં પોતાના એક ખાસ વિષયની પદવી મેળવી હતી.

રિંગસ્ટેડમાં આવેલી અને એન. જે. નિલસન લોડરકોવ નામના સદ્ગૃહસ્થે, ઈ. સ. ૧૯૦૨માં સ્થાપેલી 'હસ્મેન્ડ્ઝ' અથવા 'કોટ્સ' સ્કૂલ કહેવાતી શાળામાં મેં જે સમય ગાળ્યો, એ મારા પ્રવાસનો કદાચ સૌથી રસિક અને બોધક ભાગ હતો. આ શાળામાં મેં એક પ્રદર્શન જોયું, એ શાક-ભાજી, દાણા અને ખાસ તો સફરજનનું હતું. આવા ઉત્તમ નમૂનાનું પ્રદર્શન મેં બીજા કોઈ પણ સ્થાને, ખાસ કરીને કોઈ પણ કૃષિશાળામાં, કદી જોયું નહોતું.

આ રસપ્રદ શાળાની મારી મુલાકાત દરમિયાન, કેળવણી વિષે અને ગ્રામ-જીવનની શકયતા સંબંધી, મેં જે જોયું અને જાણ્યું, તે સર્વનું વિગતવાર વર્ણન કરવાની મને તક મળત તો ઘણું સારું થાત. આ તેમ જ બીજી જે શાળાઓ મેં જોઈ તેમની સૌથી વધારે છાપ મારા ઉપર એ બાબતની પડી હતી કે, ડેન્માર્કની જુદી જુદી ઢબની બધી શાળાઓ વ્યવહારમાં પરસ્પર મેળથી કામ કરવામાં ફાવી હતી, અને ગ્રામ-જનતાના જીવન તથા કામધંધાને ઉન્નત કરવા, જીવંત કરવા, અને પ્રેરણા આપવાના કાર્યમાં એ દરેક સંસ્થા પોતપોતાને માર્ગે બીજી સંસ્થાઓ સાથે થઈને કામ કરતી હતી.

રિંગસ્ટેડની શાળાના હું દાખલો આપીશ. શિયાળામાં ત્યાં પુરુષો માટે ખેતીનો અભ્યાસ ચાલે છે અને સ્ત્રીઓ માટે ગૃહવિજ્ઞાનની ગ્રીષ્મશાળા ચાલે છે. આ ઉપરાંત, ટસ્કેજીમાં અમે કરીએ છીએ તેમ, એક બીજો ટૂંકો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે, અને તેમાં વૃદ્ધ માણસોને નોતરવામાં

આવે છે. સ્ત્રીઓ અને પુરુષો માટે અલગ સત્રો હોય છે, શિયાળામાં પુરુષો માટે અને ઉનાળામાં સ્ત્રીઓ માટે. અગિયાર દિવસના એમના સત્રમાં, યુવાનોની માફક વૃદ્ધ માણસો શાળામાં જ રહે છે, એથી તેઓ એકબીજા સાથે તેમ જ તેમના શિક્ષકો સાથે ગાઢ સંપર્કમાં આવવાનો લાભ લે છે. આ શાળા તેમ જ એના જેવી બીજી શાળાઓ લોકો પાસે ક્યાં સુધી પહોંચી ગઈ છે અને કેટલે અંશે એમને સ્પર્શે છે, એનું દૃષ્ટાન્ત આપવા એમના સ્થાપકના મારા ઉપરના એક પત્રમાંથી હું અવતરણ ટાંકીશ. તેઓ કહે છે, 'ધી ક્યોરીહેવ હસ્મેન્ડસ્કોલ' (કોટ્સ સ્કૂલ) ડેન્માર્કમાં એ પ્રકારની શાળાઓમાં સૌથી પ્રથમ છે. ખાનગી જવાબદારી ઉપર એ સંસ્થા ચાલે છે. ઈ. સ. ૧૯૦૨ પછી એ સંસ્થાએ આશરે ૪૦૦,૦૦૦ ક્રાઉન (૧૦૦,૦૦૦ ડૉલર)ની કિંમતનાં મકાનો બાંધ્યાં છે. સાત વર્ષ થયાં એ કામ કરે છે. આ દરમિયાન ૬૩૧ પુરુષો અને ૬૦૩ સ્ત્રીઓએ એમાં ૭ માસ સુધીની તાલીમ લીધી છે. એ ઉપરાંત, ૩,૨૦૫ સ્ત્રીપુરુષોએ અગિયાર દિવસના અભ્યાસક્રમમાં હાજરી આપી છે.'

રિંગસ્ટેડની શાળાએ શરૂ કરેલા ખેડીવાડી અને ગૃહ-વિજ્ઞાનના ટૂંકા અભ્યાસક્રમ ઉપરાન્ત, કેટલાંક ગ્રામ-વિનય-મંદિરો શરદઋતુમાં આપણા 'શોતોકો'ની *માફક મોટી જાહેર

---

* શોતોકો નામની શિક્ષણ-સંસ્થા, ઈ. સ. ૧૮૭૪માં અમેરિકામાં મિલર અને વિન્સેન્ટ નામના મહાશયોએ સ્થાપી હતી. ૧. રવિવાર શાળાઓમાં શિક્ષકો માટે ઉનાળાના વર્ગ ચલાવવા. ૨. લોકો માટે પ્રવચનો તથા વ્યાખ્યાનો આપવાં; આ બે કામો એ સંસ્થા કરતી હતી. હાલમાં આ સંસ્થાનો ખૂબ વિકાસ થયો છે.

સભાઓ રાખે છે. એ સભાઓ એકાદ અઠવાડિયા સુધી ચાલે છે. એમાં ગામડાંનાં ઘણાં સ્ત્રીપુરુષો હાજરી આપે છે. આ સભાઓમાં ઇતિહાસ, સાહિત્ય અને ધર્મના વિષયો ઉપર જાહેર વ્યાખ્યાનો આપવામાં આવે છે. સાંજે સંગીત, નૃત્ય વગેરેનો મનોરંજક કાર્યક્રમ રાખવામાં આવે છે. ગ્રામ-વિનયમંદિરોની દોરવણી નીચે આ સંમેલનો ભરવામાં આવે છે. પહેલાં, પાકની લણણી સમયે થતા ઘરગથ્થુ ઉત્સવોમાં ખૂબ ખાનપાન ઊડતું, પરંતુ કેળવણીવિષયક અથવા તો ઉન્નતિ કરે એવાં તત્ત્વો નહિ જેવાં જ હતાં, એમ મારું માનવું છે. આ ઉત્સવોને સ્થાને, હવે ઉપર જણાવ્યા મુજબનાં સંમેલનો મોટે ભાગે ભરવામાં આવે છે. આ વાર્ષિક સંમેલનોમાં દૂર દૂરના ઘણા લોકો ખેંચાઈ આવતા. એ ઉપરાંત, માસિક સંમેલનો પણ ભરવામાં આવે છે. વિનયમંદિરનાં મકાનોમાં અથવા તો ગ્રામ-સભાગૃહના મકાનમાં કે ગામડાની વ્યાયામશાળાને લગતા મકાનમાં આવાં સંમેલનો ભરવામાં આવે છે. શહેરોમાં, 'હાઇસ્કૂલ હોમ્સ' નામથી ઓળખાતી સંસ્થાઓમાં, કેટલીક વખતે આ સભાઓ ભરવામાં આવે છે. આ 'હાઇસ્કૂલ હોમ્સ' એવડી

---

એની ઘણી શાખાઓ નીકળી છે. જે સ્ત્રીપુરુષો શાળામાં ન જઈ શક્યાં હોય તેમને માટે આ સંસ્થાએ ઘણો અનુકૂળ અભ્યાસક્રમ શરૂ કર્યો છે. આ સંસ્થાનાં અમેરિકામાં ત્રણ મોટાં પરિણામ આવેલાં દેખાય છે: ૧. મુખ્ય સંસ્થાનાં તત્ત્વો અનુસાર ત્રણસો પેટા સંસ્થાઓ સ્થપાઈ છે, ૨. ઠેકાણે ઠેકાણે, ખાસ કરીને અમેરિકન વિશ્વવિદ્યાલયોમાં તથા શિક્ષણ-સંસ્થાઓમાં, ઉનાળાના વર્ગ શરૂ થયા છે, ૩. વ્યવહાર દ્વારા શિક્ષણ આપવાનો અભ્યાસક્રમ પણ મોટા પ્રમાણમાં શરૂ થયો છે.

ગરજ સારે છે: યુવાનો અને યુવતીઓનાં મંડળોના સભાગૃહ તરીકે કામ આવવા ઉપરાંત ગામડાના મુસાફરોને ઘરના જેવી સસ્તી ઉતારાની સવડ આપે છે.

આ રીતે ગ્રામ-વિનયમંદિરોએ પોતાની અસર દેશના દરેક ભાગ ઉપર કરી દીધી છે. ખેડૂત જીવનને એમણે આકર્ષક બનાવ્યું છે. સાદું, સુંદર અને પ્રાણપોષક ગ્રામ-જીવન કેવું હોઈ શકે, એનું દૃષ્ટાંત દુનિયા સમક્ષ ડેન્માર્ક રજૂ કરી શક્યું છે, તે પણ એ શાળાઓને લીધે જ.

બેશક, બીજા દેશોની માફક ડેન્માર્કના ગ્રામ-જીવનમાં પણ કેટલીક એવી બાબતો પણ છે કે જે મેં દોરેલા એના તેજસ્વી ચિત્રમાં કોઈ કોઈ ઠેકાણે કાળાશ આણે છે. જૂના પ્રશ્નોનું નિરાકરણ કરતાં નવા પ્રશ્નો હમેશાં ફૂટી નીકળે છે. કામ ગમે તેટલું વધારે થયું હોય તોપણ, જેઓ સાચી પરિસ્થિતિ પૂરેપૂરી જાણે છે, તેવા માણસોને તો એમ જ લાગે છે કે કામ તો હજી હવે શરૂ થાય છે. તે ગમે તેમ હોય, પરંતુ મને લાગે છે કે, કેળવણી શું શું કરી શકે તે બતાવવા ડેન્માર્કની ગ્રામ-શાળાઓએ જે પરિણામો સાધ્યાં છે, તેના કરતાં વધારે સારો દાખલો નહિ મળે.

સંસ્કારોની અને ઉદ્યોગોની કેળવણીનું તુલનાત્મક દૃષ્ટિએ મૂલ્ય કેટલું, એ બાબત અમેરિકામાં ઘણી વાતો થતી સંભળાય છે. મને લાગે છે કે, ડેન્માર્કમાં હું નહોતો ગયો ત્યાં સુધી સંસ્કારોની કેળવણી એટલે શું એ હું બરાબર સમજ્યો નહોતો; અમેરિકાની કહેવાતી સંસ્કારોની કેળવણી વિષે મેં કંઈક જોયું હતું, એ ઉપરથી મેં એવો ખ્યાલ બાંધ્યો હતો કે, સંસ્કારિતા હમેશ ગ્રીક અને લૅટિન સાથે સંકળાયેલી વસ્તુ

છે, અને એની હિમાયત કરનાર લોકો એમ માનતા કે, માણસોના રોજિંદા સર્વસામાન્ય અનુભવોથી દૂરનું એવું જે પ્રાચીન કે પરદેશી, તે ભણ્યાથી અથવા તો ચોપડીઓમાંથી એવું કાંઇક મેળવી શકાય છે કે જે અદ્ભુત – જાદુઈ – શક્તિ લગભગ ધરાવતું હોય છે. ડેન્માર્કમાં મેં એવી શાળાઓ જોઈ કે જેમાં લગભગ કોઈ પાઠ્યપુસ્તકો જ રાખવામાં આવ્યાં નહોતાં, અને મેં જોયેલી કે સાંભળેલી કોઈ પણ શાળા કરતાં વધારે ભારપૂર્વક સાંસ્કારિક હતી.

મને એક એવી છાપ પડી ગઈ હતી કે, જેને આપણે સામાન્ય રીતે સંસ્કારિતા કહીએ છીએ, તે એક એવું કાંઇક છે કે જે થોડાક કોલેજમાં જઈ શકનારાઓને માટે જ છે, અને જે ગમે તેમ કરીને ત્યાં ભરી દેવામાં આવે છે, અને જેમાં પારંગત થવા માટે વર્ષો સુધીનો લાંબો અભ્યાસ કરવો પડ્યો હોય એવાં વાક્યો અને અગમ્ય ભાષા વડે તે ભરેલાને શીલ કરવામાં આવે છે. ડેન્માર્કમાં મેં એવા સાચા વિદ્વાનો જોયા કે જેઓ સામાન્ય ગ્રામવાસીઓને શિક્ષણ આપતા હતા, કોલેજના શિક્ષણમાં જે કંઈ પારિભાષિક કે સૂક્ષ્મ હોય એ સર્વને કાઢી નાંખવું એ કામને અપનાવ્યું હતું, અને પછી એ જ્ઞાનને સામાન્ય લોકને તેમની લોકભાષામાં આપતા હતા.

કોઈ પરદેશી ભાષાનો અભ્યાસ કરવો, બીજી કોઈ પ્રજાનાં ઇતિહાસ તથા પ્રણાલિકાઓનો અભ્યાસ કરવો એ સાંસ્કારિક કેળવણી, એમ મારા મનમાં સામાન્ય રીતે ખ્યાલ બંધાઈ ગયો છે. ડેન્માર્કમાં મને એવા પ્રકારની કેળવણી માલૂમ પડી કે જે, ભણેલા માણસે જાણવા જોઈએ તે દરેક વિષય અને દરેક દેશને, પોતાની મર્યાદામાં, સ્પર્શતી હતી; અને તેનો ખાસ

પ્રયત્ન એ હતો કે, ડેન્માર્કની કળા, તેની પરંપરા, તેની ભાષા, અને તેનો ઇતિહાસ, તથા વિદ્યાર્થીઓની આસપાસ વસતા જે લોકો, તે બધામાં રસ અને ઉત્સાહ પ્રેરવો. મેં જોયું કે, સાંસ્કારિક કે બૌદ્ધિક કેળવણી એવી હોઈ શકે છે અને હોવી જોઈએ, કે જે મનુષ્યને પોતામાં, પોતાની જાતિમાં, અને આખી માનવજાતમાં રસ, ઉત્સાહ અને શ્રદ્ધા જગવે તથા પ્રેરે અને તેને ઉચ્ચ કરે. કેટલીક વખત ડેન્માર્ક અને બીજે ઠેકાણે થયું છે તેમ, એ એવા પ્રકારની કેળવણી ન હોવી જોઈએ કે જે વિદ્યાર્થીઓ પાસેથી એમની નૈસર્ગિક સ્વતંત્રતા છીનવી લે, અને એમને એમ લાગે કે નજીકની અને પરિચિત વસ્તુ કરતાં, દૂરની, વિદેશી અને ગૂઢ જણાતી વસ્તુ વધારે સારી અને વધારે ઉચ્ચ છે.

કેળવણીના કોઈ પણ સ્વરૂપનું કયું નામ પાડવું, એ ચર્ચામાં મને કદી વિશેષ રસ પડ્યો નથી; દાખલા તરીકે, ટસ્કેજીના અમારા વિદ્યાર્થીઓને અમે જે કેળવણી આપીએ છીએ, એ સાંસ્કારિક છે કે ઔદ્યોગિક છે, કે પછી બન્ને છે, એ ચર્ચામાં મેં કદી પણ બહુ રસ લીધો નથી. મને તો ફક્ત એટલું જ ધ્યાન રાખવામાં રસ હતો કે, જે આમ-જનતાને માટે અમે કેળવણી આપતા હતા એમને એ જાતની કેળવણીની જરૂર છે કે નહિ, અને સંયોગો અનુસાર બની શકે એટલું સારું કામ થાય છે કે નહિ. દૃષ્ટાંત તરીકે, ડૉક્ટર આર. એચ. બોઈડ સાહેબે હબસીઓને એવું શીખવ્યું હતું કે, એમનાં છોકરાંનાં રમકડાં તરીકે 'ગોરી ઢીંગલીઓ' નહિ ખરીદતાં હબસી ઢીંગલીઓ ખરીદવી. ડૉક્ટર બોઈડ કહે છે, 'એથી બાળકો પોતાની જાતિને વખાણતાં તથા માન

આપતાં શીખે છે.' ફિસ્ક યુનિવર્સિટીમાં હબસીને લોકગીત તરફ પ્રેમ રાખવાની પ્રેરણા આપવામાં આવે છે. ટસ્કેજીની અમારી વાર્ષિક પરિષદોમાં તથા અમારા રાષ્ટ્રીય ઉદ્યોગ સંઘમાં અમે એવું કામ કરીએ છીએ કે જેથી અમારી જાતિના સામાન્ય જીવન તથા તેની પ્રગતિને માટે અમારી આમ-જનતામાં રસ અને ઉત્સાહ જાગે. દેશની બધી કોલેજોના બધા હબસી વિદ્યાર્થીઓએ ગ્રીક અને લેટિનની સાંસ્કારિક મનાતી કેળવણીથી જે કંઈ હિત સાધ્યું છે એના કરતાં ઉપર જણાવેલાં કામોથી વધારે હિત સધાયું છે, અને એ કાર્યોમાં રહેલી કેળવણી, તેના સાચા અર્થમાં, વધારે સાંસ્કારિક છે એમ, ડેન્માર્કમાંથી હું જે કાંઈ શીખ્યો છું, એના ઉપરથી મને માલૂમ પડ્યું છે.

કેમ કે, આ જાતની સંસ્કારિતા વધારે વિસ્તારમાં ફેલાય છે, વધારે લોકોને સ્પર્શે છે, અને એમને વધારે ઊંડે ઊતરીને અસર કરે છે. ડેનિશ ગ્રામશાળાઓના મારા અભ્યાસથી, રાષ્ટ્રીય અને જાતીય ભાવના પોષવા અને પ્રેરવા શું કરવું, એ શીખવા ઉપરાંત એ અભ્યાસે મને એ પણ દર્શાવી આપ્યું છે કે, પ્રજાની નૈતિક અને આર્થિક સ્થિતિ એટલી નિકટતાથી ઓતપ્રોત વણાયેલી હોય છે કે, એક માણસ બીજાની પ્રગતિમાં એવી રીતે પોષકતા પૂરે છે અને પોતે પણ સામેથી ફાયદો ઉઠાવે છે કે, તેથી કરીને આખા રાષ્ટ્ર કે જાતિના જીવનની દશા સારી, સધ્ધર અને સંગીન બને છે.

૧૨

# હબસીના કેળવણીકામમાં ભૂલો અને એનું ભાવિ

દક્ષિણમાં હબસીઓની કેળવણીના કાર્યમાં હું ત્રીસ વર્ષ સુધી પ્રવૃત્ત રહ્યો છું. એ સમય દરમિયાન, એને પરિણામે જુદી જુદી જાતની હબસીઓની શાળાઓના સંપર્કમાં હું આવ્યો છું. દક્ષિણના દરેક ભાગમાં આ શાળાઓની મેં મુલાકાત લીધી છે. એમના કામ સંબંધી અભ્યાસ કરવાની અને એમની મુશ્કેલીઓ તેમ જ એમને મળેલા વિજય સંબંધી કંઈક જાણવાની મને તક મળી હતી. દાખલા તરીકે, છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન, મારા બીજા કામમાંથી ફાજલ વખત કાઢી, આઠ જુદાં જુદાં સંસ્થાનોમાં જઈને નિરીક્ષણ માટે મેં લાંબો પ્રવાસ કર્યો છે. એ દરમિયાન મેં શાળાઓની સ્થિતિ તપાસી છે અને જ્યાં જ્યાં ગયો છું ત્યાં ત્યાં એમના હિતના બે બોલ મેં કહ્યા છે. આ મુસાફરી કરતાં મકાનોમાં થયેલી પ્રગતિ જોવાની મને તક મળી છે. એ ઉપરાંત, એ જુદી જુદી ઢબની શાળાઓની આસપાસ વસેલાં કુટુંબો અને સમાજના લોકો ઉપર એમની જે અસર થઈ છે, એનું નિરીક્ષણ કરવાની તક પણ મળેલી છે.

હબસીની કેળવણી વિષે મેં જે જોયું છે અને જાણ્યું છે, અને જે રીતે મેં એનું વર્ણન કર્યું છે, એનો સમગ્ર વિચાર

કરતાં મારી પોતાની વ્યાપક કેળવણીનાં સંસ્મરણોના અંતમાં, સારાંશ રૂપે, કોઈ કથન કરી શકું તો સારું, એમ મને લાગ્યું છે. જે કંઈ કાર્યસિદ્ધિ થઈ છે એના વિષે જ નહિ, પરંતુ દક્ષિણ સંસ્થાનોના હબસીઓની સામાન્ય કેળવણીની હાલની જરૂરિયાતો તથા એનું ભાવી કેવું જણાય છે, એ સંબંધી પણ કંઈક કહેવું જોઈએ એમ મને લાગે છે. આ કાર્ય માટે હું જે કંઈ કરી શક્યો છું એમાંથી જ મારી વ્યાપક કેળવણીનો મોટો ભાગ મેં પ્રાપ્ત કર્યો છે, એ હકીકત લક્ષમાં લેતાં પણ, આ સ્થાને આ કથન અસ્થાને નહિ જણાય. ત્યારે, પહેલી તો હું એ વાત કહું કે, અમારી જાત ગુલામીમાંથી અતિ મોડી મુક્ત થઈ છે; પરંતુ તેની આસપાસ પથરાયેલા સુધારામાંથી તેનાં સર્વોચ્ચ અને સર્વોત્તમ તત્ત્વો પકડી લઈ તેમને અપનાવવાનો જેવો પ્રયત્ન એ જાતે કર્યો છે, એવો ઇતિહાસમાં બીજી કોઈ પ્રજાએ નથી કર્યો; અને, અમેરિકાની નિગ્રો પ્રજાએ જેટલા સમયમાં જેટલી પ્રગતિ કરી છે, તેટલા સમયમાં અને તેટલી પ્રગતિ તેના જેવી સ્થિતિની બીજી કોઈ પ્રજાએ કરી નથી.

વળી, મારે સાથે સાથે એ પણ ઉમેરવું જોઈએ કે, અમેરિકન ગોરાએ હબસીને સુધારવાને માટે અને એનો ઉદ્ધાર કરવા માટે જેટલી ઉદારતાથી પ્રયત્ન કર્યો છે, તેના કરતાં વધારે ઉદારતાથી દુનિયાના ઇતિહાસમાં કોઈ જાતિએ બીજી જાતિને માટે કદી કર્યો નથી. આ હું એટલા માટે કહું છું કે, એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે, હબસીને અહીં આણવાની અને એને ગુલામીમાં રાખવાની જવાબદારી જો અમેરિકન ગોરાની હતી, તો તેને સ્વાતંત્ર્ય આપવાની તથા છેલ્લાં અડતાલીસ વર્ષમાં હબસી જે ભારે પ્રગતિ કરી શક્યો છે

એની તક આપવાની એટલી જ જવાબદારી પણ એ અમેરિકન ગોરાની જ હતી.

આમ છતાં, દક્ષિણમાં હબસીના શિક્ષણ વિષે હાલ જે સ્થિતિ પ્રવર્તે છે એ જોતાં, એના ભૂતકાળ કરતાં ભવિષ્યનો વધારે ખ્યાલ કરતાં, એ શિક્ષણમાં હાલ જે અપૂર્ણતા, ખામી અને અસંતોષકારક સ્થિતિ જોવામાં આવે છે, એની મારા ઉપર અસર થઈ છે. મને ભય છે કે, હબસીને કેળવણી માટે પ્રત્યક્ષ જે સગવડો મળે છે, એના સંબંધી ઉત્તર અને દક્ષિણમાં બન્ને ઠેકાણે લોકોને ઘણો ખોટો ખ્યાલ બંધાઈ ગયો છે.

પ્રથમ તો એના વિષે કહેવામાં તો ઘણું આવે છે, છતાં ઉત્તરના ગોરાઓને જે અર્થમાં કેળવણી મળેલી છે એ અર્થમાં, દક્ષિણની સામાન્ય શાળાઓમાં કે હબસી કૉલેજોમાં હબસી આમ-જનતાને કદી કેળવણી મળી નથી. કહેવાતું ઉચ્ચ જ્ઞાન આપનાર દક્ષિણની હબસી શાળાઓ સંબંધી વિગતોમાં ઊતર્યા સિવાય કેટલીક મુદ્દાની હકીકત હું આપું. દક્ષિણમાં સામાન્ય રીતે કૉલેજોના વર્ગમાં ગણાતી હબસીઓની પચીસ શાળાઓ છે. સંયુક્ત સંસ્થાનોના કેળવણી ખાતાના કમિશનરના નિવેદન પ્રમાણે, એમની પાસેની મિલકત અને સખાવતોની કુલ કિંમત ૭,૯૯૩,૦૨૮ ડૉલર જેટલી છે. ઉત્તર સંસ્થાનોમાં ઉચ્ચ કેળવણી આપનાર અગિયાર વ્યક્તિગત સંસ્થાઓ છે. દરેક સંસ્થા પાસે, દક્ષિણની બધી હબસી કૉલેજોની એકત્ર મિલકતની કિંમત જેટલી અથવા એથી પણ વધારે કિંમતની મિલકત અને સખાવતો છે. દાખલા તરીકે, ઉત્તરમાં પાંચ કૉલેજો કે વિશ્વવિદ્યાલયો છે. એ દરેકની પાસે ૨૦,૦૦૦,૦૦૦

ૉલર કરતાં પણ વધારે કિંમતની મિલકત અને સખાવતો છે. ત્રણ વિશ્વવિદ્યાલયો એવાં છે કે જેમની મિલકત અને સખાવતોની એકત્ર કિંમત લગભગ ૧૦૦,૦૦૦,૦૦૦ ડૉલર જેટલી છે.

હબસીઓની ૨૪ મુખ્ય કૉલેજોની એકત્ર વાર્ષિક આવક ૧,૦૪૮,૩૧૭ ડૉલર જેટલી છે. ગોરાઓની પંદર શાળાઓ એવી છે કે જેમની દરેકની વાર્ષિક આવક દસ લાખથી તે પચાસ લાખ ડૉલર જેટલી છે. વસ્તુતઃ ઉત્તરમાં શિક્ષણની એક જ સંસ્થા એવી છે કે જેની આવક, ઈ. સ. ૧૯૦૯ની સાલમાં, હબસીઓની બધી સંસ્થાઓની એકત્ર આવક કરતાં લગભગ બેવડી હતી ! એ ૧૨૩ સંસ્થાઓમાં કૉલેજો, ઔદ્યોગિક શાળાઓ અને શિક્ષણની ખાનગી સંસ્થાઓનો સમાવેશ થાય છે. તેમાં વળી આ ખાનગી સંસ્થાઓ તો એવી જ ગણી છે કે જેમના વિષે કેળવણી ખાતાના કમિશનરને કોઈ ને કોઈ વખતે હકીકત મળેલી હોય. હું માનું છું કે, આ હકીકતો એમ બતાવે છે કે, ઉચ્ચ શિક્ષણની હબસી સંસ્થાઓ ગમે તેટલી સંખ્યાબંધ હોય, છતાં સંયુક્ત સંસ્થાનોના એક કરોડ હબસીઓને એ સંસ્થાઓમાંથી જેવા પ્રકારની અને જેટલા પ્રમાણમાં કેળવણી મળવી જોઈએ, એવા પ્રકારની અને એટલા પ્રમાણમાં એમની પાસેથી નથી મળતી.

એમ છતાં, હબસીઓની જરા વધારે પછાત ગણાતી કેટલીક કોમોની જે સ્થિતિ મને જણાઈ છે, એ વિષે કહું. દાખલા તરીકે, મારા પોતાના સંસ્થાનમાં એવી કોમો છે કે જેમાં હબસી શિક્ષકોને વર્ષમાં ત્રણ કે ચાર માસ સુધીના કાર્ય બદલ, માસિક પંદરથી સત્તર ડૉલર કરતાં વધારે વેતન આપવામાં નથી આવતું. 'મોન્ટગોમેરી એડવર્ટાઈઝર'

નામના પત્રમાં તાજેતરમાં જ એક જાહેર પત્ર લખી મેં જણાવ્યું હતું એ પ્રમાણે, હબસી કેદીઓ પાછળ શિક્ષકો કરતાં વધુ પૈસા આપવામાં આવે છે. પહેલા વર્ગના સશક્ત હબસી કેદી પાછળ હાલમાં લગભગ માસિક ૪૬ ડૉલર ખર્ચાય છે; બીજા વર્ગના કેદી પાછળ ૩૬, અને ત્રીજા વર્ગના પાછળ ૨૬ ડૉલર, અને તે વર્ષના બારે માસ ચાલે છે. આ વસ્તુ ઓછામાં ઓછું કદાચ એટલું તો બતાવશે કે કેટલીક હબસી ગ્રામશાળાઓમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે.

હું એમ નથી કહેવા માગતો કે, બીજે ઠેકાણે પણ ઉપર કહ્યા જેટલી જ ખરાબ સ્થિતિ પ્રવર્તે છે. તેમ છતાં, ‘ હબસીઓની કેળવણીનાં પરિણામ ’ વિષે વાત કરવા કોઈ બેસે ત્યારે એટલું તો યાદ રાખવું જોઈએ કે, હબસી આમ-જનતાની બાબતમાં કેળવણીનો ખરો પ્રયત્ન હજુ સુધી નથી કરાયો.

જુદી જુદી હબસી શાળાઓમાં કેળવણીનું કોઈ ચોક્કસ ધોરણ નથી, એ હબસીઓની કેળવણીમાં એક મુસ્કેલી છે. દાખલા તરીકે, અમુક શાળા સામાન્ય શાળાના સાધારણ વિષયો જે ગ્રીક લૅટિન તે શીખવનારી શાળા છે કે સુથારી, લુહારી યા સીવણ શીખવનારી શાળા છે, એ એના નામ ઉપરથી કહેવું સંભવિત નથી. એથી આગળ જતાં, આ શાળાઓમાં શિક્ષણની પદ્ધતિ કે તેની કાર્યશક્તિનું કોઈ પણ સ્વીકૃત ધોરણ નથી. એવું પણ બને કે, કોઈ વિદ્યાર્થીને ફક્ત ઉપરચોટિયું જ્ઞાન મળતું હોય; સહેલાઈથી કોઈ પુસ્તક કે વર્તમાનપત્ર વાંચી શકે એટલું વાંચવાલખવાનું પણ શીખતો ન હોય. કોઈ એક વિષયની કદાચ એને સારી તાલીમ

મળતી હોય તો બીજા કોઈ વિષયમાં લગભગ મીડું પણ હોય. આવી શાળામાં દાખલ થનાર વિદ્યાર્થી, શાને માટે પોતે ત્યાં જાય છે, એ જાણતો નથી; અને દસમાંથી નવ માટે એવું બને કે, પોતે ત્યાંથી શું લઈને બહાર પડે છે એ પણ એ જાણતો હોતો નથી. ઘણી બાબતોમાં તો એવું હોય છે કે, પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી વિદ્યાર્થી જે પ્રમાણપત્ર લઈને ઘેર જાય છે એ પ્રમાણપત્ર એક સોનાની ઈંટ સમાન થઈ પડે છે. એણે એને એમ માનતો કર્યો છે કે, પોતે કેળવણી પ્રાપ્ત કરી છે, જ્યારે ખરી રીતે, કેળવણી શું છે, એ ખોળી કાઢવાની તક જ એને કદી મળી નથી.

એક યુવાનની વાત મને યાદ આવે છે. મેં ઉપર ઉલ્લેખ કર્યો છે એવી એક કૉલેજમાંથી તે અમારી પાસે આવ્યો હતો. ગ્રીક, લૅટિન, જર્મન, ખગોળ અને બીજા બધા વિષયો સાથે ટૂંકાક્ષરી પણ એ ત્યાં શીખ્યો હતો. એને માલૂમ પડ્યું કે, એના ગ્રીક લૅટિનનો એ ઉપયોગ કરી શકે એમ નહોતું, તેમ જ જર્મન ભાષાનો ઉપયોગ કરી શકાય એ પૂરતું એ વિષયનું શિક્ષણ પણ એણે પ્રાપ્ત કર્યું નહોતું; અને તેથી જ એ ટૂંકાક્ષરી જાણનાર તરીકે અમારી પાસે આવ્યો હતો. કમભાગ્યે, જર્મન ભાષાનું એને જે જ્ઞાન હતું એના કરતાં ટૂંકાક્ષરીનું કે અંગ્રેજી ભાષાનું એનું જ્ઞાન કંઈ વધારે સારું નહોતું. ટૂંકાક્ષરીમાં નિષ્ફળ નીવડ્યા પછી એણે બીજી ઘણી બાબતો ઉપર હાથ અજમાવી જોયો. પરંતુ એણે કૉલેજમાં અભ્યાસ કર્યો હતો અને પ્રમાણપત્ર પણ મેળવ્યું હતું એ જ કારણે, કોઈ પણ એક કાર્ય સારી રીતે કરવાની લાયકાત મેળવવા માટે પોતાનો દેકો નમાવી શકતો

નહિ. પરિણામ એ આવ્યું હતું કે, તે દેશમાં બધે રખડતો ફરતો હતો અને હમેશાં જાતે દુઃખી અને અસંતોષી રહેતો હતો, અને કદી પોતાની જાતને કે પોતાના માલિકોને સંતોષ આપી શકતો નહોતો.

અંગ્રેજીમાં પત્ર લખવાનો હોય તો વ્યાકરણ કે એક વા બીજા પ્રકારની ભૂલ કર્યા સિવાય આ યુવાન લખી શકતો નહોતો. છતાં જ્યારે મેં છેલ્લું એની પ્રવૃત્તિ વિષે સાંભળ્યું ત્યારે મને માલૂમ પડ્યું કે, ધંધાનું સંગઠન કેમ કરવું એ વિદ્યાના શિક્ષકનું કામ એ કરતો હતો; અરે, મેં ઉપર વર્ણવી એવી એક નાની કૉલેજમાં, તે વિષયના શિક્ષણ ખાતાના મુખ્ય અધિકારી તરીકે એ કામ કરતો હતો! એક વ્યવસ્થિત કાર્યાલયમાં એ એના ટૂંકાક્ષરીના જ્ઞાનનો ઉપયોગ કરી શક્યો નહોતો; પરંતુ એક નિગ્રો કૉલેજ (કે જેની જાતની, કમભાગ્યે દક્ષિણમાં ઘણી વધારેપડતી સંખ્યા છે,) તેના ધંધા-સંગઠનના વિષયનો અભ્યાસક્રમ સારી રીતે શીખવી શકતો હતો!

હવે, આ યુવાનમાં એની કેળવણી સિવાય બીજી કંઈ પંચાત નહોતી. એ ઉદ્યોગી, મહત્ત્વાકાંક્ષી અને સંપૂર્ણ વિશ્વાસપાત્ર હતો. એની પાસે જે કંઈ કાર્ય કરાવવાની જરૂર જણાય એ કાર્ય કરવાનું એ શીખી શકે એટલા લાંબા સમય સુધી એને એ જગ્યાએ વળગેલો રાખવામાં આવ્યો હોત તો, મારા અભિપ્રાય પ્રમાણે, એ એક કીમતી માણસ થઈ પડે એવો હતો. પણ થયું હતું એ કે, એની ઉચ્ચ કેળવણીએ એને બગાડી મૂક્યો હતો. કૉલેજમાં પસાર થવામાં એ કેળવણી મેળવી રહ્યો છે એમ એને શીખવવામાં આવ્યું

હતું. જ્યારે વાસ્તવિક રીતે તો, કેળવણીના નામને સાર્થક કરે એવી ખરેખરી કેળવણી એને મળી જ નહોતી.

હબસી શાળાઓની એક ભૂલ ઘણી વાર થયેલી છે તે એ કે, કોઈ પણ પ્રકારે શાળાના અભ્યાસક્રમમાં પ્રાથમિકથી માંડીને કૉલેજની કેળવણી સુધી લઈ જવાનો એમણે પ્રયત્ન કર્યો છે. મારા એક મિત્રના શબ્દો કહું તો, 'વિદ્યાર્થીઓને પારણાથી તે કબર સુધી લઈ જવાનો આ પ્રયત્ન છે.' પરિણામ એ આવ્યું છે કે, ઘણી નિગ્રો કૉલેજોએ પ્રાથમિક દશાના અભ્યાસનો બોજો એવો વધારી મૂક્યો છે કે, તેઓ ખરેખરું કૉલેજનું કામ જરા પણ કરી શકતી નથી, જોકે તેઓ હજુ કૉલેજનું ખોખું ચાલુ રાખે છે અને એમના વિદ્યાર્થીઓ હજુ પણ પોતાને 'કૉલેજના વિદ્યાર્થીઓ' કહેવડાવે છે.

આ રીતે પોતાને કૉલેજ કહેવડાવતી લગભગ દરેક નાની શાળાએ પ્રાથમિક ધોરણથી માંડીને વિશ્વવિદ્યાલય સુધીનું પોતાનું એક સંપૂર્ણ શિક્ષણ-તંત્ર ઊભું કર્યું છે. આમ અસંભવિત કાર્ય ઉપાડ્યા પછી, અને ખાસ કરીને એમની આર્થિક સગવડ ઘણી જ ઓછી હોવાથી, એમનું કાર્ય ઘણી વખતે ખરાબ રીતે થાય છે એમાં કંઈ નવાઈ નથી.

મને યાદ છે કે, દક્ષિણ સંસ્થાનના એક પછાત જંગલી પ્રદેશમાં આવી એક સંસ્થાની મેં મુલાકાત લીધી હતી. એક ખખડી ગયેલા મકાનમાં શાળા ચાલતી હતી. એનું બાંધકામ શિક્ષકોએ તથા વિદ્યાર્થીઓએ કર્યું હતું, જોકે કરવત કે કાટખૂણો કેમ પકડવો એનું સૌથી પ્રાથમિક જ્ઞાન પણ એમનામાંના કોઈને નહોતું, એમ સ્પષ્ટ જણાતું હતું.

પવન મકાનના ખૂણે ખૂણે આરપાર ફરી વળતો હતો. મકાનના એક ખૂણે ભોંયતળિયા ઉપર કેટલાક મિત્રોએ બક્ષિસ આપેલી બાઈબલની નકલોનો ઢગલો ખડકવામાં આવ્યો હતો. શયનગૃહ કલ્પનામાં પણ ન આવે એવું અવ્યવસ્થિત હતું. અર્ધું મકાન તો બળી ગયેલું હતું અને એને ફરી બાંધવાની કોઈએ તસ્દી લીધી જ નહોતી. ભાગી ગયેલા ખાટલાઓ અને જૂની સાદડીઓ ઓરડે ઓરડે આમતેમ વેરણછેરણ ખડકેલી પડી હતી. આ ઉપરાંત, જોઈતું પીવાનું પાણી મેળવવા માટે જે નિષ્ફળ પ્રયત્નો કરવામાં આવ્યા હતા એ ઉપરથી, શાળા સાથે સંબંધ ધરાવતી દરેક વ્યક્તિની તદ્દન નાલાયકી સિદ્ધ થતી થતી. શાળાની આસપાસના વાડાને તેઓ 'કેમ્પસ' તરીકે ઓળખતા. એમાં ઠેકાણે ઠેકાણે કોઈએ કૂવો ખોદવાના પ્રયત્નો કર્યાના ઊંડા અને જોખમકારક ખાડા હતા. અને તેમાં એ નિષ્ફળ થયો હતો, કેમ કે એ કામ કેવી રીતે કરવું એનો એને જરાય ખ્યાલ નહોતો એ સ્પષ્ટ દેખાતું હતું.

હું જે વખતે ત્યાં હતો એ સમયે પડોશની એક જૂની કાંપવાળી જમીનમાંથી શાળાને પાણી પૂરું પાડવામાં આવતું હતું; પરંતુ ત્યાંના પ્રમુખે એક ભારે યોજના તૈયાર કરી હતી, એ મને સમજાવી. એ યોજના અનુસાર એક કૃત્રિમ સરોવર બાંધવાનું હતું. આ સાહસિક યોજનાથી વિદ્યાર્થીઓને વધુમાં કામ કરવાની એક લાભદાયક તક મળશે, એમ પણ એમણે મને જણાવ્યું.

એમના અભ્યાસક્રમ સંબંધી જ્યારે મેં આ માણસને પૂછ્યું ત્યારે એમણે મને એક લાંબો કાગળ આપ્યો. એ આશરે પંદર ઇંચ પહોળો અને બે ફૂટ લાંબો હતો. એમાં

જુદી જુદી શાળાઓના બધી જાતના અભ્યાસક્રમોની નકલ કરેલી હતી. એ શાળાઓમાં ધાર્મિક મંડળો, વિશ્વવિદ્યાલયો, અને ઔદ્યોગિક શાળાઓનો પણ સમાવેશ થતો હતો. આ કાગળ ઉપરથી એવું જણાતું હતું કે, એમની શાળામાં હિબ્રૂથી માંડીને તાર મોકલવાની વિદ્યા સુધીના સર્વ વિષયો શીખવવાના હતા. વસ્તુતઃ એમણે જે યોજના ઘડેલી હતી એ યોજના પ્રમાણે શિક્ષણ આપવા આશરે બસો શિક્ષકો જોઈએ.

મેં એમને પૂછ્યું કે, 'વિદ્યાર્થીઓને જરૂરનું હોય અને તેમને જેટલું શીખવી શકાય એટલા જ અભ્યાસક્રમની મર્યાદાને તમે કેમ વળગી નથી રહેતા?' એમણે જવાબમાં મને સમજાવ્યું કે, કેટલાક લોકોને એક પ્રકારની કેળવણી જોઈએ છે અને કેટલાક લોકોને બીજા પ્રકારની કેળવણી જોઈએ છે. તેમને પોતાને લાગતું વળગતું હતું ત્યાં સુધી તો, તેઓ ઉદાર દૃષ્ટિબિન્દુ રાખતા, જે કોઈ માણસને જે કંઈ જોઈતું હોય એ આપવા તેઓ તૈયાર જ હતા. એમના વિદ્યાર્થીઓને ઔદ્યોગિક કે ધાર્મિક કે કોલેજની, જે કેળવણી જોઈતી હોય તે તેઓ આપવા ધારતા હતા.

મેં એમને કહ્યું કે, 'યોજના તો પૂરતી વિશાળ છે, પરંતુ એને અમલમાં મૂકવાનું અશક્ય છે.' તેમણે જવાબ આપ્યો, 'હા, હાલમાં તો અસંભવિત જણાય છે. પણ હું હમેશાં ઉચ્ચ લક્ષ્ય રાખવામાં માનું છું.' અને આ આખા કિસ્સામાં કરુણ વાત તો એ હતી કે, આ માણસ અને એની આસપાસના લોકો, પોતે જે કરવાનો પ્રયત્ન કરતા હતા, એમાં પૂરેપૂરા પ્રામાણિક હતા. કેળવણી શું છે અને શાને માટે છે એટલું જ ફક્ત તેઓ જાણતા નહોતા.

દક્ષિણમાં સામાન્ય રીતે પાંચ પ્રકારની નિગ્રો શાળાઓ છે: (૧) સામાન્ય શાળાઓ, જેમને મોટે ભાગે સરકારની મદદ મળે છે, અને ઘણાં દૃષ્ટાંતોમાં હબસીઓના ફાળાથી એમાં પૂર્તિ થાય છે; (૨) વિદ્યાલયો અને નામધારી કૉલેજો અથવા વિશ્વવિદ્યાલયો, જેમને કેટલેક અંશે હબસી ધાર્મિક મંડળો ટેકો આપે છે અને કેટલેક અંશે સખી ગૃહસ્થો અને મંડળો ફાળા આપી સહાય કરે છે; (૩) સંસ્થાનની 'નૉર્મલ,' યંત્રવિદ્યાની અને ખેતીવાડીની કૉલેજો, જેમને સંસ્થાનની સરકાર અને મધ્યસ્થ સરકારની થોડે થોડે ભાગે સહાય મળે છે; (૪) વૈદકીય શાળાઓ, જે સામાન્ય રીતે એક યા બીજી કૉલેજ સાથે સંબંધ ધરાવે છે, પરંતુ ખરી રીતે ઓછેવત્તે અંશે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે; (૫) હૅમ્પ્ટન અને ટસ્કેજીના નમૂનાની ઔદ્યોગિક શાળાઓ.

જોકે ઘણાં દૃષ્ટાંતોમાં તો આ શાળાઓ પાસે પાસે જ હોય છે, છતાં ઘણીખરી શાળાઓ બીજી બધી શાળાઓના જેવું જ મોટે ભાગે કાર્ય કરવાનો પ્રયત્ન કરે છે. એકેએક શાળા બીજી બધી શાળાઓનું જ કામ કરવાનો પ્રયત્ન કરે છે, તેથી સહકાર અને સંગઠિત કાર્ય કરવાની તક ગુમાવાય છે. એને બદલે, ઘણી વખત તો તેઓ આર્થિક સહાય તથા વિદ્યાર્થીઓની ભરતી માટે અંદરોઅંદર કજિયો તથા હરીફાઈ કરતી માલૂમ પડે છે. કૉલેજો અને વિદ્યાલયો ઘણી વખતે સાર્વજનિક શાળાઓમાંના વિદ્યાર્થીઓને પોતાને ત્યાં ખેંચી જાય છે. રાષ્ટ્રીય સરકારે કેટલેક અંશે સહાય કરેલી ખેતીવાડીની શાળાઓ, કેટલીક ધાર્મિક શાળાઓ કરતાં ભાગ્યે જ જુદી પડતી દેખાતી હોય છે. એકબીજાની સાથે અને જાહેર

સત્તાવાળાઓની સાથે સહકારથી કામ કરવાને બદલે અને એવો સહકાર સાધીને સાર્વજનિક શાળાઓનો ઉદ્ધાર કરવાને બદલે, તથા આમ કરીને શિક્ષણની જુદી જુદી સંસ્થાઓના કાર્યમાં તથા પદ્ધતિઓમાં કોઈ પણ પ્રકારની સુસંગતતા સાધવાને બદલે, આ જુદી જુદી શાળાઓ ઘણી વખત એક-બીજાના કાર્યમાં પથરા નાખીને નુકસાન કરવાના પ્રયત્ન કરવામાં પોતાનાં સમય અને શક્તિનો વ્યય કરે છે.

આ જુદા જુદા પ્રકારની હબસી શાળાઓમાં સહકારના અભાવનો અમને ટસ્કેજીમાં કંઈક અનુભવ થયો હતો. કેટલાંક વર્ષોથી અમે શિક્ષકો તરીકે ઘણા ગ્રેજ્યુએટ રોકયા છે. એમાં, દક્ષિણની કેટલીક સારી ગણાતી કૉલેજોના ગ્રેજ્યુએટો ઉપરાંત ઉત્તરની પણ ઉત્તમ કૉલેજોના કેટલાક હતા. આ કૉલેજોના ગ્રેજ્યુએટોને બીજા કોઈ પણ સ્થળ કરતાં ટસ્કેજીમાં નોકરીની વધારે લાભદાયક તક મળતી હતી. છતાં મને હજુ સુધી દક્ષિણની આ કૉલેજોમાંથી આવનાર એક પણ ગ્રેજ્યુએટ એવો મળ્યો નથી કે જેણે ઔદ્યોગિક કેળવણીનો હેતુ કે હેતુઓ શા છે એ સંબંધી અભ્યાસ કર્યો હોય. અને કેટલીક કૉલેજો એવો દાવો કરે છે કે, એમના કાર્યનો મોટો ભાગ ઔદ્યોગિક શાળાઓમાં કામ કરે એવા શિક્ષકોને તૈયાર કરવામાં રહેલો છે, તોપણ આ વાત સાચી છે.

ઔદ્યોગિક શાળામાં શિક્ષણ આપવાને લાયક બને એવું જ્ઞાન અને તૈયારી આ ગ્રેજ્યુએટો ધરાવતા હોતા નથી એ વાત સાચી છે, એટલું જ નહિ પણ ઘણા દાખલામાં તો તેઓ આ ઔદ્યોગિક શાળાઓ જે કાર્ય કરવા પ્રયત્ન કરે છે એના સંબંધી તદ્દન વિકૃત કલ્પનાઓ ધરાવીને અમારી પાસે આવ્યા છે.

કૉલેજના ગ્રેજ્યુએટાનો મોટો ભાગ, કૉલેજ છોડયા પછી ઘણુંખરે ભાગે, શહેરોની અથવા ગામડાંઓની શાળાઓમાં શિક્ષકો તરીકે કામ કરવા જાય છે. આમ છતાં, કૉલેજો અને ઔદ્યોગિક શાળાઓ વચ્ચેના સહકારના જે અભાવનું મેં વર્ણન કર્યું છે, એ અભાવ કૉલેજો અને સાર્વજનિક શાળાઓ વચ્ચે પણ હોય છે. ગ્રેજ્યુએટ થયા પછી હબસી કૉલેજોના વિદ્યાર્થીઓ પોતે જે શાળામાં અથવા સમાજમાં કામ કરે છે, એ સમાજની સાચી સ્થિતિનો અને સમાજના લોકોની સાચી જરૂરિયાતોનો પદ્ધતિસર અભ્યાસ કરવાની તક મેળવતા જવલ્લે જ માલૂમ પડશે, એમ મારો અનુભવ છે. એ ગ્રેજ્યુએટાની ફરજ તો એ હોવી જોઈએ કે, શાળા અને જીવનને કેવી રીતે જોડવાં એ પ્રશ્ન ઉકેલીને એ પ્રકારની પદ્ધતિ પણ એમણે શીખવવી જોઈએ. એમ કરવાથી શાળાઓ એક પ્રકારની પ્રેરણાઓનું કેન્દ્ર બની જાય અને એમની આજુબાજુનો સમાજ પણ ધીમે ધીમે પલટાઈ જાય. પરંતુ, આ કૉલેજોના વિદ્યાર્થીઓને ઘણી વખત એવા ખ્યાલ સહિત બહાર જવા દેવામાં આવે છે કે, એમનું પ્રમાણપત્ર એ જાણે ઉમદાપણાનો એક જાતનો પેટન્ટ લીધેલો છે, તેથી બીજાથી પોતે ઊંચા અને શિક્ષક તરીકે સમાજમાં જવામાત્રમાં પણ પોતે ત્યાગ કરે છે, એમ એમને લાગે છે.

જે હબસી કૉલેજોમાં આટલા બધા શિક્ષકો તૈયાર કરવામાં આવે છે એ કૉલેજો એક વસ્તુની અગત્ય સમજી નથી. દક્ષિણના ગોરા લોકોને તેમણે ખાતરી કરી આપવી જોઈએ કે, કેળવણીથી ગોરાઓમાં જે સુધારણા થાય છે તે જ સુધારણા હબસીઓમાં પણ થાય છે. કેળવણીને લીધે હબસી વધારે ઉપયોગી મજૂર

બને છે, વધારે સારો શહેરી બને છે, અને જીવનના સર્વ પ્રકારના સંબંધોમાં વધારે વિશ્વાસપાત્ર પણ બને છે, અને તેથી એની કેળવણી પાછળ કરેલું ખર્ચ લેખે લાગે છે. આવી અગત્યની સમજણનો અભાવ જ દક્ષિણની સાર્વજનિક શાળાઓમાં હબસીની કેળવણીની પ્રગતિમાં એક મુખ્ય હરકત છે, એવો મારો અભિપ્રાય છે. કેળવણીને પરિણામે હબસી વા હબસણ વધુ સારો પુરુષ વા વધુ સારી સ્ત્રી બને છે એ બાબતની ખાતરી જ્યાં સુધી દક્ષિણની ગોરી આમ-જનતાને નહિ થાય, ત્યાં સુધી પોતાના શિક્ષણને માટે સાર્વજનિક શાળાઓ ઉપર આધાર રાખનાર હબસી આમ-જનતા વત્તેઓછે અંશે અજ્ઞાન અવસ્થામાં જ રહેશે.

કેવળ વિદ્યાવ્યાસંગી પદ્ધતિની કેટલીક શાળાઓએ જાહેર કર્યું છે કે, જૂની પદ્ધતિની પાંડિત્ય-ઉપાસનાને વળગી રહેવામાં તેમનો હેતુ વિદ્યાર્થીને સાચો ખ્રિસ્તી ગૃહસ્થ બનાવવાનો છે. અલબત્ત, દરેક સ્ત્રી વા પુરુષે ખ્રિસ્તી તો બનવું જોઈએ, અને બની શકે તો સદ્‌ગૃહસ્થ વા સન્નારી પણ બનવું જોઈએ. પરંતુ ખ્રિસ્તી બનવાને માટે ગ્રીક કે લેટિનના અભ્યાસની જરૂર નથી. એથી વિશેષમાં, જે શાળાઓ ફક્ત સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ જ ઉત્પન્ન કરીને સંતોષ માને છે, અને સાથે ને સાથે એ સિવાય બીજું કંઈ પણ કરતી નથી, — નથી એમને વકીલો બનાવતી કે નથી ડૉક્ટરો, વેપારીઓ, શાહુકારો, સુથારો, ખેડૂતો, શિક્ષકો કે સારી ગૃહિણીઓ પણ બનાવતી, પણ ફક્ત સદ્‌ગૃહસ્થો કે સન્નારીઓ જ બનાવે છે — એ શાળાઓ વત્તેઓછે અંશે, મારા અભિપ્રાય પ્રમાણે, જરૂર નિષ્ફળ નીવડવાની છે. જેઓ કેવળ સદ્‌ગૃહસ્થો જ છે એમને

માટે આ દેશમાં સ્થાન છે જ નહિ અને કદી રહ્યું પણ નથી, અને મેં જે કંઈ પરદેશમાં હમણાં હમણાં જોયું છે એ ઉપરથી હું એવો અભિપ્રાય બાંધું છું કે, હવે એવો વખત આવે છે કે કોઈ પણ દેશમાં, કોઈ પણ વર્ગના લોકો માટે, કેવળ સદ્‌ગૃહસ્થો તરીકે રહેવાનું બની શકશે નહિ — અર્થાત્, જે દેશમાં કે સમાજમાં તેઓ રહે છે એને માટે કોઈ પણ પ્રકારની ચોક્કસ સેવા બજાવવાની લાયકાત તેઓ નહિ ધરાવે, તો તેમને માટે સમાજમાં સ્થાન રહેશે નહિ.

ઘણાંખરાં દષ્ટાંતોમાં મને માલૂમ પડ્યું છે કે, યુદ્ધ (આંતર વિગ્રહ) પછી તરત જ, ઉત્તરના ગુલામી-વિરોધી દળના લોકોએ જે નમૂનાની શાળાઓ શરૂ કરી હતી, એ નમૂના પ્રમાણે નાની નિગ્રો કોલેજો સ્થાપવામાં આવી છે. સામાન્ય શાળાપદ્ધતિના પાયો પણ નહોતો નંખાયો એનો વિચાર કરતાં, ગ્રીક અને લેટિન શીખવવાને એ સમયે જે સંસ્થાઓ ઊભી કરવામાં આવી હતી, એમની સંખ્યા પ્રમાણ કરતાં બહુ જ વધારે કહેવાય. પરંતુ એટલું તો યાદ રાખવું જોઈએ કે, જે લોકોએ આ શાળાઓ શરૂ કરી હતી એમનો હેતુ, સામાન્ય રીતે જે હેતુથી આજની શાળાઓ અસ્તિત્વ ધરાવે છે, એના કરતાં કંઈક જુદો હતો. તેઓ એમ માનતા હતા કે, હબસીઓની અમે પૂરી મુક્તિ કરી છે એમ દુનિયાને બતાવવું જોઈએ. ગુલામી-નિષેધની લાંબી ચળવળ વખતે એમ કહેવામાં આવતું હતું કે, હબસીઓ ગોરાઓની માફક પુસ્તકોનો અભ્યાસ કરી શકે નહિ. એટલે હબસીઓ પણ ગોરાઓની માફક પુસ્તકોમાંથી એટલો જ અભ્યાસ કરી શકે એમ છે એ બતાવાય, તો મુક્તિનું કામ પૂરું થયેલું બતાવી શકાય.

એ હવે બતાવવામાં આવ્યું છે એમ કહેવામાં કાંઈ વાંધો નથી એમ હું માનું છું. જે બતાવવાનું બાકી છે તે હવે એ છે કે, હબસી પણ, ગોરા માણસની માફક, પોતાને જે પ્રકારની કેળવણી મળી હોય તેનો ઉપયોગ સમાજના એક કીમતી અને વધારે ઉપયોગી સભ્ય બનવામાં કરી શકે છે. ખાસ કરીને જરૂરનું એ છે કે, દક્ષિણના ગોરા માણસને ખાતરી કરી આપવી જોઈએ કે ફક્ત હબસીની એકલાની નહિ, પરંતુ દક્ષિણવાસીની પ્રગતિ અને ઉન્નતિ માટે પણ હબસીની કેળવણી એક જરૂરી પગલું છે.

આ સંબંધે એ યાદ રાખવું જોઈએ કે, દક્ષિણમાં એવા હજારો ગોરાઓ છે કે જેઓ હબસીઓ સાથે સંપૂર્ણ મિત્રાચારીથી વર્તે છે, અને એમને મદદ કરવા કંઈક કરવા પણ તૈયાર છે. પરંતુ હજુ એમને ખાતરી નથી થઈ કે કેળવણીથી હબસીનું કંઈ પણ ખરેખરું કલ્યાણ થયું છે. તેઓ જાતે જ્યાં સુધી એનું શુભ પરિણામ જોશે નહિ, ત્યાં સુધી એ બાબતમાં બીજા કશાથી એમની ખાતરી થવાની નથી.

આ દિશામાં વધુ પ્રગતિ નથી થઈ એનું કારણ એ છે કે, ઉત્તરના ગોરા લોકોએ દક્ષિણમાં સ્થાપેલી શાળાઓ એક અર્થમાં પરદેશી સંસ્થાઓ ગણાઈ છે. અલબત્ત, એમાં હંમેશાં એ લોકોનો પોતાનો દોષ નથી. એમની સંસ્થાઓનો શિક્ષણક્રમ ઘડતાં એમણે હબસીઓની કે દક્ષિણવાસીઓની ખરેખરી જરૂરિયાતોનો વિચાર કર્યો નથી. ઘણી વખતે આ શાળાઓમાં અભ્યાસ કરતાં યુવાનો અને યુવતીઓ, હબસીઓ અને દક્ષિણવાસીઓની વાસ્તવિક પરિસ્થિતિ અને જરૂરિયાતોથી એટલાં બધાં અપરિચિત રહ્યાં હોય છે કે, કેટલાંય વર્ષો પછી

જ તેઓ મૂળ ભૂમિકા ઉપર પાછાં આવી શકે છે અને કોઈ પણ સ્વરૂપની જરૂરી અને ઉપયોગી મહેનત કરીને, પોતે ઉપયોગી અને સુખી થાય એવું સ્થાન પ્રાપ્ત કરી શકે છે.

ઘણી વખત એવું પણ બન્યું છે કે, હબસી કૉલેજોમાંથી નીકળેલા વિદ્યાર્થીઓ કોઈ પણ જાતનું ઉપયોગી અને રચનાત્મક કાર્ય કરવા ખુશી હોતા નથી અથવા તો તેમનામાં એની લાયકાત પણ હોતી નથી. આથી તેઓ કેવળ ચળવળિયા બનવાની લાલચને તાબે થયા હોય છે. જે સ્થિતિમાં એમને શિક્ષણ આપવામાં આવ્યું હોય છે એ સ્થિતિનો જ એમાં દોષ હોય છે. સ્વાભાવિક રીતે આવી પરિસ્થિતિમાં, શિક્ષક તરીકે કે બીજા કોઈ અધિકારપદેથી, હબસીઓની કેળવણી માટે દક્ષિણમાંથી સમર્થન મેળવવામાં તેઓ બહુ ઉપયોગી થઈ શક્યા નથી. એમ છતાં દક્ષિણની હબસી આમ-જનતાને જો જરા પણ કેળવણી મેળવવી હોય, તો તેઓ દક્ષિણની સાર્વજનિક શાળાઓમાંથી જ મેળવી શકે એમ છે.

ઘણા લાંબા સમયથી હું એવો અભિપ્રાય ધરાવતો આવ્યો છું કે, દક્ષિણના દરેક ભાગમાં, હબસીઓની કેળવણી પ્રત્યે કેટલે અંશે મિત્રાચારીની ભાવના ઉત્પન્ન કરી શકાય એવું છે, એનું ભાન હબસી કૉલેજોના સંચાલકોને થયું નથી. આ મિત્રાચારીની ભાવના ઉત્પન્ન કરી શકાય એમ છે. એને માટે દક્ષિણના ગોરાઓને ફક્ત એટલું જ બતાવી દેવાની જરૂર છે કે, તેમની સાથે સૌથી નિકટના સંસર્ગમાં આવનાર હબસી આમ-જનતાને, આ કેળવણીએ ખરેખર રીતે કંઈક ફાયદો કર્યો છે, અને વ્યાવહારિક રીતે એમને એ સહાયરૂપ

પણ થઈ પડી છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે, સામાન્ય રીતે દક્ષિણમાં ગોરાઓના નિત્ય સંસર્ગમાં આવનાર કેળવાયલો હબસી હોતો નથી, પરંતુ ખેડૂતો, મજૂરો અને નોકરો જેવી આમ-જનતા જ હોય છે. ફક્ત થોડા જણને અપાતી ઉચ્ચ કેળવણી સીધી વા આડકતરી રીતે આમ-જનતાને પહોંચી એમને સહાય નહિ કરે, તો દક્ષિણમાં હબસીઓની કેળવણીને લોકપ્રિય બનાવવાને માટે, અથવા તો જુદાં જુદાં સંસ્થાનો તરફથી એ કાર્યને આગળ ધપાવવાનાં સાધનો મેળવવા માટે ભાગ્યે જ કાંઈ કરી શકાશે.

બીજી બાજુએ, જ્યારે દક્ષિણવાસી ગોરો પ્રત્યક્ષ જોશે કે, કેળવાયેલો હબસી ખેતીમાં કે દુકાનમાં વધારે સારી સેવા બજાવી શકે છે; જ્યારે ગોરા વેપારીને જણાશે કે, કેળવણીથી હબસીની જરૂરિયાતો વધે છે એટલું જ નહિ, પરંતુ એ જરૂરિયાતોને સંતોષવાને એને વધારે પૈસાની જરૂર પડે છે, અને પરિણામે એ વધારે સારો ગ્રાહક બને છે; જ્યારે ગોરાઓને માલૂમ પડશે કે, હબસીઓને કેળવણી આપવાથી ગુનાઓ અને રોગમાં ઘટાડો થાય છે, અને હબસી દરેક રીતે વધારે સારો શહેરી બને છે; — આમ થશે ત્યારે ગોરો કર ભરનાર એમ નહિ માને કે, હબસીની કેળવણી પાછળ ખર્ચેલા પૈસા હબસી જાતિને માટે ખાલી રિઝામણું જ છે, અથવા તો એ પૈસા તદ્દન પાણીમાં જ નાંખી દીધા છે.

સ્વર્ગસ્થ મિ. એચ. એચ. રોજર્સને મેં આના જેવી કાંઈક વાત કેટલાંક વર્ષ પહેલાં કરી હતી અને અમે બન્ને જણાએ આ બાબતની યોગ્ય અજમાયશ કરવાની એક યોજના ઘડી હતી. એમણે એવી દરખાસ્ત મૂકી હતી કે, અખતરા

તરીકે અમારે બે કે ત્રણ પરગણાં લેવાં અને એમને સારી શાળાઓ આપી પરિણામ શું આવે છે એ જોવું.

શાળાઓ બાંધી સીધેસીધી એમને લોકોને આપી દેવાથી કંઈ અર્થ સરે એમ નથી, એ બાબતમાં અમે બન્ને એકમત થયા. અમે એવું નક્કી કર્યું કે, અમુક રકમ એવી રીતે ખર્ચવી કે જેથી કરીને હબસીઓમાં સ્વાશ્રયની ભાવના જાગ્રત થાય અને એમનો ઉત્સાહ વધે. એ પગલું અમને વધુ યોગ્ય લાગ્યું. ઈ. સ. ૧૯૦૫ની શરદઋતુમાં અલાબામાના મેકન પરગણામાં અમે સૌથી પ્રથમ પ્રયોગ શરૂ કર્યો. એ અખતરો પૂરો થતા પહેલાં રૉજર્સ સાહેબ સ્વર્ગવાસી થયા. પરંતુ અમે જે પ્રમાણે કબૂલ થયા હતા એ પ્રમાણેનું કાર્ય એ સત્રના અંત સુધી, એટલે કે ઈ. સ. ૧૯૧૦ના ઑક્ટોબર સુધી, આગળ ચલાવવાનું એમના કુટુમ્બે સ્વીકારવાની કૃપા કરી.

આ કાર્યના પરિણામે શાળાઓનાં ૪૬ નવાં મકાનો બંધાવવામાં આવ્યાં હતાં. દરેકની સરેરાશ કિંમત ૭૦૦ ડૉલર પડી હતી. શાળાના કામની મુદત જે ત્રણ ચાર મહિના હતી એને બદલે લંબાવીને આઠ નવ માસની કરી. લોકોનું પોતાનું સરેરાશ ખર્ચ દર વર્ષે ૩,૬૦૦ ડૉલર જેટલું હતું. આ પાંચ વર્ષના ગાળા દરમિયાન લોકોએ બધા મળીને વીસ હજાર ડૉલર જેટલી રકમ ઉઘરાવીને ભેગી કરી હતી. આવા પ્રકારનું કાર્ય, પણ જરા ઓછા વિસ્તારમાં, બીજાં ચાર પરગણાંઓમાં કરવામાં આવ્યું હતું. પરિણામે, મેકન પરગણામાં અમે એક નમૂનેદાર સાર્વજનિક શાળાપદ્ધતિ શરૂ કરી છે. આ શાળાઓને પરગણાનું કેળવણી મંડળ કેટલેક અંશે આશ્રય

આપે છે અને કેટલેક અંશે લોકોએ જાતે અંદરોઅંદર ઉઘરાવેલા ફાળાનો એમને આશ્રય મળે છે.

જુદા જુદા ગ્રામવિસ્તારની હબસી કોમોની સહાયથી, આ નમૂનેદાર શાળાઓ બાંધવાનું અમે શરૂ કર્યું કે તરત જ, આ પ્રયોગના અધિકારી સી. જે. કેલોવે સાહેબે દક્ષિણનાં બધાં હબસી વર્તમાનપત્રોમાં જાહેરાત કરવા માંડી કે, 'આઠ-માસિક શાળાઓ'ની નજીક જમીનના મોટા કે નાના ટુકડા હબસી ખેડૂતને વેચાતા મળી શકે એમ છે. થોડા જ વખતમાં નજીકનાં પરગણાંઓમાંથી જ નહિ પણ જ્યોર્જિયા અને પડોશનાં સંસ્થાનોમાંથી પણ પૂછપરછ શરૂ થઈ. જમીન ખરીદવાને અશક્ત, પરંતુ કોઈ સારી શાળા નજીક રહીએ તો ખેતર પર મજૂરી મળે એવી ઇચ્છાવાળા, અનેક ખેડૂતો ગ્રામવિસ્તારમાં રહેવા આવવા લાગ્યા. બીજા કેટલાક, કે જેમની પાસે દક્ષિણના ભાગોમાં પોતાની જમીન પહેલેથી હતી, એ લોકોએ પોતાની એ જમીન વેચી કાઢી અને પરગણામાં નવી જમીન ખરીદી. મિ૦ કેલોવે મને જણાવે છે કે, પહેલાં પાંચ વર્ષ દરમ્યાન, એમણે એકલાએ જ પચાસ જેટલાં કુટુંબોને ૪૯,૫૪૦ ડોલર જેટલી કિંમતની આ પરગણાની જમીન વેચી છે. ઈ. સ. ૧૯૧૦ની સાલમાં ૨૧,૩૩૫ ડોલરની કિંમતની ૧,૪૫૦ એકર જેટલી જમીન એમણે વેચી હતી.

સંસ્થાનના બીજા ભાગોમાંથી ખેડૂતો ખૂબ પ્રમાણમાં બહાર નીકળી ગયા છે એમ અમને ઈ. સ. ૧૯૧૦ની વસ્તીગણતરી વખતે માલૂમ પડ્યું. ત્યારે જ અમને મેકન પરગણામાં બહારની વસ્તી કેટલા પ્રમાણમાં અંદર આવી છે

એનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. ત્યાર પહેલાં એનું મૂલ્ય કેટલું હતું એનું અમને કોઈને ભાન નહોતું એમ હું ધારું છું. દાખલા તરીકે, વસ્તીગણતરી ઉપરથી એમ સમજાય છે કે, છેલ્લાં દસ વર્ષમાં એલાબામામાં આવેલા ‘બ્લૅક બેલ્ટ’નાં ઘણાંખરાં પરગણાંઓમાં વસ્તી વધવાને બદલે ઘટી છે. ‘બ્લૅક બેલ્ટ’ પરગણાંઓમાં મોટાં શહેરો છે નહિ અને એમાંથી જ વસ્તીનો ઘટાડો થયો છે. મેકન પરગણું આમાં અપવાદ છે. તેમાં પણ મોટાં શહેરો નથી, પરંતુ એમાં વસ્તી ઘટવાને બદલે દસ ટકા વધી છે.

મને લાગે છે કે આનાં બે કારણો છે: પહેલું કારણ એ છે કે, મેકન પરગણામાં હબસીઓમાં ઘણા જ ઓછા ગુના બને છે અને કોઈ પણ પ્રકારની ટોળાશાહી જબરદસ્તી છે નહિ. દારૂનો કાયદો ત્યાં અમલમાં મુકાય છે અને ગુનેગારોને દૂર કરવામાં કાયદાના અમલદારોને સહકાર ન આપે એવા કોઈક જ હબસીઓ મેકન પરગણામાં હશે.

બીજું કારણ એ છે કે, મેકન પરગણામાં, મેં વર્ણવ્યા પ્રમાણેની શાળાઓ છે એટલું જ નહિ; એમાં શિક્ષકો છે તે એવા છે કે જે, વિદ્યાર્થીઓને અને એમનાં માબાપને પોતાનાં ઘરબાર, ઢોરઢાંકર, વાડીખેતર વગેરે સુધારવામાં તથા સારી કમાણી થાય તેવી અનેક બાબતોમાં મદદકર્તા થાય, એવું શીખવનારા છે.

વસ્તીગણતરીમાંથી તરી આવતી હકીકતો જ્યારે એલાબામામાં પ્રસિદ્ધ થઈ ત્યારે સામાન્ય રીતે મોટા જમીનદારોમાં તથા છાપાંઓમાં એ બાબત ખૂબ ચર્ચાઈ. આ ચર્ચા દરમિયાન મૉન્ટગોમેરીના ‘ધી ઍડવર્ટાઈઝર’ પત્ર

ઉપર મેં એક કાગળ લખ્યો અને જે હકીકતનો મેં ઉલ્લેખ કર્યો છે એ હકીકત તરફ તેમનું ધ્યાન ખેંચ્યું.

આ પત્રની સમાલોચના કરતાં 'ધી એડવર્ટાઇઝર'ના તંત્રીએ આ પ્રમાણે જણાવ્યું હતું :

'એલાબામા સંસ્થાન કેળવણી પાછળ ઘણી ઉદાર રકમ ખરચે છે, અને તેનો ફાયદો ગોરાઓ તેમ જ હબસીઓનાં બાળકોને પહોંચે એ ત્યાંના શિક્ષણતંત્રનો એક ભાગ છે. એટલું તો કબૂલ કરવું પડશે કે, પૈસાને યોગ્ય રીતે ખરચવામાં અને એનો યોગ્ય ઉપયોગ કરવામાં ઘણી મુશ્કેલીઓ છે; અને એને દૂર કરવા પગલાં લેવાને સમય લાગશે અને તેમાં સુધારો કરવા કાયદો કરવાની પણ જરૂર પડશે.

વૉશિંગ્ટને પત્રમાં જે બાબતની ફરિયાદ કરી છે એ જુદાં જુદાં પરગણાંઓમાં નિરીક્ષકો નીમવાથી સહેલાઈથી દૂર થઈ શકે એમ છે. તેઓને, આ ફરિયાદોનાં કારણો ઝડપથી કેવી રીતે દૂર કરી શકાય, એ જોવાનું કામ સોંપવું જોઈએ. હબસી માતાપિતાઓએ પોતાનાં બાળકની કેળવણીમાં ખૂબ રસ બતાવ્યો છે અને હાલમાં તેઓ જે સ્થાને વસવાટ કરે છે એ સ્થાને પોતાને જોઈતું પ્રાપ્ત નહિ કરી શકે, તો તેઓ એ પ્રાપ્ત કરવા બની શકે એટલી ત્વરાથી બીજું સ્થળ ખોળી લેશે. બધા શાળાધિકારીઓને અને અમેરિકાના બધા શહેરીઓને અમે બૂકર ટી વૉશિંગ્ટનનો આ વિષય ઉપરનો પત્ર વાંચી જવા, અને એના ઉપર કાળજીપૂર્વક વિચારણા ચલાવવાની ભલામણ કરીએ છીએ.'

મારા મત પ્રમાણે, મેકન પરગણામાં જે પ્રયોગ થયો તેનું મૂલ્ય, તે પરગણાની કાળી ગોરી મળીને છવીસ હજારની વસ્તીને તેણે જે પ્રત્યક્ષ ફાયદો કર્યો તેના કરતાં, એક ગ્રામપ્રદેશમાં જો સાચું શિક્ષણતંત્ર ગોઠવાય તો તેનાથી તે પ્રદેશના જાતિ-પ્રશ્નના ઉકેલ બાબતમાં શું થઈ શકે છે, એ

જે પ્રત્યક્ષ પ્રયોગ કરીને બતાવવામાં આવ્યું, તે વસ્તુથી વધારે ફાયદો થયો છે.

મેકન પરગણામાં અમારે જાતિ-પ્રશ્ન છે જ નહિ; જાતિઓ વચ્ચે ત્યાં કોઈ ઘર્ષણ નથી; ખેતીની સુધારણા થતી જાય છે; પરગણામાં લોકો પૈસેટકે આબાદ થતા જાય છે. શરીફની સાથે તાજેતરમાં મારે વાત થઈ, તેમાં એમણે મને કહ્યું કે, 'આ પરગણામાં એટલા ઓછા ગુના થાય છે કે મારે માટે ભાગ્યે જ પૂરતું કામ મળી રહે છે. વળી હબસીને કેળવણી આપવાથી યોગ્ય બદલો મળી રહે છે એવી આ પરગણાના ગોરાઓની ખાતરી થઈ ગઈ છે. એમ મારા માનવા પ્રમાણે હું નિર્ભય રીતે કહી શકું છું.'

મેકન પરગણાની બાબતમાં જે વાત સાચી છે એ વાત, મારા અભિપ્રાય પ્રમાણે, દક્ષિણમાંના દરેક પરગણાની બાબતમાં સાચી થઈ શકે છે. શિક્ષકો તૈયાર કરવામાં રોકાયેલી શાળાઓનું કાર્યક્ષેત્ર દક્ષિણ તરફ છે; ને બાજૂ તેઓ નજર નાંખે તો ઉપરનું પરિણામ આણવામાં ઘણું થઈ શકે એમ છે. મારા અનુભવથી મારી ખાતરી થઈ છે કે, કોઈ પણ સારા કાર્ય માટે પૈસા મેળવવાનો સૌથી સહેલામાં સહેલો રસ્તો એ છે કે, જે કાર્ય માટે તમને પૈસા આપવામાં આવે છે એ કામ કરવાની તમારામાં ઇચ્છા અને શક્તિ હોવી જોઈએ. એનું સૌથી સારામાં સારું દષ્ટાંત હબસીઓની વૈદકીય કોલેજનું છે. મુસ્કેલીઓ હોવા છતાં, અને બહારની લગભગ કોઈ પણ પ્રકારની મદદ ન હોવા છતાં, એને ફતેહ મળી છે. જોકે આશ્રય માટે તો એ કોલેજને પોતાના વિદ્યાર્થીઓની ફી ઉપર જ મોટે ભાગે આધાર રાખે છે, છતાં તેમને ફતેહ એટલા

કારણસર મળી છે કે, જે બાબતની સાચી જરૂરિયાત હતી એ બાબત માટે જ વિદ્યાર્થીઓને તેમણે તૈયાર કર્યા છે.

લગભગ એમના જેવું કામ કરનારી હેમ્પ્ટનની અને બીજી શાળાઓને એ જ જાતની ફતેહ ખરેખર મળી છે, એ ઉપરથી મારી ખાતરી થઈ છે કે, મેકન પરગણાની બહાર પણ જો આ પ્રકારના પ્રયત્ન કરવામાં આવે તો ત્યાં પણ એ જ પ્રકારનો યશ મળે. જુદાં જુદાં દક્ષિણનાં સંસ્થાનોમાં જુદે જુદે સમયે મેં કેળવણીવિષયક પ્રવાસો કર્યા છે. એ પ્રવાસો દરમિયાન, હું જે કાર્ય કરવા પ્રયત્નો કરતો હતો એ કાર્યમાં ગોરાઓના જરા વધારે સારા ગણાતા લોકોએ જે રસ લીધો હતો એ જોઈને મને ઘણું આશ્ચર્ય થયું હતું અને મારી ઉપર અસર પણ થઈ હતી. આ પ્રવાસો દરમિયાન દરેક ઠેકાણે હબસીઓએ એકલાએ જ નહિ, પણ ગોરાઓએ સુધ્ધાં મને હાર્દિક અને ઉત્સાહભર્યો આવકાર આપ્યો હતો.

દાખલા તરીકે, ઈ. સ. ૧૯૧૦ના નવેમ્બર માસમાં ઉત્તર કેરોલિનામાં થઈને મેં પ્રવાસ કર્યો હતો એ દરમિયાન, શાળાઓની તથા જાતિઓ વચ્ચેના સંબંધની સુધારણા માટે મેં જે સૂચનો કર્યાં હતાં, એની ચર્ચા તથા સંમતિભરી સમાલોચના ઘણી વખત દૈનિક વર્તમાનપત્રોમાં કરવામાં આવતી હતી એટલું જ નહિ, પણ એ પ્રવાસમાંથી પાછા ફર્યા બાદ, જુદાં જુદાં સંસ્થાનોના મારા પ્રખ્યાત ગોરા શ્રોતાઓએ અનુમતિના સંખ્યાબંધ પત્રો મારા ઉપર લખી મોકલ્યા હતા.

હબસીઓના કલ્યાણમાં રસ ધરાવનાર એક સદ્‌ગૃહસ્થે એક દિવસે મને પૂછ્યું કે, 'લગભગ પચાસ વર્ષની સ્વતંત્રતા

ભોગવ્યા પછી, તમારા ધારવા પ્રમાણે, હબસીઓને સૌથી વધારે જરૂર કઈ વસ્તુની છે?' મેં તરત જ જવાબ આપ્યો કે, 'પચાસ વર્ષ પહેલાં એને જે વસ્તુની જરૂર હતી તે જ વસ્તુની — કેળવણીની — એને આજે પણ જરૂર છે.' જો મેં વધુ ચોક્કસ થવાનો પ્રયત્ન કર્યો હોત તો હું વધારામાં કહેત કે, હબસી કેળવણીને માટે વધારે સંખ્યામાં શાળાઓ અથવા જુદી જુદી જાતની શાળાઓ કરતાં કેળવણીની નીતિ અને તે મુજબની શાળા-પદ્ધતિ વધારે જરૂરની છે.

છેવટે જઈને તપાસતાં, જે જાતની શાળા-પદ્ધતિ ઊભી કરવાનું મેં સૂચન કર્યું છે એ જાતની શાળા-પદ્ધતિ ઘડવાનું કામ શિક્ષકો તૈયાર કરનાર ઔદ્યોગિક 'નૉર્મલ સ્કૂલ' અને કૉલેજોના ઉપર જ આવી પડવાનું; કેમ કે શાળાની ફતેહનો નિર્ણય શિક્ષકોની સફળતા કે નિષ્ફળતા ઉપર જ રહેલો છે. મેં બતાવેલી દિશામાં શરૂઆત કરવા માટે, હબસીઓને કયા પ્રકારની કેળવણી આપવી જોઈએ એ વિષે ઝઘડા કરવામાં જુદી જુદી શાળાઓ અને કૉલેજોએ જે સમય ભૂતકાળમાં ગાળ્યો છે, એ ભવિષ્યમાં ઓછો કરવો પડશે અને એને બદલે કોઈ પણ જાતની કેળવણી આપવામાં વધુ સમય અને વધુ ધ્યાન તેમને રોકવાં પડશે.

આ કાર્ય સિદ્ધ કરવા માટે, આ શાળાઓને હાલમાં કેળવણી માટે જે નાણાં મળે છે એના કરતાં ઘણાં વધારે નાણાં મેળવવાની જરૂર પડશે. એમ છતાં, હું માનું છું કે, જુદી જુદી શાળાઓ ઉત્તરના અને દક્ષિણના ગોરાઓ સમક્ષ આ વાત જો યોગ્ય સ્વરૂપમાં રજૂ કરે, તો દરેક સ્થળેથી વધુ મોટા પ્રમાણમાં તેમને નાણાં મળવાનો સંભવ છે. હું માનું

છું કે, દક્ષિણનાં સંસ્થાનોની સરકારો હવેથી ધ્યાન રાખવાની છે કે કેળવણી માટે ખર્ચવા મેળવેલાં નાણાંમાંથી હબસીઓની સાર્વજનિક શાળાઓને ભૂતકાળમાં જે નાણાં મળ્યાં છે, એના કરતાં એમને વધુ સારો હિસ્સો મળે. સાથે ને સાથે મને એમ પણ લાગે છે કે, હબસી લોકો પોતાની કેળવણી માટે કેટલે અંશે નાણાં આપવા ખુશી છે, કે કેટલાં આપી શકે એમ છે, અથવા વસ્તુતઃ હાલમાં કેટલાં નાણાં આપે છે, એ ઘણા ઓછા લોકોને ખબર છે. ઉચ્ચ કેળવણી આપતી શાળાઓ તથા 'નૉર્મલ' શાળાઓ હબસીઓને એક રીતે ભારે મદદ કરી શકે એમ છે. આમ-જનતાને હાલ અપાતી કેળવણીથી હબસીઓ અસંતોષી અને દુઃખી બને છે; એનાથી એમનામાં સ્વાશ્રયની હિંમત કે વૃત્તિ આવતી નથી. ઉચ્ચ કેળવણી આપતી તથા 'નૉર્મલ' શાળાઓ જો એને બદલે એમને એવી કેળવણી આપનારા શિક્ષકો તૈયાર કરે કે જે એમની કમાણી વધારવામાં સહાયરૂપ બને, તો દક્ષિણની શિક્ષણ-પદ્ધતિ ઘડવાને માટે જોઈતાં નાણાં પોતામાંથી મેળવી લેવા માટે હબસીઓને તે શાળાઓ ભારે મદદ કરશે.

નિગ્રો પ્રજાએ પોતાના બુદ્ધિવિકાસને સારુ તથા પોતાની જરૂરિયાતોને પહોંચી વળે એવી જાતની કેળવણી શોધી કાઢવા માટે પ્રયત્ન કર્યો છે; તેમાં ભૂલો તથા ગેરસમજો થઈ છે; આમ છતાં હું માનું છું કે, તે દ્વારા તેમણે કેળવણી શું છે અને કેવી હોવી જોઈએ એની પહેલાંના કરતાં વધારે વિશાળ અને વધારે ઉદાર કલ્પના જગતને આપવા માટે ઘણું કર્યું છે.

નિગ્રોને જેની ખાસ જરૂર હતી તે સાધવાને સારુ, નવેસર મતાધિકાર પામેલા લોકોને કેળવવાનો પ્રશ્ન ખડો થતા

પહેલાં, સામાન્ય શાળા માટે જ યોગ્ય કે શક્ય લેખાતાં કામોના કરતાં જુદી જાતનાં અને વધારે કામો કેળવણીને સાધવાં પડ્યાં છે. એ કામો કેળવણીએ હબસી સ્ત્રીપુરુષોના દૈનિક કાર્યમાં અને એમનાં ઘરોમાં સંસર્ગમાં આવીને પાર પાડ્યાં છે.

કેળવણીની જે યોજના પ્રયોગસિદ્ધ કરવામાં આવી છે, — ખાસ કરીને ઉદ્યોગ શાળાઓ, તેનું મહત્ત્વ અમેરિકા કે નિગ્રો પ્રજા પૂરતું જ મર્યાદિત નથી. યુરોપ, આફ્રિકા, એશિયા, અથવા બીજે જ્યાં જ્યાં લોકોનો મોટો સમુદાય પહેલી જ વાર પોતાનાથી વધારે ઊંચી સંસ્કૃતિના સંસર્ગમાં કે તેની અસર તળે આવતો હોય ત્યાં બધે, દક્ષિણની હબસી શાળાઓ દ્વારા કે તેમની મારફતે કે તેમણે ઔદ્યોગિક શિક્ષણની જે પદ્ધતિઓ સફળ યોજી બતાવી છે, તેમને ધીમે ધીમે માન્યતા અને મહત્ત્વ મળતું જાય છે.

હબસીનો ભૂતકાળનો ઇતિહાસ ટૂંકો હોવા છતાં, આ એક એવી હકીકત મને લાગે છે કે જેને માટે હબસીએ પોતાના ભૂતકાળ માટે ગૌરવ માનવું જોઈએ એટલું જ નહિ, પણ ભવિષ્યને માટે પણ એણે આશાવાન બનવું જોઈએ.

## જમનાદાસ ભગવાનદાસ સ્મારક
## ગ્રંથમાળાનાં અન્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. | ત્યારે કરીશું શું ? | ૧—૦—૦ |
| ૩. | જીવનશોધન | ૧—૪—૦ |
| ૪. | કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. | સત્યાગ્રહી ગેરીસન | ૧—૦—૦ |
| ૬. | સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| ૭ | જપજી | ૦—૬—૦ |
| ૮. | આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. | ચીનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. | ગાંધીજીની સાધના | ૧—૪—૦ |
| ૧૧. | શ્રીમદ્ભાગવત | ૧—૮—૦ |
| ૧૨. | ઊધઈનું જીવન | ૦—૧૦—૦ |

**નવજીવન કાર્યાલય**
**અમદાવાદ**